શ્રીમદનન્ત ભટ્ટાત્મજ શંકરવિરચિત

# વૈદ્ય વિનોદ

## (ગુજરાતી ભાષાંતર)


ભાષાંતર કર્ત્તા

**વૈદ્ય જેઠાલાલ દેવશંકર દવે**

આયુર્વેદ ચિકિત્સક.

શ્રીચરકસંહિતા, ભૈષજ્ય રત્નાવલી, યોગરત્નાકર, વૈદ્યામૃત વિગેરે ગ્રંથોના ભાષાંતરકાર. દેશીવૈદુ, ઘરનો વૈદ્ય, વૈદ્ય યાને વૈદક, ધનવાન, ભવિષ્યવેત્તા, હીંદુસ્તાનની તીર્થયાત્રા, સ્વધર્મનિષ્ટ દેવીજીવન આદિ ગ્રંથોના કર્ત્તા.



અધિપતિ: ભાગ્યોદય, માલીક: દવે ફાર્મસી.

**ભાગ્યોદય ઓફીસ રીચીરોડ-અમદાવાદ.**

શાખા—કાલબાદેવી રોડ મુંબાઇ.





આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૮૬ સને ૧૯૨૯

મૂલ્ય રૂ. ૨-૦-૦

: પ્રકાશક :
વૈદ્ય જેઠાલાલ દેવશંકર દવે
તંત્રી : ભાગ્યોદય
ભાગ્યોદય ઓફીસ: અમદાવાદ

મુંબઈ ઓફીસ
ભાગ્યોદય ઓફીસ અને
દવે ફાર્મસી
કાલબાદેવી રોડ : મુંબઈ.





પુસ્તક મળવાનું ઠેકાણું
ભાગ્યોદય ઓફીસ
રીચીરોડ : અમદાવાદ.

ભાગ્યોદય ઓફીસ
કાલબાદેવીરોડ : મુંબઇ.

શ્રી ભાગ્યોદય ઇલેકિટ્રક પ્રિ. પ્રેસમાં
જેઠાલાલ દેવશંકર દવેએ
પોતાના માટે છાપી પ્રસિદ્ધ કર્યું
ખાડીયા—અમદાવાદ.

# પ્રસ્તાવના

વૈદ્ય વિનોદ આ ગ્રંથ ઘણો પ્રાચિન અને ઉપયોગી છે. પહેલાં વૈદ્યો આ ગ્રંથ ભણતા. તેમાં નિદાન અને ચિકિત્સા પદ્ધતિ ઉત્તમ પ્રકારે વર્ણવેલી છે.

નિદાન પદ્ધતિ ટુંકમાં પણ સરળ રીતે વર્ણવેલી હોવાથી દરેક રોગની જલ્દી પરીક્ષા થઇ શકે એમ છે. વળી તેના ઉપરની ઉપચાર પદ્ધતિ ઘણી ઉત્તમ છે. થોડા પણ સચોટ ઉપાયો તેમાં આપેલા છે તેથી વૈદ્યોને તો આ પુસ્તક ઘણું લાભકર્ત્તા નીવડશે એટલુંજ નહિં પણ સાધારણ જનસમુદાયને આ પુસ્તક ઘણું ઉપયોગી થઇ પડશે એમ અમને લાગવાથી આ પુસ્તકનું ગુજરાતી ભાષાંતર અમે છપાવી પ્રસિદ્ધ કર્યું છે.

રાજા જયસિંહના પુત્ર રામસિંહના વખતમાં શ્રીશંકર ભટ કરીને વિદ્વાન વૈદ્ય થઇ ગયા તેમણે હારીત, પારાશર અને સુશ્રુત આદિ ગ્રંથોનું દોહન કરી તેમને જે જે ઉત્તમ પ્રયોગો લાગ્યા તે લઇ આ ગ્રંથનું તેમણે મૂળ સંસ્કૃતમાં નિર્માણ કર્યું.

અમૃતસાગર નામના પુસ્તકમાંથી ઘણા ઉતારા કરવામાં આવ્યા છે, અને તેનો પ્રચાર પણ સારો છે.

આયુર્વેદનો મર્મ જાણવા-સાધારણ રીતે થોડી મ્હેનતે આયુર્વેદનું જ્ઞાન પ્રાપ્ત કરવા અને ઘરવૈદ બનાવા માટે દરેક જણે આ પુસ્તકનું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. ગામડામાં તેમ શહેરમાં આ પુસ્તકનો વધુ પ્રચાર થાય તો સ્હેજ સ્હેજ બાબતમાં ડોકટર કે વૈદ્યને ઘેર દોડવાની જરૂર નહિં પડે.

આ પુસ્તક જનસમાજમાં વધુ પ્રિય થઇ પડશે તો અમે આવાં સરળ પુસ્તકો ગુજરાતીમાં વધુ બહાર પાડવા પ્રયત્ન કરીશું. અને તેનો વધુ ફેલાવો થતાં પ્રજા આયુર્વેદનો મર્મ અને ઉપયોગીતા સમજતી થશે એમ અમને લાગે છે.

મુંબાઇ
દવે ફાર્મસીનું દવાખાનું:
કાલબાદેવી રોડ.
આસો સુદ ૨ સં. ૧૯૮૫

વૈદ્ય જેઠાલાલ દેવશંકર દવે.
ભાષાંતરકર્ત્તા.

# જેઠાલાલ દેવશંકર દવે રચિત લોકપ્રિય



## પુસ્તકો.



**કાયદાનો શિક્ષક**–ફોજદારી, રેવન્યુ અને દીવાની કાયદાઓનું જુથ રૂ. ૧૫)
**ભવિષ્યવેત્તા**–ભુત ભવિષ્ય અને વર્તમાનકાળનું જ્ઞાન પ્રાપ્ત કરાવનાર રૂ. ૫)
ધનવાન–(વોલ્યુમ ૧ લું) ધન આપનાર હજારો પ્રયોગો કીં. રૂ. ૧૦)
ધનવાન–(વો. ૨જું) **ધનપ્રાપ્તિના માર્ગો**. હુન્નર ઉદ્યોગ શિક્ષક રૂ. ૮)
**માસ્તર ઓફ નોલેજ**–અંગ્રેજી, બંગાળી. મરાઠી હિંદી, સંસ્કૃત, શિક્ષક રૂ.૭)
**હિંદુસ્તાનની તીર્થયાત્રા.** આખાહિંદનાં ધામોની સંપૂર્ણ હકીકત રૂ. ૫
**સ્વધર્મનિષ્ટ દેવીજીવન**–ધર્મનિષ્ટ ૧૫૦ મહાન પુરૂષોનાં જીવન રૂ. ૬)
ત્રિકાળદર્શક દર્પણ–(વો. ૧ લું) કિંવા પ્રેતાવાહનવિદ્યા રૂ. ૫)
**ચમત્કૃતિજ્ઞાન દર્શક દર્પણ**–થોટ રીડીંગ, યોગવિદ્યા મેસ્મરીઝમ રૂ. ૫)
**સ્ત્રીહિતશિક્ષક** ચંદ્રકાંતની આત્મકથારૂપે ૫૧૦ સતીઓનાં જીવન રૂ. ૪
**શ્રીમદ્ શંકરાચાર્ય** કિંવા શંકરદિગ્વિજય સંપૂર્ણ જીવનચરીત્ર રૂ. ૩)
**મહાત્મા ગાંધી** અને હિંદના નવ નરરત્નોનાં જીવનચરીત્રો. રૂ. ૧–૮
વહુઠકુરાણી–ટાગોરકૃત નવલકથા (સ્ત્રીઉપયોગી) રૂ. ૧॥
રાજર્ષિ–ટાગોરકૃત નવલકથા (બાળ ઉપયોગી) રૂ. ૧॥
**ગૃહિણી રત્નમાળા** ભાગ ૧ લો અને બીજો–**કૌમુદિનીની આત્મકથા.** ૨॥
પરશિઅનનાઈટસ–અરેબીયન નાઇટસ જેવીજ રસીલી વાતોનો સંગ્રહ રૂ.૧
એકાગ્રતા **અને દિવ્ય શક્તિ**–અધ્યાત્મ જ્ઞાન પ્રાપ્ત કરાવનાર રૂ. ૧
**આત્મજયોતી**–કિંવા બ્રહ્મદર્શન તત્વજ્ઞાન સંબંધી ઉત્તમ પુસ્તક રૂ. ૧)
**યોગરત્નાકર**–વૈદકનો પ્રાચીન ગ્રંથ ૨)
**ઔષધોપચાર**–આયુર્વેદના ઉપચારોના અનુભવેલા ઉપાયો ૧॥)
વૈદ્યામૃત અને **ભૈષજ્ય રત્નાવલી**–વૈદકીય ઉપયોગી પુસ્તક ૧)
**બાળબોધોદય**–વૈદક બાળકોના ઉપચારની વાપી ૦॥)
**શ્રીચરકસંહિતા.** વો. ૧લું. મૂળસહિત ભાષાંતર વૈદકનો પુરાતની ગ્રંથ રૂ.૫)
**ભૈષજ્ય રત્નાવલી** અને **ચક્રદત્ત**–વૈદકનું ઉતમ પુસ્તક કીં. રૂ. ૫)
**વૈદ્યોના અનુભૂત પ્રયોગો**–વિદ્વાન વૈદ્યોના બતાવેલા ઉપાયોનો સંગ્રહ ૧)
**વૈદ્ય યાને વૈદક** ભાગ ૧–૨ વૈદકીય પુસ્તક વૈદકના અનેક પ્રયોગો રૂ. ૧॥)
**દેશી વૈદ્**–વૈદકનું ઉત્તમ પુસ્તક વૈદકની શાસ્ત્રીય દવાનો સંગ્રહ રૂ. ૧
**ભાગ્યોદય** માસીક–વૈદક, ધાર્મિક, સામાજી વિષયો ચર્ચતુ વાર્ષિક રૂ. ૪

વૈદ જેઠાલાલ દેવશંકર દવે, **મુંબાઇ** અને **અમદાવાદ.**

# વિષયાનુક્રમણિકા.

### છર્દિ નિદાન



### તરસ-તૃષ્ણાનું નિદાન.



### મૂર્છા નિદાન

## ઉન્માદ



## અપસ્માર



## વાતવ્યાધિ

**કુષ્ઠ નિદાન**

**માથાનો રોગ**



**સ્રીરોગ પ્રકરણ**



# वैद्यविनोद

मंगलाचरणम्।

सकल सुखनिधानं भुक्ति मुक्तिप्रदं यज्जयति जगति-सिद्धैः सर्वदोपास्य मानम्। करक लितवराब्जा भीति खड्गं प्रसन्नं दिशतु फलममीष्टं श्यामधामाम्बिकायाः ॥ १ ॥

જે સંપૂર્ણ સુખોના નિધાનરૂપ છે, જે ભુક્તિ અને મુક્તિ આપનાર છે, જેની સંપૂર્ણ સિદ્ધગણો ઉપાસના કરે છે, જેનો એક હાથ વરદાન આપવા માટે ઊંચો કરેલો છે, જેમનાં એક હાથમાં કમળ ધારણ કરી રાખ્યું છે, જેમનો એક હાથ ભક્તોને અભય દેનારો છે, અને જેમણે દુષ્ટોના શાસનને માટે એક હાથમાં ખડગ ધારણ કરેલું છે. જે સર્વ સમયે પ્રસન્ન છે એવી જે જગદમ્બા અંબિકાનું શ્યામ તેજ તે આ સંસારમાં સર્વોત્કર્ષ કરી અભીષ્ટ ફળને આપનાર થાઓ. ૧

## ગ્રંથકર્ત્તાનું નામ

જેનો યશ બધી દિશાઓમાં ફેલાઇ રહેલો છે એવા અને ગૌડવંશમાં જેનો પ્રભાવ વિખ્યાત છે, એવા એક અનન્ત નામના ભટ્ટ થઈ ગયા છે અને તેના પુત્રનું નામ શંકર હતું જે સંપૂર્ણ શાસ્ત્ર અને કાવ્યમાં પૂર્ણ પ્રવીણ હતા. ૨

જેની મહાન કીર્ત્તિ પૃથ્વી પર વિખ્યાત છે અને જે વિરોધી રાજાઓનું દમન કરવામાં તેજઃપુંજ બળતી જણાતી અગ્નિ સમાન છે એવા રાજાધિરાજ જયસિંહ વીર થયા છે. ૩

એમના પુત્ર ચિરંજીવી રામસિંહ થયા જે રામચંદ્રજી સમાન બળવાન હતા; જેના રૂપથી કામદેવ, દાનથી કલ્પ-વૃક્ષ અને પરાક્રમથી ઈન્દ્ર પણ શરમાતા હતા. ૪

જેના દાનની પરિકલ્પનાને જોઈ ઇન્દ્ર અને કલ્પ વૃક્ષાદિકોએ અભિમાનનો ત્યાગ કરી સ્વર્ગમાં રહેવું સારૂં છે અને પૃથ્વીમાં રહેવું સુખકારક નથી એમ સમજ્યા. ૫

લભ્યવસ્તુનું રક્ષણ કરનારા અને અલભ્ય વસ્તુને પ્રાપ્ત કરાવનાર એવા જે રામસિંહ કે જેમની આજ્ઞાથી આદર સહિત ગ્રંથ રચનારો હું શંકરભટ વિચારપૂર્વક એવા એવા પ્રયોગો લખું છું કે જેનો મેં ઘણીવાર અનુભવ કરેલો છે. ૬

હું વિદ્વાન લોકોને પ્રણામ કરી નિવેદન કરૂં છું કે આ ગ્રંથને પ્રસન્નતા પૂર્વક સાવધાનીથી અવલોકન કરશો. કેમકે તેને જોવાથી અત્યન્ત આનંદ પ્રાપ્ત થશે અને ઉત્કૃષ્ટ સિદ્ધિ મળશે. ૭

હારીત પારાશર અને સુશ્રુત સંહિતા આદિ ગ્રંથોનો સંક્ષેપથી વિધિપૂર્વક સર્વ સાર ગ્રહણ કરીને રોગોથી પીડાતા મનુષ્યોના સુખને માટે આ વૈદ્યવિનોદ નામના ગ્રંથનું હું નિર્માણ કરૂં છું. ૮

## મૂર્ખ વૈદ્યનો નિષેધ

યથા વિષં યથા વન્હિર્યથા શસ્ત્રં યથા પવિઃ ॥
તથૌષધમ વિજ્ઞાતં મૂઢ વૈદ્ય પ્રયોજિતમ્ ॥૯॥

જેવી રીતે ઝેર, અગ્નિ, શસ્ત્ર, અને વજ્ર પ્રાણોના નાશ કર્તા થાય છે એવી રીતે મૂર્ખ વૈદ્યે પ્રયોજેલું ઔષધ પણ પ્રાણઘાતક થાય છે. ૯

## રોગ ઓળખવાની વિધિ

સન્નિદાન પૂર્વરૂપ રૂપોપશયાપ્તિભિર્ગદં વિજ્ઞાત ॥
પ્રશ્ન સ્પર્શન દર્શ નૈસ્તૈ રૂગ્ણમ્પરીક્ષેત્ત ॥૧૦॥

**રોગ ઓળખવાની વિધિઃ**—નિદાન, પૂર્વરૂપ, રૂપ, ઉપશય, અને સમ્પ્રાપ્તિ એ પાંચ દ્વારા રોગોને ઓળખવા

તથા પ્રશ્ન કરીને, સ્પર્શ કરીને અને નજરે જોઇને રોગની પરીક્ષા કરવી જોઇએ. ૧૦

रोगोत्पत्तौ तुहेतुर्यस्तन्निदानं प्रचक्षते ॥
अव्यक्त लिङ्गं प्राग्रूपं रुपं तु व्यक्त भक्षणम् ॥११॥

નિદાન આદિનાં લક્ષણઃ—રોગોને ઉત્પન્ન થવાનું જે કારણ છે તેને નિદાન કહે છે ( જેમકે વાયુને ઉત્પન્ન કરનારા પદાર્થો છે. ) જે અવસ્થામાં રોગનાં લક્ષણો સ્પષ્ટ પ્રગટ ન થાય તેને પૂર્વરૂપ કહે છે. અને જે અવસ્થામાં રોગનાં લક્ષણો સ્પષ્ટ જણાય તેને રૂપ કહે છે. ૧૧

शान्तिर्व्याधे रुपशयोऽन्यथाऽनुपऽशय स्मृतः ।
उभाभ्यां सं परीक्षेत गूढ लिंगं गदं भिषक् ॥१२॥

જેથી વ્યાધિની શાંતિ થાય તેને ઉપશય, અને જેથી વ્યાધિ મટે તેને અનુપશય કહે છે. અને જે રોગનાં લક્ષણ સ્પષ્ટ સમજવામાં ન આવતાં હોય તેને ઉપશય અને અનુપ-શય બંન્ને રીતે પરીક્ષા કરવી. ૧૨

## નાડી પરીક્ષા

## નિદાન આદિથી રોગનું જ્ઞાન થવું

व्याधे रागतिरात्तिः स्याद्दुष्ट दोषेण सर्वदा ॥
रोगज्ञोनाय कर्तव्यं नाडी मूत्र परीक्षणम् ॥१६॥

શરીરમાં દોષો પોતે પોતાની મેળે કોપીત થઇ ઉપર નીચે વાંકા એમ ચારે તરફ ફરવાથી જે રોગની ઉત્પત્તિ થાય છે તેને સંમ્પ્રાપ્તિ કહે છે. એ પ્રકારે નિદાન આદિના સ્વરુપને જાણવાં. ફરી નિદાન આદિ પાંચ પ્રકારોથી રોગનું જ્ઞાન થતાં નાડી અને મત્ર પરીક્ષા કરવી. ૧૩

વાયુના પ્રકોપથી નાડીની ગતિ વક્ર થાય છે. પિત્તના પ્રકોપથી નાડી તીવ્ર ચાલે છે અને કફના પ્રકોપથી નાડી મન્દ ચાલે છે. જેમ વીણાની તાંત સર્વ રાગોને પ્રગટ કરે છે એવી રીતે નાડી સર્વ રોગોને પ્રકાશિત કરે છે. ૧૪

જે રોગીની નાડી અત્યંત શિથિલ થઇ મંદ થઈ જાય

છે, અથવા અત્યંત વ્યાકુલ થઇ બહુજ સૂક્ષ્મ થઈ નાશને પ્રાપ્ત થતી હોય તે સંન્નિપાતવાળો રોગી જલ્દી મરી જાય છે. ૧૫

વૈદ્યે સ્ત્રીની ડાબા હાથની અને પુરુષના જમણા હાથની નાડીને વારંવાર આંગળીયોથી પકડીને અને વળી છોડી દઇને પરીક્ષા કરવી. ૧૬

જેની નાડીની ગતિ વાંકી હોય, અને સાપની માફક અત્યંત વેગથી ચાલતી હોય તથા જેનું મુખ ખુલ્લું થઇ જતું હોય તેવો રોગી જરૂર મરી જાય છે. ૧૭

જેનું વીર્ય ક્ષીણ થઇ ગયું હોય તથા જેનો અગ્નિ મંદ પડી ગયો હોય તેની નાડી અત્યંત મંદ ચાલે છે તથા જ્યારે વાતાદિ દોષોમાંથી જે બે દોષો વાળી નાડી જણાય ત્યારે સમજવું કે તેના શરીરમાં એ બે દોષો વધેલા છે. ૧૮

જે રોગીનું શરીર શીતલ અને નાડી અત્યંત ગરમ હોય તેને ઉત્તમ વૈદ્ય અંતર્ગત જ્વર જાણવો. અર્થાત તેના શરીરની અંદર તાવ છે એમ સમજવું. ૧૯

જ્વરના વેગથી મનુષ્યોની નાડી ગરમ અને વેગવતી થઈ જાય છે અને અત્યંત સૂક્ષ્મ અથવા અત્યંત વેગવાળી શીતલ નાડી પ્રાણોનો નાશ કરનારી થાય છે. ૨૦

ભૂખ્યા મનુષ્યની નાડીની ગતિ ચપલ, તથા તૃપ્ત (જમેલા) મનુષ્યની નાડીની ગતિ સ્થિર હોય છે. અને સુખી મનુષ્યોની નાડી સ્થિર અને બળવાન હોય છે. ૨૧

## અથ મૂત્રપરીક્ષા

પ્રાત:કાલે શુદ્ધ કાચના પ્યાલામાં કે કાંસાના પાત્રમાં રોગીને પેશાબ કરાવવો. તે મૂત્રમાં તેલનું ટીપું નાંખવું. જો એ ટીપું જ્યાંનું ત્યાં ઠરી જાય તો રોગીને કષ્ટસાધ્ય સમજવો જોઇએ અને જો તે બિન્દુ મૂત્રમાં ડુબી જાય અથવા તેમાં છિદ્ર પડી જાય તો સમજવું જોઇએ કે રોગી મરી જશે. ૨૨

વાયુના પ્રકોપથી મૂત્ર કાળુ, સફેદ અને કાંઇક પીળું હોય છે. પિત્તના પ્રકોપથી પેશાબ અત્યંત ગરમ અને બહુજ પીળો હોય છે. કફના પ્રકોપથી સ્નિગ્ધ, ધોળુ અને થંડુ હોય છે અને ત્રિદોષમાં મૂત્ર કાળુ, ગરમ, લાલ અને ધુસરા રંગનું હોય છે. ૨૩

પેશાબમાં નાંખેલ તેલનાં ટીપાંની આકૃતિ કમળ, શંખ, મણિ અને ચામર જેવી હોય તો રોગી આરોગ્ય થઇ જાય છે. અને તેની આકૃતિ સાપ, બળદ, વીંછી, કાચબા અને કાગડા જેવી હોય તો રોગી મરી જાય છે. ૨૪

જો એ બિન્દુનો આકાર ત્રિશુળ, ધનુષ્ય, વજ્ર કુહાડી, ખડગ, દન્ડ, બાણ અને છરી આદિ જેવો થાય તો જાણવું જોઇએ કે રોગી મરી જશે. ૨૫

## અથ કાલજ્ઞાન

જે રોગીને રાત્રે દાહ થાય અને દિવસે ટાઢ વાય તથા જેનો કંઠ કફથી ભરાઇ જાય તે જરૂર મરી જાય છે. ૧

જે રોગીનું નાક, હૃદય, હાથ, પગ શીતલ થઈ જાય; અને જેના માથામાં શુળ આવતાં હોય તે જરૂર મરીજ જાય છે. ૨

જે રોગીની કાન્તિ અને પ્રતાપ નષ્ટ થઈ ગયાં હોય, શરમ જતી રહી હોય અને ક્રોધથી બોલતો હોય તે જરૂર છ મહિનામાં મરી જાય છે. ૩

જેનું શરીર કંપતુ હોય, જેની ગતિ ભંગ થઈ ગઈ હોય. જેનો વર્ણ બદલાઈ ગયો હોય,જેને ગંધ કે સ્વાદનું જ્ઞાન જતું રહ્યું હોય તે રોગી જરૂર મરી જાય છે. ૪

જેને વૃક્ષના મૂળમાં કે શાખાઓમાં અગ્નિના તણખા જણાતા હોય તે રોગી છ મહિનામાં મરી જાય છે. ૫

જે રોગીને સૂર્યોદય સમયે પ્રાતઃકાળ થયેલો જણાય, અને ચંદ્રોદય વખતે રાત્રિનું જ્ઞાન થાય તેને આરોગ્યતા પ્રાપ્ત થશે અને જેને વિપરીત જ્ઞાન થાય અર્થાત સૂર્યોદય સમયે

રાત્રિ અને ચંદ્રોદય સમયે દિવસ જણાય તે જરુર મરી જાય છે. ૬

જે રોગી કામહીન થઈ જાય, જેને પરસેવોજ ન વળે તે રોગી ત્રણ મહીનામાં જરૂર મરી જાય છે. જે રોગીનો ડાબો સ્વર(ડાબી બાજુનો સ્વર) કદી ચાલે નહિં; પણ હંમેશાં જમણો સ્વર ચાલે તે રોગી પંદર દિવસ કે એક માસમાં મરી જાય છે. તે ભરણી, મઘા, આશ્લેષા, આરદ્રા અને શતતારકા આ પાંચ નક્ષત્રોમાંથી કોઈ પણ રોગ ઉત્પન્ન થાય તો તેનું જરૂર મૃત્યુ થાય છે. ૭-૮-૯

જો વાયુ પિત્તના સ્થાનમાં અને પિત્ત કફના સ્થાનમાં ચાલ્યો જાય તથા કફ કંઠમાં (ગળામાં) ભરાઇ જાય તો તે રોગીનું બચવું દુર્લભ સમજવું જોઇએ. ૧૦

## વૈદ્યને ઉપદેશ.

आदौरोगं परीक्षेत भिषक्कुर्यात्ततः क्रियाम् ।
सर्वेषामेव रोगाणां दोषाः क्रुद्धाहिकारणम् ॥१॥

વૈદ્યે પહેલાં રોગની પરીક્ષા કરવી, અને પછી ચિકિત્સા કરવી, એ વાત જાણી લેવી જોઇએ કે દોષો કોપિત થવાથી (બગડવાથીજ) સર્વ રોગો ઉત્પન્ન થાય છે. ૧

दोषास्त्रयः पवन पित्त कफाः समासा दुष्टास्तएव विविधा मयदा भवन्ति ॥
तेषां प्रकोप करणे किल रुक्ष मुष्णं स्निग्धं क्रमेण विविधा हित सेवमंच ॥

દોષો ત્રણ છે. વાત, પિત્ત અને કફ એ દોષોના દૂષિત થવાથી અનેક પ્રકારના રોગો ઉત્પન્ન થાય છે અને એ દોષોના કોપિત થવાનું કારણ ક્રમથી (વાતમાં)રૂક્ષ,(પિત્તમાં) ઉષ્ણ અને કફમાં ( સ્નિગ્ધ ચીકણા ) પદાર્થો છે. તેમ અનેક પ્રકારના અહિતકારી પદાર્થોનું સેવન કરવાથી જ એ દોષો કોપિત થઈ જાય છે, ૨

# જ્વર—તાવ

## જ્વરોનાં લક્ષણ અને ચિકિત્સા

હવે હું જ્વરો (તાવ)નાં લક્ષણ અને તેની ચિકિત્સાનું વર્ણન કરૂં છું. જ્વરનું વર્ણન સર્વ રોગોની પહેલાં એ માટે કરવામાં આવ્યું છે કે એ સર્વ રોગોનો રાજા જ્વર છે. ૩

પુરાણોમાં એ વાત પ્રસિદ્ધ છે કે દક્ષ પ્રજાપતિએ કરેલા અપમાનથી ક્રોધિત થયેલા શિવજીના શ્વાસથી જ્વર ઉત્પન્ન થયો છે, તે જ્વર આઠ પ્રકારનો હોય છે, જેમ કે ૧ વાતજ, ૨ પિત્તજ, ૩ કફજ, ૪ વાતપિત્તજ, ૫ કફપિત્તજ, ૬ કફવાતજ ૭ ત્રિદોષજ અને ૮ આગન્તુક (૪)

मिथ्याऽहार विहारतः प्रकुपिता दोषा रसस्यानुगाः
कोष्टाग्निं ज्वरदा निरस्य बहिरत्यामाशये संस्थिताः ॥
तापोङ्ग ग्रहणंक्लमोहि युग पत्संदिश्यते सज्वरो.
वैरस्य नयन प्लवः श्रमरुजः पूर्वंहि तस्योद्गमे ॥

મિથ્યા અર્થાત વિપરીત આહાર વિહારથી દોષો કોપિત થઇ રસોની સાથે આમાશયમાં જઇ કોઠાના અગ્નિને બહાર કહાડી જ્વરને ઉત્પન્ન કરે છે, દાહ, શરીર અકડાઇ જવું અને ગ્લાનિ એ ત્રણે લક્ષણ એકદમ થાય તેને જ્વર કહે છે, મોંનો સ્વાદ બગડવો, આંખોમાંથી પાણી આવવું, થાક જણાવો અને શરીરમાં પીડા થવી એ જ્વરનાં પૂર્વરૂપ છે. ૫

आसप्तरात्रं तरुणोज्वरः स्यात्कवाथो न देयो नहि तत्रचकः
आत्या कुलत्वं प्रगताः कषायैर्दोषा विजेतुं सुत राम शक्याः॥

તાવ આવે ત્યારથી સાત દિવસસુધી જ્વરને તરુણજ્વર કહે છે, એથી જ્વર આવ્યા પછીથી સાત દિવસ સુધી જ્વર વાળાને કવાથ આપવો નહિં કારણ કે કવાથોથી અત્યંત વ્યાકુળ થયેલા વાતાદિ દોષોનું શમન કરવું અશકય થઇ જાય છે. ૬

वातोद्भवः सप्त रात्रा दश रात्राच्च पैत्तिकः ॥
श्लेष्मिको द्वादशाहेन ज्वरः पाकं प्रयातिहि ॥७॥

વાત જ્વર સાત દિવસમાં, પિત્ત જ્વર દસ દિવસમાં અને કફ જ્વર બાર દિવસોમાં પાકી જાય છે. ૭

**આગન્તુક જ્વરનાં લક્ષણ**:—વિષ ખાવાથી, અત્યંત કામેચ્છાથી, ઘા વાગવાથી, શોક કરવાથી, ભૂત ઇત્યાદિકના ભયથી ગુરુ વૃદ્ધા અને સિદ્ધ પુરુષોના શાપથી અને ઓષધીયોની સુગંધીથી મનુષ્યને જે જ્વર આવે છે, તેને મુનિ ગણો આગન્તુક જ્વર કહે છે. ૮

**વિષજ અને કામજ જ્વરનાં લક્ષણ**—મોંઢા પર કાળાશ થવી, ઉલ્ટી થવી, મદ, અતિ મોહ, તૃષા અને અતિસાર એ વિષથી ઉત્પન્ન થયેલા જ્વરનાં લક્ષણ છે. અને આળસ, ચિત્તભ્રમ, અજ્ઞાનતા, તંદ્રા, અરૂચિ, અને ગ્લાનિ એ કામજ્વરનાં લક્ષણો છે. ૯ ઉદ્વિગ્નતા, રડવું, કંપ થવો, એ ભુતના ભયથી ઉત્પન્ન થયેલા જ્વરનાં લક્ષણો છે. અને શોક તથા ભયથી ઉત્પન્ન થયેલા જ્વરમાં વાયુનો પ્રકોપ થાય છે અને ક્રોધથી ઉત્પન્ન થયેલા જ્વરમાં પિત્તનો પ્રકોપ થાય છે. અને અભિશાપાદિથી ઉત્પન્ન થયેલા જ્વરોમાં ત્રણે દોષો કોપિત થાય છે. તે જેવાં લક્ષણ દેખાડે તેવા તેવા દોષો કોપિત થયા છે એવું વૈદ્દે સમજવું. ૧૦

## જ્વરની ચિકિત્સા.

अहिमं सलिलं सुलंघनं निलयो वात निवर्तनोचितः ॥
वसनं गुरु सूक्ष्मपेशलं ज्वरितानां प्रथमं प्रशस्यते ॥११॥

જ્વર આવે તો પાણી ગરમ કરીને તે ( ઠારીને ) પાવું. સારી રીતે લંઘન ( ઉપવાસ ) કરાવવા, જ્યાં હવા ન આવતી હોય તેવા ઓરડામાં રોગીને રાખવો અને જાડાં અને સૂક્ષ્મ વસ્ત્રો ઓઢાડવાં. ૧૧

સુંઠ, ધાણા, દેવદાર, અને બેઠી તથા ઉભી ભોંયરીંગણી એ પાંચે ઔષધોનો કાઢો પ્રથમ જ્વરવાળા રોગીને આપવો આ ક્વાથ જ્વર જ્વરનો નાશ કરે છે. અને તે દીપન પાચન છે. ૧૨

## વાતજવર

**जृम्भाङ्गमर्दौ विरसास्यता रुक्हृन्मूर्द्ध गात्रेषु सकृद्विबन्धः।**
**कण्ठौष्टशोषो विषमोहिवेगो रौक्ष्यंप्रकंपोऽनिलजे ज्वरेस्यात्॥**

**વાતજવરનું લક્ષણઃ**—બગાસાં આવવાં, અંગ ફાટવું, મોં ફીકું પડી જવું, હૃદય, માથું અને અન્ય અવયવોમાં પીડા થવી, ઝાડાની કબજીયત થઈ જવી, ગળું તથા હોઠ સુકાઇ જવું, જવરનો વેગ વિષમ એટલે કદી થોડો તો કદી બહુ હોવો, શરીર રૂક્ષ થવું અને કંપ થવો એ સર્વ વાતજવરનાં લક્ષણ છે. ૧૩

## ઉપાય

**ભુનિમ્બાદિ ક્વાથ**—કરીયાતુ, નાગરમોથ, નેત્રવાળો, ઉભી ને બેઠી ભોંયરીંગણી, ગળો, ગોખરૂ, સુંઠ, શાલીપર્ણી ( સમેરવો ) પૃષ્ટપર્ણી ( નાનો સમેરવો ) અને પુષ્કરમુળ એ સર્વ ઔષધોનો ઉકાળો વાતજવરવાળા રોગીને પાવો. ૧૪

**દુરાલભાદિ ક્વાથ**—જવાસો, સુંઠ, કડુ, કાળીપાટ, કચુરો, અરડુસી અને એરન્ડમુળ, એ સર્વ સરખે ભાગે લઇ તેનો ઉકાળો કરી પીવાથી શ્વાસ અને કાસ સહિત તથા શુળવાળો વાતજવર શાંત થાય છે. ૧૫

## પિત્તજવર

**नेत्रे विदाहो मुखतिक्तता तडभ्रमः प्रलापो भृशमुष्णमङ्गं ॥**
**वेगोतितीक्ष्णः शरणं वमिश्च पीताचभा पित्त भवे ज्वरे स्यात्॥**

**પિત્તજવરનાં લક્ષણ**—આંખોમાં બળતરા થવી, મોં કડવું થઇ જવું, તરસ લાગવી, ભ્રમ, લવરી કરવી, શરીર અત્યંત ગરમ થઇ જવું, જવરનો અતિ વેગ હોવો, દસ્ત પાતળા થવા, ઉલ્ટી થવી અને શરીરનો રંગ પીળો પડી જવો એ પિત્તજવરનાં લક્ષણ છે. ૧૬

## ઉપાય.

**દુસ્પર્શાદિ ક્વાથ**—જવાસો, અરડુસી, કડુ, ખડસલીયો

પીત્ત પાપડો, પ્રિયંગું (ઘઉંલા) અને કરીયાતુ એ સર્વનો ક્વાથ કરી સાકર નાંખી પીવાથી દાહવાળો પિત્તજ્વર શાંત થઇ જાય છે. ૧૭

**લાજ તર્પણ**-જેને ઉલ્ટી, બળતરા કે તરસ બહુ લાગતી હોય અને જે ક્ષીણ તથા નિરન્ન (અન્ન ન ખવાતું હોય) હોય એવા પિત્તજ્વરવાળા રોગીને સાકર અને મધ મેળવી લાજતર્પણ (ધાણીનું પલાળેલું પાણી) પાવું. ૧૮

**દ્રાક્ષાદિ ક્વાથ**—દ્રાક્ષ, કડુ, ગરમાળાનો ગોળ, નાગરમોથ હરડે, ખડસલીયો પીત્તપાપડો એનો ક્વાથ તંદ્રા, તૃષા, દાહ મૂર્છા, પ્રલાપ, શોષ, ભ્રમ અને મોહવાળા પિત્તજ્વરનો નાશ કરે છે. ૧૯ (ગરમાળાનો ગોળ ઉકાળવો પણ તે સિવાય ઉકાળો કરી પાછળથી તે નાંખવો)

**દાહોપચાર**-હર્ષવાળી, અત્યંત મદ અને આળસ ભરેલી મણિ ધારણ કરેલી નવીન યૌવનથી ઉદ્ધત, પુષ્પોના હાર પહેર્યા હોય તેવી અને પ્રિય વેષ વાળી, મનોહર સ્ત્રિયોથી પિત્તજ્વરનો દાહ શાન્ત થાય છે. ૨૦ ભ્રમરોની પંક્તિવાળી મેના પોપટના કલરવ, બાળકોના મધુર શબ્દો, ખીલેલાં પુષ્પોથી ભરેલાં વૃક્ષોના સમૂહવાળો સુંદર બાગ, કમળ તંતુના દોરાથી ગુંથેલા પુષ્પોના હાર અને કપુર આદિ જેના અંગે ચોપડેલાં હોય એવી હસમુખી સુંદર સ્ત્રીયો પિત્તજ્વરના દાહને શાંત કરે છે. ૨૧

સોવાર ધોયેલું ઘી ચોપડવાથી તત્કાલ જ દાહ શાંત થઇ જાય છે. અથવા લીમડાનાં પાંદડાંનો રસ કહાડી તેને વલોવી તેનું ફીણ ચોપડવાથી પિત્તજ્વરનો દાહ શાંત થઇ જાય છે. ૨૨

### કફજ્વર

अन्नाऽरुचिर गौरवमंग सादौ रोमोद्गमो मूत्र
नखादि शौकल्यम् ॥
निद्राऽति शैत्यं मधुरत्वमास्ये श्लेष्म ज्वरे स्यात
स्तिमितोहि वेगः ॥ २३ ॥

**કફજ્વરનાં લક્ષણ**—અન્નમાં અરૂચિ, શરીર ભારે થવું. અંગસાદ રોમાંચ થવું. પેશાબ, નખ, મળ અને ચામડી સફેદ થવી. ઉંઘ આવવી. અત્યંત ટાઢ વાવી, મોંમાં મધુરતા ( ગળપણ ) અને જ્વરનો મંદ વેગ એ કફજ્વરનાં લક્ષણ છે. ૨૩

ઉપાય

**નિમ્બાદિ ક્વાથઃ**—લીમડાની છાલ, સુંઠ, ગળો. ઉભી ભોંયરીંગણી, પુષ્કરમૂળ, કડુ; કચુરો, અરડુસી, કાયફળ, પીપર અને શતાવરી એનો ક્વાથ આપવાથી કફજ્વર મટી જાય છે. ૨૪

**કટફલાદિ અવલેહઃ**—કાયફળ, પીપર, કાકડાશીંગી. અને પુષ્કરમૂળ એ સર્વનું ચુર્ણ મધ સાથે ચાટવાથી શ્વાસ, ખાંસી, જ્વર અને કફનો નાશ થાય છે. ૨૫

**નિરગુંડયાદિ ક્વાથ**—નગોડનો ક્વાથ પીપર સાથે પીવાથી કફજ્વરમાં જંઘાઓનું બળ ક્ષીણ થયું હોય અને કાનનો અવાજ બંધ થાય તો પીવો. ૨૬

વાતપિત્ત જ્વર

तृष्णा भ्रमो दाह शिरो रुजश्च कण्ठास्य शोषारुचि
रोम हर्षाः ॥
मूर्च्छातमच्छर्दि विजृम्भणानि निद्रात्ययो मारुत पित्त
जेस्यात् ॥ २७ ॥

**વાતપિત્ત જ્વર લક્ષણઃ**—તૃષા, ભ્રમ, દાહ, માથામાં વેદના થવી; ગળુ અને મોં સુકાવું; ખાવા ઉપર અરૂચિ, રોમાંચ, મૂર્છા, ( આંખોમાં અંધારાં આવવાં, ઉલટી થવી, બગાસાં આવવાં અને ઉંઘનો નાશ થવો એ સર્વ પિત્તજ્વરનાં લક્ષણો છે. ૨૭

ઉપાય

**બલાદી ક્વાથ**—બલા, ગળો, એરન્ડમૂળ, વાળો,-નાગરમોથ, પદ્મક, ભારંગી, પીંપર, ખસ અને રતાંજળી

એનો ઉકાળો પીવાથી પિત્તજ્વર મટે છે. અને અગ્નિની વૃદ્ધિ કરે છે. ૨૮

### વાતકફ જ્વર

**स्तैमित्य कासारुचि पर्व भेद शिरोग्रह:पीनस मध्य वेगौ संतापकंपो गुरुता शरीरे निद्राव्यथा वातकफात्मजे स्यात्॥२९॥**

**વાત કફ જ્વર લક્ષણ**—સ્તૈમિત્ય ( શરીર ભીનાં લુગડાં વીંટાળ્યા જેવું લાગે ), ઉદ્દરસ અરૂચી, શરીરના સાંધા તુટતા હોય એવું લાગે. માથું દુખવું. સળેખમ. તાવનું જોર મધ્યમ ( સાધારણ ) રહેવું. શરીરમાં સંતાપ થવો. શરીર કંપે. શરીર ભારે ભારે લાગે. ઉંઘ ઘણી આવે શરીર દુઃખવું એ સર્વ વાત કફજ્વરનાં લક્ષણ છે.

### ઉપાય

**ક્ષુદ્રાદિ ક્વાથ**—ભોયરીંગણી, ગળો, સુંઠ, અને પુષ્કરમૂળ એનો ક્વાથ ખાંસી. અરૂચી, શ્વાસ, આફરો અને શુળવાળા વાતકફજ્વરમાં હિતકર્ત્તા છે. ૩૦

**રજકુમારીદિ ક્વાથ**—મોથ, હરડે, કડુ અને પીપરીમૂળ એનો ક્વાથ કરી તેમાં ગરમાળાનો ગોળ નાંખી એનો ઉકાળો આમશુળવાળા વાતકફજ્વરને મટાડે છે. અને પાચક, અગ્નિદીપક અને ખુલાસે દસ્ત લાવનાર છે. ૩૧

### કફપિત્ત જ્વર

**कासोरुचिर्मोहवमि प्रसेका: संलिप्ततिक्तं वदनं विगन्धि । मुहुर्मुहुर्हषण शीतदाहलिङ्ग ज्वरे तत्कफपित्तजे स्यात्॥३२॥**

**કફ પિત્ત જ્વરનાં લક્ષણ**—ઉદરસ, ખાવાપર અરૂચિ ઘેન, ઉલટી. મોંમાંથી લાળ ગળવી, મોં કડવું અને ચીકણું લાગે, મોંમાંથી ખરાબ વાસ મારે, વારંવાર રોમાંચ થાય, ટાઢ વાય અને દાહ થવો એ કફપિત્ત જ્વરનાં લક્ષણો છે.૩૨

### ઉપાય

**પટોલદી ક્વાથ**—પટોલ, મોથ, વાળો, રતાંજળી, કડુ, ખડસલીયો સુંઠ, ખસ, અરડુસી એનો ઉકાળો કરી

પાવાથી તૃષાવાળો કફપિત્તજ્વર જલ્દીજ મટી જાય છે. ૩૩

## કર્ણમુળ શોથ

જ્વરની પૂર્વાવસ્થામાં કાનના મૂળમાં જે સોજો થાય છે તે અસાધ્ય હોય છે. જો મધ્યાવસ્થામાં થાય તો તે કષ્ટ સાધ્ય છે અને જે જ્વરના અંતમાં થાય છે તે સુસાધ્ય થાય છે. ૩૪

## સન્નિપાત જ્વર

क्षणेक्षणे शीतमथो विदाह श्वासश्च सन्ध्यस्थि शिर:सुपीडा।
संस्रावयुक्ते कलुषे विभुग्ने रक्तेचनेत्रे भ्रममोह कासाः ॥३५॥
तन्द्रा प्रलापो वमथुर्विनिद्रा कर्णौ सशब्दौ सरुजौ प्रकम्प:।
कण्ठस्तु शूकैरिव संवृतोहि स्यात्सन्निपाते कठिनाचजिह्वा ॥३६॥

**સન્નિપાત જ્વરનાં લક્ષણ**—સંન્નિપાત જ્વરમાં ઘડીમાં ટાઢ વાય અને ઘડીમાં શરીરમાં ગરમી જણાય. શ્વાસ ચઢે, સાંધામાં, હાડકાંઓમાં અને માથામાં પીડા થાય, આંખોમાંથી આંસુ નીકળે, તથા આંખો લાલ થઇ જાય તથા ફાટેલી ઠરડાઇ ગયેલી લાગે, ભ્રમ, મોહ, ઉદરસ, તંદ્રા, લવરી, ઉલ્ટી, ઉંઘ, કાનમાં ગણગણાટ અવાજ થાય, અને પીડા થાય, કંપારી આવે, ગળામાં કાંટા હોય તેવી ખુજલી આવે, જીભ ખરસટ હોય તે સન્નિપાતનાં લક્ષણ છે. ૩૫–૩૬

## સન્નિપાત જ્વરમાં ચિકિત્સાનો ક્રમ

गण्डुषो वालुका स्वेदो लंघनं ष्टीवनाञ्जने ॥
नस्यावलेहौ पूर्वं च सन्निपाते प्रयोजयेत् ॥३७॥

**સન્નિપાત જ્વરમાં ચિકિત્સા ક્રમ**—ગંડુષ (કોગળા કરાવવા) રેતીનો સ્વેદ (શેક). ઉપવાસ, ષ્ટીવન (ગળફો કઢાવવો) અંજન, નસ્ય સુંઘાડવું અને અવલેહ એનો સન્નિપાતમાં પ્રથમ પ્રયોગ કરાવવો. ૩૭

---

ટીકા—કોગળા કરવા માટે પટોલ પત્ર, ભોયરીંગણી બેઠી અને ઉભી; અજમો, મરી, પીંપર, બીલીફળ, કરંજની છાલ; ચિત્રકમૂળ; કરંજનાં બી, મજીઠ, ત્રાયમાણ અને સુંઠ

## સન્નિપાત જ્વરમાં ઔષધો

બીજોરામાં કેસર સીંધાલુણ, અને મરી એને મેળવી મોંમાં રાખવાથી જડતા, મુખ શોષ અને અરૂચ મટે છે. ૩૮

**દશમૂળાદિ ક્વાથ**—દશમુળનો ક્વાથ કરી તેમાં એટલાજ વજને આદાનો રસ અને કાયફલાદિ ગણુ ( કાયફળ, પુષ્કર મૂળ, કાકડાસીંગી, સુંઠ મરી, પીંપર, જવાસો, અજમો એ ( કટફલાદિગણુ )નું ચુર્ણ મેળવી પીવાથી મૃત્યુ તુલ્ય સન્નિપાત જ્વર નષ્ટ થાય છે. ૩૯

---

એ સર્વનો ઉકાળો કરી તેના કોગળા કરાવવાથી ગળું સાફ થઇ સન્નિપાત જ્વર શાંત થાય છે.

૨ **વાલુકા સ્વેદમાં**--એક માટીના કલ્હાડામાં રેતી ગરમ કરી લુઘડામાં ભરી તેમાં કાંજી નાંખી પોટલી બાંધી તેના વડે છાતી પર સેક કરવો એ વાલુકા સ્વદ છે.

૩ **લંઘન**—શરીરના દોષોનું તારતમ્ય કે શરીરનું બળ જોઇ ત્રણ, પાંચ, કે દસ દિવસ સુધી લંઘન (ઉપવાસ) કરાવવા, અથવા જ્યાં સુધી શરીરના દોષો પચીને તેમાં હલકાપણું ન આવે ત્યાં સુધી ઉપવાસ કરાવવા.

૪ **ષ્ટીવન ગળફા કઢાવવા**—આદાના રસમાં સીંધાલુણ, સુંઠ, મરી અને પીપર મેળવી એને મોંમાં રાખવાથી મોં, તાળવું, કોઠો, ખભા, ગર્દન, પાંસળાં, માથું અને ગળામાં છુપાયેલો કફ નીકળી જાય છે અને શરીર હલકું થઇ જાયછે.

૫ **અંજન**—કાળીયો સરસ, પીંપર, મરી, સીંધાલુણ, મનસીલ, અને વજ એને ગોમૂત્રમાં ઘુંટી આંખમાં અંજન કરવાથી રોગીને ચેતન આવે છે બીજું અંજન લોહભસ્મ. સફેદ લોધર અને કાળાં મરી એને ગોમૂત્રમાં ઘુંટી આંખોમાં આંજવાથી તન્દ્રા નષ્ટ થાય છે.

૬ **નસ્ય**--સીંધાલુણ, સરગવાનાં બી, સરસવ અને ઉપલેટ એને બકરીના મૂત્રમાં ઘસીને નાકમાં સુંઘાડવાથી તંદ્રા

**કિરાતાદિ ક્વાથ**—કરીયાતું, કડુ, ઇન્દ્રજવ, નાગર મોથ, દેવદાર, સુંઠ, ગજપીપર, દશમૂળ અને ધાણા એનો ક્વાથ ઉદરસ, લવરી અને શ્વાસ એ ઉપદ્રવોવાળા જ્વરને જલ્દીજ નષ્ટ કરી દે છે. ૪૦

**ગ્રંન્થ્યાદિ ક્વાથ**—પીપળીમૂળ, ઇન્દ્રજવ, દેવદાર, વાવડીંગ, ભારંગમૂળ, ભાંગ, ચિત્રકમૂળ, સુંઠ, મરી, પીંપર, કાયફળ, પુષ્કરમૂળ, હરડે, કરીયાતુ, બંને જાતની બેઠી ને ઉભી ભોંયરીંગણી, જટામાંસી, રાસ્ના, વજ,ચવક, અજમો, પહાડમૂળ, અને ગુગળ એનો ક્વાથ સર્વ પ્રકારના સંન્નિપાત, બુદ્ધિનો ભ્રમ, શ્વાસ, ટાઢ, લવરી, આફરો, શુળ, પ્રસૂતિકા રોગ, અનેક પ્રકારના વિદ્રધી, ગુલ્મ, શોફ, અને કફ વાતથી ઉત્પન્ન થયેલા રોગો નષ્ટ કરે છે. ૪૧–૪૨

## જેઠીમધનો શીરો

વજ, સીંધાલુણ, મરી, અને પીંપર એને પાણીમાં ઝીણું ઘુંટી સુંઘવાથી ચેતન આવે છે. ૪૩

કિરાતાધુદ્ધલન—કરીયાતું, અજમોદ, કડુ, પીપર, કાયફળ અને વજ એનું ઉદ્ધલન (ધુરા) જે સંન્નિપાત જ્વરમાં બહુ પરસેવો આવતો હોય તેમાં કરાવવું જોઇએ. ૪૪

---

નષ્ટ થાય છે, અથવા બીજોરાનો રસ અને આદાનો રસ ગરમ કરી તેમાં સીંધવ સંચળ અને બીડલવણ નાંખી નાકમાં ટીપાં પાડવાં.

૭ **અવલેહ**—કાયફળ, પુષ્કરમૂળ, કાકડાશીંગી, ત્રિકટુ ( સુંઠ, મરી, પીંપર ), જવાસો અને કલોંજી જીરૂ એ સર્વે સરખે ભાગે લઈ બારીક ઘુંટી અને મદમાં મેળવી ચટાડવું. આ અષ્ટાંગ અવલેહ મહા દારૂણ સન્નિપાત, હિચકી, શ્વાસ (દમ), ખાંસી અને ગળાના રોગોને મટાડે છે, ( અહીં બીજા ગ્રંથમાં મદને બદલે આદાનો રસ વાપરવાનું જણાવ્યું છે, સન્નિપાતમાં આદાના રસમાં આ અવલેહ આપવાથી સારો ફાયદો થાય છે.

**રસોન રાજીક ચુર્ણ**—લસણ, રાઇ અને સરગવાનાં બી એનું ચુર્ણ ગોમુત્રમાં ઘુંટી તેના રોટલો બનાવવો. પછી બ્રહ્મરંધ્રને કાંઈક છેદ કરી તેના પર વછનાગ આદિ વિષોનું ચુર્ણ મસળી તે પછી આ રોટલાને માથા પર બાંધી દેવો. જ્યાં સુધી રોગીને ચૈતન્ય ન આવે ત્યાં સુધી આ રોટલો ઉપર રહેવા દેવો અને જે રોગીને ચેતન ન આવે તો જાણી લેવું કે તે રોગી જીવશે નહિં, કાળ-પાશથી બાંધેલો છે. અત્યંત દારૂણ સન્નિપાતમાં સાપ અને વીંછી કરડાવવો. ૪૫ થી ૪૮

**પંચવક્ર રસ**–શુદ્ધ પારદ, વછનાગ, શુદ્ધ ગંધક, ટંકણ-ખાર, પીપર, અને મરી એનું ચુર્ણ કરી ધંતુરાના બીના રસમાં એક દિવસ ઘુંટી સુકવવું. તે પછી બબે રતી પ્રમા-ણથી મધ સાથે ચટાડવાથી અતિ દારૂણ સંન્નિપાત મટે છે. એના પર દહીં અને ભાત ખાવા આપવો. ૪૯-૫૦

**ઉન્મત્ત રસ**-પારો અને ગંધક સરખે ભાગે લઈ ધંતુરાના ફળના રસમાં એક દિવસ ઘુંટી પછી તેના વજન બરાબર સુંઠ, મરી અને પીંપરનું ચુર્ણ તેમાં નાંખવું. આ ઉન્મત્ત રસ છે. તેનું નસ્ય દેવાથી નાકમાં સુંઘાડવાથી ત્રિદોષ મટી જાય છે. ૫૧

**દંત બીજાદિ અંજન**–શુદ્ધ નેપાળાનાંબી દસ ટાંક, મરી ૬ ટાંક, અને પીપરી મૂળ ૧ ટાંક લઈ એનું ચુણ કરી લીંબુના રસની સાત દિવસ સુધી ભાવના આપી ગોળીયો બનાવવી. આ રસ આંખમાં આંજવાથી સંન્નિ-પાત મટી જાય છે. ૫૨-૫૩

## તેર જાતના સન્નિપાત

**सन्धिग भ्रान्तकश्चैव रुग्दाह चित्त विभ्रमः ॥**
**शीतांग स्तन्द्रिकश्चैव कंठ कुब्जश्च कर्णकः ॥५४॥**
**विख्यातो भुग्न नेत्रश्च रक्तष्ठीवी प्रलापकः ॥**
**जिह्वकश्चत्यभिन्यासः सन्निपातास्त्रयोदश ॥५५॥**

સંન્નિપાત ૧૩ જાતના છે. ૧ સંધીગ, ૨ અંતક, ૩ રૂગ્દાહ, ૪ ચિત્તવિભ્રમ, ૫ શીતાંગ, ૬ તંદ્રિક, ૭ કંઠકુબ્જ, ૮ કર્ણક, ૯ ભુગ્નનેત્ર, ૧૦ રકતષ્ઠીવી, ૧૧ પ્રલાપક, ૧૨ જીહ્‌વક, ૧૩ અભિન્યાસ, એ ૧૩ પ્રકારના સન્નિપાત થાય છે. ૫૪-૫૫

## સંન્નિપાતોની મર્યાદા

सन्धिगे सप्त रात्राणि चांतके दश वासराः ॥५६॥
रुग्दाहो विंशतिश्चैवा त्रयोऽष्टौ चित्त विभ्रमे ॥
शीतांगे पक्षमेकं तु तन्द्रिके पञ्च विंशतिः ॥५७॥
विज्ञेया वासराश्चाऽत्र कण्ठकुब्जे त्रयोदश ॥
जिह्व के षोडशाऽहानि पक्षोऽभिन्यास के तथा ॥५८॥
कर्ग के च त्रयोमासा भुग्ननेत्रे दिनाऽष्टकम् ॥
रक्तष्टीवे दशाहानि प्रलापे च चतुर्दश ॥
परमायुरिदं प्रोक्तं मृतये तत्क्षणादपि ॥५९॥

**સંન્નિપાતોની મર્યાદા**—સંધિગમાં ૭ દિવસ, અંતકમાં ૧૦ દિવસ, રૂગ્દાહમાં ૨૦ દિવસ, ચિત્ત વિભ્રમમાં ૨૪ દિવસ, શીતાંગમાં ૧૫ દિવસ, તન્દ્રિકમાં ૨૫ દિવસ, કન્ઠકુબ્જમાં ૧૫ દિવસ, કર્ણકમાં ૩ મહિના, ભુગ્નનેત્રમાં ૮ દિવસ, રક્તષ્ટીવીમાં ૧૦ દિવસ, પ્રલાપકમાં ૧૪ દિવસ; જીહ્‌વકમાં ૧૬ દિવસ અને અભિન્યાસમાં ૧૫ દિવસની આવરદાની મર્યાદા કહેલી છે. પણ કદી કદી તત્કાલજ મૃત્યુ થઈ જાય છે. ૫૬-૫૭-૫૮-૫૯

**સંધિગ સન્નિપાતનાં લક્ષણ**—શરીરના સાંધા અને માથામાં અત્યંત કઠોર વેદના, શોફ, પેટમાં ભારેપણું, અંગો શિથિલ થવાં, સાંધામાં વેદના થવી, બલનો ક્ષય થવો, વાત અને કફનો પ્રકોપ થવો અને ઉંઘ ન આવવી એ સંધિગ સંન્નિપાતનાં લક્ષણો છે. ૬૦

## ઉપાય

**રાસ્નાદિ કવાથ**—રાસ્ના, હરડે, ગળો, કાંટાશેરીયો; નાગરમોથ, શતાવરી, સુંઠ, દેવદાર, કડુ, કપુર, અરડુસી એરંડાનું

મૂળ; અને દશમુળ; શાલીપર્ણી, પ્રક્ષપર્ણી, ગોખરૂ, બેઠી ભોંયરીંગણી, ઉભી ભોંયરીંગણી (૫) બીલી, અરણી, અરડુસો, પાટલા ( કાંકર ) અને શીવણુ એ દશમૂળ એનો કવાથ સંધિગ સન્નિપાત, મન્યાસ્તમ્ભ, અંત્રવૃદ્ધિ, જવર, અરૂચિ, અને સાંધાના સર્વ પ્રકારની પીડાને દુર કરે છે. ૬૧

રાસ્નાદિ કવાથ-(બીજો) રાસ્ના, દેવદાર, કચુરો, વરધારો, સુંઠ, ગળો, ત્રિફળા; ( હરડે, બેઢાં, આંબળાં ) અને શતાવરી એ સર્વનો કવાથ ગુગળ નાંખી આપવાથી સંધિગ સંન્નિપાતને મટાડે છે. ૬૨

## અંતક સન્નિપાતનાં લક્ષણો

શરીરે બળતરા બળે; લવરી કરે, શરીર અત્યંત ગરમ હોય; માથુ કંપે, ખાંસી, હેડકી, શ્વાસ અને પ્રમેહ એ જેમાં નિરંતર હોય તેને અંતક કહે છે. બુદ્ધિમાનોએ તેની ચિકિત્સાનો ત્યાગ કરવો જોઇએ. ૬૩

**રૂગ્દાહનાં લક્ષણો**-લવરી કરવી, પરિતાપ, ભ્રાંતિ, મોહ, કમ્પ, ભ્રમણ, અગ્નિમાંદ્ય, કંઠમન્યા ગ્રહ, શ્વાસ; કાસ, શુળ, વ્યાકુળતા, તૃષા, અને આર્ત્ત એ લક્ષણો રૂગ્દાહમાં થાય છે. એથી મૃત્યુ પણ થઇ જાય છે. ૬૪

ઉપાય—હરડે; ખડસલીયો પીત્ત પાપડો; કડુ, દેવદાર, ગરમાળાનો ગોળ, અને નાગરમોથ એ સર્વનો કવાથ રૂગ્દાહ સંન્નિપાતથી ઉત્પન્ન થઇ મહાન જ્વરને મટાડે છે. ૬૫

**ચિત્તભ્રમનાં લક્ષણો**—ભ્રમ, મદ, તાપ, મોહ, વિકળતા, આંખો વ્યાકુળ થવી, હસવું, ગાવું, નાચવું, બકવું, અને અધિક શ્વાસ લેવો એ સર્વ લક્ષણો જેમાં હોય તેને ચિત્ત ભ્રમ સંન્નિપાત જાણવો જોઇએ. એ અસાધ્ય હોય છે. ૬૬

**બ્રાહ્માદિ કવાથ**-બ્રાહ્મી, વજ, શતાવરી, હરડે, બેઢાં, આંબળાં; કડુ; નાગબલા ( કાંસકી ) ગરમાળાનો ગોળ, કરી-

યાતુ, લીમડાની છાલ, નાગરમોથ, કુકડવેલનું ફળ, દ્રાક્ષ, અને દશમુળ એનો કવાથ પીવાથી ચિત્તભ્રમ અને રૂગ્દાહ સન્નિપાત મટી જાય છે. ૬૭

**શીતાંગના લક્ષણો**—બધું શરીર બરફના જેવું થંડુ પડી જાય, કંપ થાય, હેડકી, શરીર શિથીલ થઇ જાય, સ્વર ખિન્ન થાય, ખાંસી, ઉલટી, અને મુખથી લાળ ટપકવી એ લક્ષણો જેમાં હોય એવા સંન્નિપાતને શીતાંગ કહે છે. એ અસાધ્ય છે. ૬૮

**તંદ્રિકનાં લક્ષણો**—ઉંઘ અત્યંત આવે; જ્વરનો વેગ ઘણો હોય, તૃષા ઘણી લાગે; જીભ કાળી પડે તથા ખરસટ ( કરકરી ) થાય, શ્વાસ, ઝાડા ઉલટી, અત્યંત બળતરા, કાનમાં પીડા એ તંદ્રક સન્નિપાતનાં લક્ષણો છે. ૬૯

**ભારંગ્યાદિ કવાથ**—ભારંગી, ગળો નાગરમોથ, ભોંયરીંગણી, હરડે, પુષ્કરમુળ અને સુંઠ એ સર્વનો ઉકાળો ૩ દિવસ સુધી પીવાથી ઘોર તંદ્રિક સંન્નિપાત મટી જાય છે. ૭૦

**કંઠકુબ્જ સન્નિપાતનાં લક્ષણો**—માથામાં પીડા દાહ, હનુગ્રહ સંતાપ, મુર્છા, કંઠમાં રોધ, પાક અને પીડા, વાત સંબંધી પીડા અને પ્રલાપ, એ લક્ષણો કંઠકુબ્જ સન્નિપાતનાં છે. આ રોગ કષ્ટ સાધ્ય ગણાય છે. ૭૧

**શૃંગ્યાદિ કવાથ**—કાકડાશીંગી, ચીત્રકમુળ,હરડે,અરડુસી, કચુરો, કરીયાતુ, ભારંગમુળ, હળદર, ઉભી ભોંયરીંગણી, પુષ્કરમુળ મોથ, ઈન્દ્રજવ, કડુ, અને કાળાં મરી એનો કવાથ દાહ, મોહ, અરૂચિ, શ્વાસ, આફરો, ગલગ્રહ, અગ્નિમાંદ્ય, અભિન્યાસ સંન્નિપાત અને ખાંસી એ ઉપદ્રવવાળો કંઠકુબ્જ સંન્નિપાત મટી જાય છે. ૭૨

**કર્ણુકનાં લક્ષણો**—કંઠગ્રહ, થાક, શરીરમાં પીડા, સંતાપ ખાંસી શ્વાસ, મોંમાંથી લાળ ગળવી. શોફ, અને કાનના મુળમાં અત્યંત શુળ હોવું એ લક્ષણ કર્ણુક સંન્નિપાતનાં છે. આ રોગ કષ્ટ સાધ્ય છે. ૭૩

**રાસ્નાદિ કવાથ**—રાસ્ના, આસન, નાગરમોથ, ભોંયરીંગણી. ભારંગમુળ, વજ, પુષ્કરમુળ, કડુ, કાકડાશીંગી અને હરડે એનો ઉકાળો પીવાથી કર્ણક સંન્નિપાત દુર થાય છે. ૭૫

**કર્ણશોફની ચિકિત્સા**--હળદર, ઇંગોળીયાનું મુળ, દેવદાર, ઉપલેટ; દારૂહળદર; એને ઇન્દ્રવારણાનાં મુળ અને આકડાના દુધમાં ઘુંટી કાનના મુળ પર આવેલા સોજા ઉપર લેપ કરવો. અથવા જળો વળગાડી લોહી કઢાવવું. ૭૫

ટીકા—કેટલાક વૈદો આ રોગને પ્લેગ કહે છે. જેમાં કાનના મૂળમાં, બંગલમાં કે જાંગના મુળમાં વેદનાવાળી ગાંઠ થાય છે. ૭૪

**ભુગ્નનેત્ર લક્ષણ**—સ્મૃતિનો નાશ થવો, જ્વર વધવો. અત્યંત શ્વાસ, નેત્રો થરડાવાં કે ચંચળ થવાં, ભ્રમ, કંપ અને પ્રલાપ એ લક્ષણ ભુગ્નનેત્ર સંન્નિપાતનાં છે. એ અસાધ્ય હોય છે. ૭૬

**દાર્વ્યાદિ કવાથ**—દારૂહળદર, પટોળપત્ર, નાગરમોથ, ભોંયરીંગણી, કડુ, હળદર, લીમડાની છાલ અને ત્રિફળા એનો કવાથ પ્રબળ ભુગ્નનેત્રમાં ચેતન્યતા કરાવવાને માટે આપવો જોઇએ.

**રકતષ્ઠીવીનાં લક્ષણો**—લોહીની ઉલ્ટી, તૃષા, મોહ, શ્વાસ, શુળ ભ્રમ, મદ, આફરો, સંજ્ઞાનો નાશ, શરીર કાળુ કે લાલ પડી જવું; દાહ, હિક્કા, અને અતિસાર એ રક્તષ્ટીવીના સંન્નિપાતનાં લક્ષણો છે, એને મુનિજનો પ્રાણનાશક કહે છે. ૭૮

**જલદાદિ કવાથ**—નાગરમોથ, પદ્મક, ખડસલીયો, પીત્ત પાપડો, રતાંજળી, જેઠીમદ, નેત્રવાળો, શતાવરી, મલબારી સુખટ, માલતીનાં પાન અને કમળ એનો કવાથ કરી પાવાથી મુખમાંથી નીકળતું લોહી બંધ થાય છે. ૭૯

**દુર્વાદિનસ્ય**—દુર્વા ( ધરો ) ના રસની અથવા દાડમના ફુલના રસની અથવા ત્રિફલાના કવાથ અને દુર્વાનો રસ

મેળવી તેનું નસ્ય આપવાથી રકત બંધ થઇ જાય છે. ૮૦

**પ્રલાપનાં લક્ષણ**-કંપ. લવરી, શરીરનું અત્યંત ગરમ થવું, દાહ, જ્વરનો અત્યંત વેગ. સંજ્ઞાનાશ. અને શરીરનું વિકલ થવું એ લક્ષણો પ્રલાપક સન્નિપાતનાં છે, એ અસાધ્ય ગણાય છે. ૮૧

**મુસ્તાદિ કવાથ**-મોથ. નેત્રવાળો, દશમુળ. સુંઠ, ખડસલીયો પિત્તપાપડો. મલબારી સુખટ, ધાવડીની છાલ. અને અરડુસી એ સર્વ ઔષધોને બરાબર વજને લઇ કવાથ કરીને પીવાથી લવરી સંન્નિપાત મટે છે. ૮૨

**જીંહ્વકનાં લક્ષણો**-શ્વાસ, ખાંસી સંતાપ, વિંહ્વલતા. ગળા અને જીભમાં કાંટા જણાવા ગુંગાપણું; બહેરાપણું અને બળની ક્ષીણતા એ જીંહ્વક સંન્નિપાતનાં લક્ષણો છે, એ કષ્ટ સાધ્ય હોય છે. ૮૩

**ઉગ્રાદિ કવાથ**-વજ, ભોંયરીંગણી, જવાસો, રાસ્ના, ગળો નાગરમોથ, સુંઠ, કડુ, કાકડાશીંગી, પુષ્કરમુળ. બ્રાહ્મી, ભારંગી કરીયાતુ, અરડુસી, અને કચુરો એનો કવાથ જીંહ્વક સંન્નિપાતનો નાશ કરે છે. ૮૪

**અભિન્યાસનાં લક્ષણો**-નિદ્રાનો નાશ થવો, શ્વાસ. વાયુનો પ્રકોપ ચેષ્ટા રહિત થવું, શરીરની ગતિ નષ્ટ થવી, કષ્ટથી બોલવું અને અંગોનું વિકલ થવું એ લક્ષણો અભિન્યાસ સંન્નિપાતનાં છે, એ મૃત્યુ તુલ્ય છે. ૮૫

**તિકતાદિ કવાથ**-કડુ, ખડસલીયો પીત્ત પાપડો, પુષ્કરમુળ, ગળો, ત્રાયમણ, બેઠી ભોંયરીંગણીનું મુળ, રાસ્ના, કરીયાતુ, કચુરો, સુંઠ, હરડે, ભારંગમુળ, અને જવાસો એનો કવાથ ત્રિદોષ, તૃષા, ભ્રમ. શ્વાસ, હૃદરોગ, દાહ, અરોચક, ગલરોગ અને સર્વ પ્રકારની ઉદરસ મટાડે છે, ૮૬

**વૈદ્યજીવનમાં**-લોલીંબરાજ કહે છે કે, આ કવાથ સંન્નિપાત જ્વર, દિવસે ઉંઘવું અને રાત્રે જાગવું, મુખમાં શોષ

પડવો. શરીરે દાહ થવો, ખાંસી એ સર્વ પ્રકારના શ્વાસ (દમ)ને મટાડે છે,

**ભારંગ્યાદિ ક્વાથ**--ભારંગી, રાસ્ના, પટોલ, દે દાર, હળદર, સુંઠ, મરી, પીપર, અરડુસો, ઇન્દ્રવાણી, બ્રાહ્મી, કરીયાતુ લીમડાની છાલ, નેત્રવાળો, કડુ, વજ, કાળી પાટ અરડુસી, દારૂહળદર, ભોંયરીંગણી, ગળો, નસોતર પલાંશી, પુષ્કરમૂળ, ત્રાયમાણ, નાગરમોથ, જવાસો, ઇન્દ્રજવ, ત્રિફળા, અને કચુરો એ સર્વ ઔષધો સરખે ભાગે લઇ ઉકાળો કરવો. આ બત્રીસ ઔષધોનો ક્વાથ પીવાથી ખાંસી, ગલરોગ, શ્વાસ, સાંધાનાં હાડકાંનું શુળ, હીચકી અને આફરો આદિ ઉપદ્રવો વાળા સર્વ પ્રબળ સંન્નિપાતો મટે છે. ૮૭

**અર્કાદિ ક્વાથ**—આકડો, સુંઠ, મરી, પીપર, ચિત્રકમુળ, દેવદાર, સરગવો, કડુ, ભાંગરો, અતીવિષની કળી, રાસ્ના, જવાસો, નગોડ, વજ અને અરણી એનો ક્વાથ પીવાથી બધી જાતના સંન્નિપાત શીત, શ્વાસ, સુતિકા રોગ, અને વાતરોગ સર્વ નાશ થાય છે. ૮૮

**સંન્નિપાત ઉપર અંજન**—લસણ, પીપળ, કાળાંમરી, વજ અરડુસાનાં બી, અને સીંધાલુણ એ સર્વ સરખે ભાગે લઇ ગોમુત્રમાં ઘસી આંખમાં આંજવાથી બધી જાતના કષ્ટ સાધ્યા સન્નિપાતો દૂર થઇ જાય છે. ૮૯

**મરિચ્યાદિ નસ્ય**-મરી, જેઠીમધ, સીંધાલુણ, ખસ (વાળો) કાયફળ અને પીંપર એને ગરમ પાણીમાં ઘુંટી મૃદુનસ્ય દેવાથી ત્રિદોષનો નાશ થાય છે. ૯૦

**પાદાદિ દાહ**—એ પ્રકારે ઉપાય કરવા છતાં જો સંન્નિપાતના રોગીને ચેતન ન આવે તો તેના પગનાં તળીયાં. ભ્રકુટી કે લલાટપર લોઢાની શલાકા ( સળીયો ) ગરમ કરીને તેનાથી ડામ દેવા. ૯૧

## વિષમજ્વરનાં લક્ષણ

**शीतोष्णाभ्याम नियतात्कालयश्च प्रवर्तते ॥**
**विषमातीक्ष्ण वेगातु सज्वरो विषमः स्मृतः ॥१॥**

**લક્ષણ**—ટાઢ વાઇને શરીર ગરમ થઇ અનિયમિત વખતે આ વાત આવે છે અર્થાત ગમે ત્યારે તાવ ચઢે છે તેનો વેગ તીક્ષ્ણ અને વિષમ હોય છે. એવા તાવને વિષમ જ્વર પાંચ પ્રકારનો હોય છે. જ્વરવાળો મનુષ્ય જો થોડું પણ અપથ્ય કરે તો દોષ વધી જઇ વિષમજ્વરને ઉત્પન્ન કરે છે. વાત, પિત્ત અને કફનો જ્વર અનુક્રમે (વાતનો) સાત દિવસ, પિત્તનો દસ દિવસ અને કફનો બાર દિવસ સુધી પ્રબળ રહે છે (૨–૩) જે વાત હંમેશાં આવ્યાં કરે તે સંતત જ્વર કહેવાય છે. જે તાવ દિવસ અને રાત્રે મળી બે વાર વધે તેને સતત જ્વર કહે છે. (૪) જે દિવસ અને રાતે મળી એકવાર આવે તેને અન્યધુક કહે છે. ત્રીજે દિવસે આવે તેને તૃતીયક અને જે ચોથે દિવસ આવે તેને ચોથીયો તાવ કહે છે. ૫

**સંતત જ્વર ઉપર ઉકાળો**—ત્રાયમાણ, ઉપલસરી, જવાસો અને કડુ એ સર્વનો કવાથ સંતત જ્વરમાં વાતાદિ દોષોની નિવૃત્તિને માટે હિતકર છે. ૬

**સતત જ્વર ઉપર કવાથ**—પટોલપત્ર, હરડે, લીમડાની છાલ, ઇંદ્રજવ, ગળો, જવાસો એ સર્વ સરખે ભાગે લઇ એનો કવાથ કરી આપવાથી કાસાદિવાળા (ખાંસીવાળા) જ્વર મટી જાય છે. ૭

**એકાહિક જ્વર પર કવાથ**-દ્રાક્ષ, પટોલપત્ર, લીમડાની છાલ, નાગરમોથ, ઇન્દ્રજવ, અને ત્રિફળા એનો કવાથ કરી પ્રાતઃકાલે પાવાથી પ્રબળ વેગવાળો એકાહિક જ્વર શાંત થાય છે. ૮

**તૃતીયક જ્વર કવાથ**—રતાંજળી, મોથ, ગળો, ધાણા, ખસ અને સુંઠ એનો કવાથ મધ અને સાકર મેળવી પીવાથી તૃતીયક ત્રીજે દિવસે આવનારો એકાંતરીઓ તાવ મટી જાય છે. ૯

**ચાતુર્થિક જ્વર પર ક્વાથ**—સાલવણ, હરડે, સુંઠ, દેવદાર, આંબળાં, અને અરડુસી એનો કવાથ મધ અને સાકર નાંખી પીવાથી પ્રબળ વેગવાળો ચોથીયો તાવ મટી જાય છે. ૧૦

**ચોથીયા તાવ ઉપર નસ્ય**—હીંગ અને જુનું ઘી એનું નસ્ય લેવાથી નાકે સુંઘવાથી ચોથીયા તાવને દુર કરે છે. ૧૧

## સાધારણ વિષમજ્વરની ચિકિત્સા.

विषमंतु निहंत्युर्ध्वमधोवा शोधनम्परम् ।
प कैका मधुनाहन्ति तृवृत्कृष्णा हरोतकी ॥१२॥

વિષમજ્વરવાળાને પ્રથમ વમન કરાવવું કે ઉલ્ટી કરાવી શુદ્ધ કરવાથી વિષમજ્વર દુર થાય છે. નસોતર, પીપર અને હરડે એમાંથી કોઈપણ એકનું ચુર્ણ મધ સાથે ચાટવાથી વિષમજ્વર મટી જાય છે. ૧૨

હરડે અને ઇન્દ્રજવ સરખે ભાગે લઈ તેનું ચુર્ણ કરી તે એક રૂપીયાભાર ચુર્ણ-ગોળ સાથે ખાવાથી જલ્દીજ ટાઢ વાઇને આવતો વિષમજ્વર નાશ પામે છે. ૧૩

ટાઢીયા તાવમાં મનનું હરણ કરનારી પીન પયોધરી (પુષ્ટસ્તનવાળી) અને કેસર તથા કસ્તુરીનો લેપ કરેલી સ્ત્રીયોનું આલિંગન, જ્યાંસુધી ટાઢ ન મટે ત્યાંસુધી હિતકારક છે. ૧૪

**વ્યાઘ્રાદિ ક્વાથ**—ભે યરીંગણી, સુંઠ, વિતુન્ન (ધાણા) પુષ્કરમુળ, ખડસલીયો પિત્ત પાપડો, કરીયાતુ, અરડુસી ભારંગમુળ, લીમડાની છાલ, પટોલપત્ર, પદ્મક, નાગરમોથ, કડુ, ઇન્દ્રજવ અને રતાંજળી એ સર્વને ખાંડી તેનો ક્વાથ કફ, વાત, પિત્ત, દાહ, તરસ પાંચ પ્રકારની ઉદરસ, તાવ, કૃમિરોગ, પાન્ડુરોગ ઉલ્ટી અને કમળો એ રોગોને દુર કરે છે. ૧૫

**પટોલાદિ ક્વાથ**--પટોલપત્ર, હરડે, નાગરમોથ, કડુ, કરીયાતુ, જેઠીમધ, અને ગળો એનો ઉકાળો બધી જાતના વિષમજ્વરો ઊપર ઉત્તમ છે. તથા ખાંસી અને અરૂચિને દૂર કરે છે. ૧૬

**લશુનયોગ**-તલના તેલમાં લસણ મેળવી તે ખાવાથી (વાતરોગ) વાયુ અને વાયુથી ઉત્પન્ન થયેલો ઘોર વિષમજ્વર નાશ પામે છે. ૧૭

**શર્કરાજીરક યોગ**-દ્રોણપુષ્પી ( કુબો )ના રસમાં સાકર અને જીરૂ, મેળવી ચાર રૂપિયા ભાર રોજ પીવાથી પ્રબળ વિષમજ્વરનો નાશ થાય છે. ૧૮

**ષોડશાંગ ચુર્ણ**—કરીયાતુ, હરડે, નાગરમોથ, ભોંયરીંગણી, ત્રાયમાણ, સુંઠ, જવાસો, કડુ, બલા, કચુરો, પીપર પટોલપત્ર, ભોંયરીંગણી, નેત્રવાળો, પીપળીમુળ, અને ખડસલીયો પીત્તપાપડો એ સર્વનું ચુર્ણ કરવું. આ ષોડશાંગ ચુર્ણ સંપૂર્ણ વિષમજ્વરોનો નાશ કરનાર છે. ૧૯

**કિરાતાદિ ક્વાથ**-કરીયાતુ, કડુ. નસોતર, વાળો, પીપર, વાવડીંગ સુંઠ; કડવી તુંબડી, અને હરડે એનો કવાથ કરી આપવાથી બધી જાતના જ્વરોનો નાશ થાય છે અને જઠરાગ્નિને વધારે છે. ૨૦

**ઉંઘ ન આવે તો તેની ચિકિત્સા**—પીપરી મૂળ આઠ માસા ગોળમાં મેળવી રાત્રે ખાવાથી બહુજ કાળથી નષ્ટ થયેલી ઉંઘ પણ ફરી આવવા માંડે છે. ૨૧

**વિષમ જ્વરવાળાને ભોજન આપવાનો વિચાર**--વિષમ જ્વરવાળા રોગીને તાવ ઉતર્યો હોય કિંવા ન ઉતર્યો હોય તો પણ તેને સંધ્યાકાળે હલકું ભોજન આપવું જોઇએ. જેથી કફની શાંતિ થાય છે; ગરમી વધે છે અને જઠરાગ્નિ પ્રબળ થાય છે. ૨૨

## જીર્ણ જ્વર

**જીર્ણ જ્વરનાં લક્ષણ**—જે જ્વર ૨૧ દિવસ ઉપ-

રાન્ત સૂક્ષ્મ થઇ શરીરમાં રહે અને પ્લીહા તથા મંદાગ્નિને વધારે તેને જીર્ણ જ્વર કહે છે. ૧

**ક્ષુદ્રાદિ ક્વાથ**—ભોંયરીંગણી, ગળો, અને સુંઠ એનો ક્વાથ પીપરનું ચુર્ણ નાંખી આપવાથી જીર્ણજ્વર, કફ, શ્વાસ, ખાંસી, અને અરૂચિ એ રોગો મટી જાય છે. ૨

**શુંઠયાદિ ક્વાથ**—કચુરો, ખડસલીઘો પીત્તપાપડો, સુંઠ, દેવદાર, રાસ્ના નાગરમોથ, કડુ, ભોંયરીંગણી, અને કરીયાતુ એનો ક્વાથ પીપર અને મધ નાંખી આપવાથી જીર્ણજ્વર અને વિષમ જ્વરનો નાશ થાય છે. ૩

**ધાત્ર્યાદિ ચુર્ણ**—આંબળાં, હરડે, પીપળ, ચિત્રક મૂળ, અને સીંધાલુણ એ સર્વ સરખે ભાગે લઇ તેનું ચુર્ણ કરી આપવાથી મન્દાગ્નિ અને વિષમજ્વર મટે છે તથા ભેદન કર્ત્તા, રૂચિ કર્ત્તા, કફને જીતનાર અને દીપન પાચન છે. ૪

**જીર્ણજ્વર ઉપર ઘૃત**—જે જ્વર ઉકાળા, ઉલ્ટી અને વિરેચનથી શાંત ન થાય તેમાં ઘૃત સિદ્ધ કરીને આપવું. સુંઠ, પીપળ, પીપળીમુળ, ચવક ચિત્રકમૂળ, અને ક્ષાર દરેક એક એક પલ, ઘી એક શેર, સુંઠનો કલ્ક અને છાસ બન્ને બે શેર એ સર્વને એકત્ર કરી લોઢાની કઢાઇમાં પકાવવો, જ્યારે પાકી જાય ત્યારે એ ઘૃતને વિષમજ્વર અને એક વર્ષના જીર્ણજ્વરમાં આપવો એ ઉત્તમ છે. ૫-૬

**લાક્ષાદિ તેલ**—લાખનો રસ ૪ શેર, સ્વચ્છ તલનું તેલ ૧ શેર અને મસ્તુ ( મહો) ૪ શેર, એમાં શતાવરી, હળદર, જેઠીમધ, રાસ્ના આસંધ, કડુ, મોરવેલ, રેણુંકણી, ચંદન, નાગરમોથ, દેવદાર, અને ઉપલેટ એ સર્વ એકેક તોલો લઇ પાણીમાં ઘુંટી કલ્ક કરીને મેળવવાં. તે પછી સર્વને ઉત્તમ રીતે પકવવાં એ લાક્ષાદિ તેલ છે. આ તેલ ઉત્તમ રીતે સિદ્ધ થયા પછી તે બધા વિષમજ્વરોને દૂર કરે છે. તથા પીઠ, ત્રિક, દેહમાં પીડા થવી, શુળ, દુર્ગન્ધી, ખસ, ભ્રમ, અને વાતરોગોનો નાશ કરે છે. ૭-૮

**શીતારિ રસ**—મનસિલ. હરતાલ, મોરથુથુ, તામ્ર ભસ્મ, પારો, ગંધક એ સર્વ શુદ્ધ કરી સમાન ભાગે લઇ ત્રિફળાના રસમાં ઘુંટી ફરી તેનો ગોળો કરી તેને શરાવ સંપૂટમાં રાખી ગજપુટનો અગ્નિ આપવો. થંડો થયે એ ગોળાને કહાડી આકડા અને થોરના દૂધની સાત ભાવના આપવી પછી દંતીમૂળ અને નસોતરના કવાથની સાત ભાવના આપવી તે પછી એમાંથી એક માસો રસ, ૫૦ કાળાં મરી અને છ માસા ગોળ મેળવી બે તુળસીનાં પાનની સાથે ખાવાં. આ પ્રકારે ત્રણ દિવસ સુધી આ ઔષધીનું સેવન કરવું અને ભાતનું પથ્ય લેવું. આ શીતારી નામનો રસ વાતયુકત અતિ ઘોર શીત જ્વરનો નાશ કરે છે. ૧૧

**જ્વર મુકતનાં લક્ષણો**—શરીર હલકું લાગે, માથામાં ખસ થાય, મોં આવે, ઇન્દ્રિયોને પોતાના વિષયનું યથાર્થ જ્ઞાન થવું. પરસેવો આવવો, અન્ન ઉપર રૂચિ થવી અને છીંકો આવે ત્યારે સમજવું કે એ જ્વરે મુકત થયાનાં લક્ષણો છે. ૧૨

**અસાધ્ય લક્ષણો**—જેને રોમાંચ થતાં હોય, હૃદયમાં શુર આવતું હોય, શરીરમાં ગરમી વધુ હોય, મોહ યુકત હોય, ઉર્ધ્વ શ્વાસ ચાલતો હોય, જેના માથે પરસેવો વળતો હોય અને જેનું બધું શરીર થંડુ પડી જતું હોય એવો રોગી મરી જાય છે. ૧૩

**જ્વરના ઉપદ્રવ**—તરસ લાગવી, મૂર્છા, અરૂચિ, શ્વાસ, ઉલ્ટી થવી, અતિસાર, બંધકોશ, ખાંસી, હિચકી અને અંગભેદ એ જ્વરના દસ ઉપદ્રવ છે. ૧૪

જ્વર ઉતરી ગયા પછીનું કર્ત્તવ્ય-તાવ ગયા પછી જ્યાં સુધી રોગી બળવાન ન થાય ત્યાં સુધી કસરત કરવી નહિં, મૈથુન કરવું નહિં, સ્નાન કરવું નહિં, માર્ગમાં ચાલવું નહિં. એ ચાર કર્મોનું બરોબર પાલન કરવું. ૧૫

**इति वैद्यविनोदे ज्वर लक्षण चिकित्सोल्लासः ॥**

# અતીસાર ચિકિત્સા

**અતિસારનું કારણ**—સ્નિગ્ધ, ગરમ, ટાઢા, ભારે, લુખા ( મકાઇ, જુવાર વગેરે ) વિરૂદ્ધ પદાર્થ ( જેમકે દુધ અને દહીં સાથે ખાવાં ) તથા દારૂ અત્યંત પીવાથી, વિષ-ભક્ષણ, અધ્યશન ( પ્રથમ જમેલું પચ્યા વગર ફરી જમવું) અભિઘાત, અત્યંત ઘી આદિ સ્નિગ્ધ પદાર્થ પીવાથી, ભયથી, અસાત્મ્ય પદાર્થ ( જે પ્રકૃતિને અનુકુળ ન આવે તેવા પદાર્થોનું સેવન કરવાથી ) અને કૃમિ ( કરમીયા ) રોગથી માણસોને પ્રબળ અતિસાર (ઝાડા)ને રોગ ઉત્પન્ન થાય છે. ૧

**અતિસારની સમ્પ્રાપ્તિ**—શરીરમાં વધેલા જલ ધાતુ આગ્નને મંદ કરીને મળ સાથે મિશ્રિત થઇ વાયુથી પ્રેરિત થઈ ગુદા દ્વારા બહુજ બહાર નીકળે છે તેને અતિસાર કહે છે. અતિસાર છ પ્રકારના છે. ૨

**અતિસારના ભેદ**—વાતાતિસાર, પિત્તાતિસાર, કફાતિસાર, સન્નિપાતાતિસાર, આમાતિસાર, અને શોકાતિસાર એ અતિસારના છ ભેદ છે. એ અતિસારમાં પ્રતિક્ષણ જુદા જુદા દોષો સાથે સંબંધ હોય છે તેને સુક્ષ્મ રીતે જાણવા. ૩

**અતિસારનું પૂર્વરૂપ**—હૃદય, કુખ (પડખાં) નાભિ, અને ગુદામાં વેદના, અંગસાદ ( શરીરમાં શિથિલતા ) પવન રોકાવો (વા છુટ ન થવી) અવિપાક (અન્ન ન પચવું) બંધકોષ, અને આફરો એ અતિસારનાં પૂર્વરૂપ છે. ૪

**અતિસારની ચિકિત્સા**-વધેલા અતિસારને પકવ કર્યા વગર રોકવો નહિં. પરંતુ ક્ષીણ, વૃદ્ધ ગર્ભિણી અને બાલક એના વધેલા અતિસારને તત્કાલ રોકી દેવા. યવાગુથી, છાસથી અને જીરૂ નાંખેલી લાજ (ધાણા)ના મંડથી અથવા મગના ઓસામણથી અતિસાર રોગીની ચિકિત્સા કરવી. ૬

**વાતાતિસારનાં લક્ષણો**—વાતાતિસારમાં રૂક્ષ, (સુકો),

ફીણવાળો. થોડો થોડો, લાલરંગનો, આમવાળો, શબ્દવાળો, શુલ સહિત કાળો, કઠણ અને બાંધેલો ઝાડો વારંવાર થાય છે. ૭

**કલિંગાદિકવાથ**—ઇન્દ્રજવ, નાગરમોથ, લોધર, બીલીફળ, આંબાની ગોટલી અને ધાવડીનાં ફુલ એ સર્વને ખાંડી એનું ચુર્ણ સવારે ભેંસની છાસ સાથે પીવે તો પ્રબળ વાતાતિસાર મટે છે. ૮

**પિત્તાતિસારનાં લક્ષણો**—પિત્તાતિસારમાં પીળો ગરમ કાળો, લાલ. દુર્ગન્ધિવાળો, તીક્ષ્ણ, અને દાહવાળો ઝાડો વારંવાર થાય છે અને તેથી શરીરમાં પરસેવો વળવો, તૃષા, દાહ અને ગુદામાં પાકવું એ લક્ષણો થાય છે. ૯

**બિલ્વાદિ કવાથ**-બીલીનાં ફળ, વાળો, નાગરમોથ, ઇન્દ્રજવ અને અતિવિષની કળી એ સર્વનો કવાથ આમવાળા પિત્તાતિસારને દૂર કરે છે. ૧૦

**કફાતિસારનાં લક્ષણો**—કફાતિસારમાં જાડો, ધોળો, કફ મિશ્રિત, અત્યંત દુર્ગંધીવાળો અને થંડો ઝાડો થાયછે. ૧૧

**ઉપાય**

**ચવ્યાદિ કવાથ**-ચવક, ઉપલેટ, કાચાબીલાનો ગર્ભ; ઇન્દ્રજવ, સુંઠ, કડાછાલ, હરડે અને અતિવિષની કળી એ સર્વ સરખે ભાગે લઇ ખાંડી તેનો કવાથ કરી પીવથી કફજ અતિસાર મટે છે. ૧૨

**સન્નિપાતાતિસારનાં લક્ષણો**-સન્નિપાતજ અતિસારમાં સુવરના માંસના પાણી જેવો અનેક પ્રકારનો ઝાડો થાય છે અને રોગીને તંદ્રા, તૃષા, દાહ, મદ, મુખશોષ, ભ્રમ અને મોહ થાય છે. ૧૩

**પંચમૂલાદિ કવાથ**-પંચમૂળ ગળો, નેત્રવાળો, કાળીપાટ, બીલી ફળનો ગર્ભ, કરીયાતુ, નાગરમોથ, સુંઠ નાગબલા (કાંસકી); કડા છાલ, ઇન્દ્રજવ એનો કવાથ ત્રિદોષજ અતિસારનો નાશ કરે છે. ૧૪

**રક્તાતિસારનાં લક્ષણો**–અનેક પ્રકારના શોચ કરવાથી, અથવા પિત્ત કરનારા પદાર્થોનું સેવન કરવાથી બાષ્પ (વરાળ)ની ગરમી કોઠામાં પ્રવેશ કરીને રૂધિરને ક્ષોભ કરે છે. તે ક્ષોભ પામેલ રૂધિર ચણોખડીના રંગ જેવું થઇ ગુદા દ્વારા બહાર નીકળે છે તેને રક્તાતિસાર કહે છે. ૧૫

**વત્સકાદિ ક્વાથ**–કડાછાલ, અતિવીષની કળી બીલીફળનો ગર્ભ, નાગરમોથ, અને વાળો એનો ક્વાથ શુળવાળા રક્તાતિસારનો નાશ કરે છે. ૧૬

**રસાંજનાદિ ચુર્ણ**–રસવંતી, અતિવિષની કળી, કડાછાલ, ધાવડીનાં ફુલ, સુંઠ અને ઇન્દ્રજવ સર્વ સરખે ભાગે લઈ ખાંડી ચુર્ણ કરી તે ચુર્ણ ચોખાના ધોવરાંમણમાં મદ મેળવી તે સાથે સેવન કરવાથી રક્તાતિસારનો નાશ થાય છે. ૧૭

**પથ્યાદિ ચુર્ણ**–હરડે વજ અતિવિષની કળી, સંચળ, ફુલાવેલી હીંગ અને ઇન્દ્રજવ એનું ચુર્ણ આપવાથી આમ, બંધકોશ, અને ગુદાના શુળવાળો રક્તાતિસાર મટી જાય છે. ૧૮

## આમાતિસાર

**આમાતિસારનાં લક્ષણો**—અજીર્ણથી પીડાતા વાતાદિ દોષ રસાદિ ધાતુ, મૂત્ર અને મળ આદિ મળોને ક્ષોભિત કરી અતિસાર ઉત્પન્ન કરે છે. અને તેમાં પેટમાં પીડા થાય છે. એને આમાતિસાર કહે છે. ૧૯

**ધાન્યાદિ ક્વાથ**—ધાણા સુંઠ, કાચા બીલાનો ગર્ભ, ખસ અને નાગરમોથ એનો ઉકાળો પાવાથી શુળવાળો આમાતિસાર મટે છે તથા જવરમાં હિતકારક, દીપન અને પાચન પણ છે. ૨૦

**હરિતકયાદિ યોગ**–મદ સાથે હરડેનું સેવન કરવાથી ગુદાના શુળવાળો આમાતિસાર દુર થાય છે. અથવા હરડે, નાગરમોથ એનું ચુર્ણ ગોળ મેળવી સેવન કરવાથી ભારે આમ બંધનો નાશ થાય છે. ૨૧

ટીકા-અમારો અનુભવ છે કે આમાતિસારમાં હરડે, અને મદ ચટાડવાનો પ્રયોગ ઘણોજ ઉત્તમ છે.

આમાતિસારમાં યથાયોગ્ય વમન અને લંઘન કરાવવું. ભાંગરાનો રસ દહીં સાથે આપવાથી સર્વ પ્રકારના અતિસાર મટે છે. બાવળના પાંદડાંનો રસ અને ધંતુરાના ફુળોનો રસ (થોડી માત્રામાં) પીવાથી બધી જાતના અત્યંત દુસ્તર અતીસાર મટી જાય છે. ૨૩

કાસુંદ્રાના મુળને ચોખાના ધોવણમાં ઘસી પીવું. વૃદ્ધને તેમ બાળકને માટે આ ઉત્તમ ઔષધી છે સાકર નાંખી રાળનું સેવન કરવાથી બહુજ દિવસનો વધેલો અતિસાર દુર થાય છે. ગોળની સાથે બીલીનો ગર્ભ ખાવાથી રકતાતિસાર મટી જાય છે.૨૫

**છિન્નાદિ કવાથ**--ગળો, કાળીપાટ, ખસ, બીલીનો ગર્ભ, નાગરમોથ, નેત્રવાળો, સુંઠ, પદમક, રતાંજળી, કડાછાલ, ધાણા, કરીયાતુ, અને અતિવષની કળી એનો કવાથ થંડો પાડી પીવાથી તાવ, તૃષા, અરૂચિ, ગ્લાનિ દાહ હૃલ્લાસ ( ઉબગ ), શુળ, સોજાવાળો અતિસાર મટી જાય છે. ૨૬

**વિજયા યોગ**-ભાંગને વિધીપૂર્વક ધોઇ પછી તેનું ચુર્ણ મદ સાથે રાત્રિના સમયે ખાવાથી અતિસાર,નિદ્રા ન આવવી, સંગ્રહણી અને મંદાગ્નિ મટી જાય છે. ૨૭

**વત્સતકાવલેહ**-કુટજાવલેહ-પ્રથમ કડાછાલનો કવાથ કરવો જયારે પાણી ચોથા ભાગનું રહે ત્યારે તેને ગાળી લેવું. ફરી તેમાં નાગરમોથ જવખાર, બીડવણ, ઈન્દ્રજવ, સીંધાલુણ, ધાવડીનાં ફુલ અને પીપર એ સરખે ભાગે લઇ ચુર્ણ કરી તેમાં નાંખવું પછી મંદ મંદ અગ્નિથી ઉકાળવું જયારે જાડુ થઇ જાય ત્યારે ઉતારી લેવું. અને થંડુ થયા પછી મદ નાંખવું. તેને વત્સકાવલેહ કહે છે. એ દુઃસાધ્ય અતિસાર, મરડો, અર્શ, સંગ્રહણી, ભગંદર,

શ્વાસ, પ્રમેહ, અને ઉલ્ટીને મટાડે છે. ૨૮

**પથ્ય**--બીલીનો ગર્ભ નાંખી બકરીનું દુધ ઉકાળવું તે દુધ અર્ધું રહે ત્યારે ઉતારી ગળી તે રક્તાતિસાર વાળાને આપવાથી મટે. અતિસારમાં ભારે અને પુષ્ટિકારક અન્ન પાન તથા મીઠું આપવું જોઇએ નહિં.

અરિષ્ટ–હેડકી, મંન્દાગ્નિ, અરૂચિ, ઉલ્ટી, ખાંસી, શરીર અત્યંત થંડુ પડવું, અંદર અત્યંત દાહ થવો અને મૂત્ર ગ્રહ ( પેશાબ રોકાઇ જવો ) એ લક્ષણ જેને હોય તે અતિસાર રોગી નિશ્ચય યમાલયને પ્રાપ્ત થાય છે. ૩૦

અતિસાર મુક્ત **રોગીનાં** લક્ષણો–જેને મલોત્સર્ગ વગરજ પેશાબ થાય, અપાન વાયુ છુટે, કોઠો હલકો પડે અને અગ્નિ દીપ્ત થાય તો તેવા રોગીને અતિસાર મુક્ત જાણવો. ૩૧

### इति अतिसार लक्षण चिकित्सा

**આનંદભૈરવ રસ**–હીંગળો, વછનાગ, ટંકણખાર, મરી, અને પીપર એ સર્વ સરખે ભાગે લઇ અફીણની ભાવના દઈ ઘુંટી તૈયાર કરવું એ આનંદભૈરવરસ ઇન્દ્રજવના ચુર્ણ કે આદાના રસ સાથે આપવાથી અતિસાર મટે છે.

**કનકસુંદર રસ**–શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, મરી, અને ધંતુરાનાં બી સર્વ સરખાભાગે લઇ ભાંગરાના રસમાં બે પહોર સુધી ઘુંટવું. તે પછી પારાના વજન જેટલો જ વછનાગનું ચુર્ણ તેમાં નાંખી ઘુંટવું. આ કનકસુંદર રસ બે રતી પ્રમાણથી સેવન કરવાથી વાતતિસાર મટી જાય છે. બકરી અથવા ગાયના દહીં અને ભાતનું પથ્ય આપવું.

---

## ગ્રહણી રોગનું નિદાન.

અતિસાર ગયા પછી, અથવા અતિસાર થયા વગરજ મંદાગ્નિ થવાથી વિરૂદ્ધ, દુષ્ટ અને અહિતકારક ભોજન કરનાર મનુષ્યનો અગ્નિ ફરી દુષિત થઇને ગ્રહણીને દુષિત

કરે છે. એ ગ્રહણીની વિધિપૂર્વક ચિકિત્સા કરવી. ૧

આમાશય અને પકવાશયની મધ્યમાં રહેનારી જે છઠ્ઠી પિત્તધરા નામની કલા છે તેને વૈદ્ય ગ્રહણી કહે છે. તે કોપીત થઇને ખાધેલા અન્નાદિકને ઘણે ભાગે કાચાને કાચાજ બહાર કાઢે છે. ૨

**ગ્રહણી ભેદ**—વાતજ ગ્રહણીમાં બહુજ વિલંબથી ઘણા કષ્ટે પાતળો સુકો અને અપકવ મળ નીકળે છે. પિત્તજ ગ્રહણીમાં પીળો, અત્યંત ગરમ અને દુર્ગંધીવાળો મળ આવે છે અને કફજ ગ્રહણીમાં સ્નિગ્ધ, સફેદ અને કફવાળો મળ નીકળે છે. ૩

## ગ્રહણીની ચિકિત્સા

અગ્નિદીપક પંચકોલ—( પીંપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક અને સુંઠ એને પંચકોલ કહે છે. ) એ સહિત અન્ન પાન, છાસ, પેયા, યવાગુ મંડ અને યુષાદિ હલકાં અન્ન ગ્રહણીમાં સદા હિતકારક છે. ૪

**સુંઠયાદિ કવાથ**-સુંઠ, ગળો, નાગરમોથ, અને અતિવિષની કળી એનો કવાથ વાતજ ગ્રહણીમાં આપવો. જેમાં પહેલાં મળ અને પછી આમ નીકળે છે. અથવા નિરંતર આમવાળો મળ નીકળે છે. એનાથી અગ્નિ પણ વધે છે. ૫

**રસાંજનાદિ ચુર્ણ** પિત્તજ ગ્રહણીમાં રસવંતી, અતિવિષની કળી, ઇન્દ્રજવ, કડાછાલ, અને ધાવડીનાં ફુલ એનુ ચુર્ણ મધ અને ચોખાના ધોવણની સાથે આપવું જોઇએ. ૬

**તિકતાદિ કવાથ**--કડુ, રસવંતી, સુંઠ, ધાવડીનાં ફુલ હરડે, ઈન્દ્રજવ, નાગરમોથ, કડાછાલ અને ભાંગરો એ સર્વને ખાંડી તેનો ઉકાળો આપવાથી અત્યંત વધેલી ગુદશુળ વાળી પિત્તજ સંગ્રહણીનો નાશ કરે છે ૭

**પથ્યાદિ ચુર્ણ**-હરડે, પીપર, સુંઠ, અને ચિત્રકમૂળ એ સર્વ ખાંડી તેનું ચુર્ણ કરી છાસ સાથે પાવાથી ગ્રહણીરોગ

દૂર થાય છે. અથવા માત્ર સુંઠજ છાસની સાથે સેવવાથી શુળવાળી કફજ ગ્રહણીનો નાશ થાય છે.

**દુગ્ધયોગ**-બીલીનો ગર્ભ, મોચરસ, નેત્રવાળો, નાગરમોથ ઈન્દ્રજવ, અને કડાછાલ એ સર્વ ખાંડી બકરીના દુધમાં ઉકાળી તે દુધ પછી ગાળીને પાવાથી બહુજ કાળની સન્નિપાતજ ગ્રહણીને મટાડે છે. ૯

**ગ્રહણી રોગનાશક ચુર્ણ**-શુદ્ધ ગંધક ૧ તોલો, અને શુદ્ધ પારો ૦ાા તોલો, એ બંને ઘુંટી ઉત્તમ કજ્જલી કરી તેમાં સુંઠ, મરી, પીપર એકેક તોલો, પંચલવણ (સીંધવ સંચળ, બીડલવણ, મીઠુ, સાંભરલુણ) દોઢ દોઢ તોલો, અજમોદ, શેકલું જીરૂ, ફુલાવેલી હીંગ, ટંકણખાર, અને કડવું જીરૂ બબે તોલા અને શેકેલી ભાંગ ૮ તોલા સર્વને ઘુંટીને તેમાં નાંખવું. પછી ઘુંટી તયાર કરવું. તેમાંથી ૪ માસા ચુર્ણ કાંજી, છાસ અથવા તો બીજોરાના રસ સાથે પાવું આ ચુર્ણ અગ્નિસંદિપન કરનારૂં, બધી જાતની ગ્રહણી અને અતિસારને દૂર કરનારૂં છે. આ ચુર્ણ અર્શ, શુળ, કૃમિરોગ અને પ્રબળ યક્ષ્માને જરૂર દૂર કરે છે. તથા આ રસાયન બુદ્ધિનો પ્રકાશ કરનારૂં અને સંપૂર્ણ રોગોને દુર કરનારૂં છે. ૧૩

**કનકરસ**—શુદ્ધ હીંગળો, મરી, શુદ્ધ ગંધક, પીપર, શુદ્ધ ટંકણખાર, વછનાગ અને ધંતુરાનાં બી એ સર્વને એકત્ર ખાંડો ઘુંટી, ભાંગના રસમાં એક પહોર ઘુંટવું પછી એકેક રતીની ગોળીઓ બનાવી સેવન કરવું. આ કનકરસ સંગ્રહણીનો નાશ કરે છે ૧૪

**ત્યાજ્ય રોગી**-વૃધ્ધ, સોજાવાળો અને જેના અગ્નિની પાચન શક્તિ નષ્ટ થઈ ગઈ હોય એવા ગ્રહણી રોગીની ચિકિત્સા યશની ઇચ્છાવાળા વૈદ્યે ન કરવી. ૧૫

**હંસ પોટલી રસ**—(રસેંન્દ્રચિન્તામણીનો પાઠ) કોડી ભસ્મ, સુંઠ, મરી પીપર, ટંકણ, વછનાગ, શુદ્ધ ગંધક,

અને શુધ્ધ પારો સર્વ સરખે ભાગે લઇ લીંબુના રસની ભાવના આપવી. પછી એકેક માસાની ગોળીઓ બનાવી તેમાંથી એકેક ગોળી કાળાં મરી અને ઘીની સાથે સેવન કરાવવી. એથી ગ્રહણી રોગ મટી જાય છે. પથ્ય છાસ અને ભાત આપવાં.

इति ग्रहणी लक्षण चिकित्सा.

# અર્શ-હરસ.

## અર્શની સમ્પ્રાપ્તિ અને ભેદ.

વાતાદિક દોષો, ત્વચા, માંસ અને મેદને દુષિત કરીને જે દોષો ગુદામાં માંસના અંકુરોને ઉત્પન્ન કરે છે તેને અર્શ કહે છે. એ અર્શ વાતજ, પિત્તજ, કફજ, સંન્નિપાતજ, રકતજ અને સહજ એમ છ પ્રકારના હોય છે. ૧

**અર્શનાં પૂર્વ રૂપ**-પેટમાં અન્નનો મળ બની ન નીકળવો, બંધકોશ રહેવો, મંદાગ્નિ, ઓડકાર બહુ આવવા, દુર્બળતા, કુખમાં આફરો ચઢવો અને શરીર શિથિલ થવું એ અર્શનું પૂર્વરૂપ છે. ૨

**વાતજાદિ અર્શનાં લક્ષણ**—વાતજ અર્શમાં મળનો અવરોધ (બંધકોશ) રહે છે. કફજ અર્શમાં (ગુદાપર) સોજો અને ખુજલી થાય છે. પિત્તજ અર્શમાં થોડું લોહી પડે છે. રકતજ અર્શમાં બહુ લોહી પડે છે. સન્નિપાતજ અર્શમાં એ બધાં લક્ષણો હોય છે અને જન્મથીજ ઉત્પન્ન થયેલા સહજ અર્શમાં પણ સર્વ લક્ષણો થાય છે. ૩

**વાતજ અર્શપર ક્ષાર**—આકડાનાં પાન અને પંચ લવણ એને તેલ અને ખટાશ (છાસ) માં ઘુંટી કુલહડીમાં ભરી ગજપુટનો અગ્નિ આપવો, તે પછી તેને કહાડો તે ક્ષાર મદ્ય અથવા ગરમ પાણી સાથે ખાવો એ વાતજ અર્શમાં હિતકારક છે. ૪

**પિત્તજ અર્શપર અવલેહ**--કાળા તલનું ચુર્ણ, સાકર, અને નાગકેસર એનું ચુર્ણ માખણમાં કાલવી ચાટવાથી દુષ્ટ પિત્તજ અર્શનો નાશ થાય છે.૫

**કફજ અર્શપર પ્રયોગ**-કફજ અર્શમાં આદાનો કવાથ રોજ આપવો જોઇએ. અર્શ, અતિસાર, અને ગ્રહણી એ રોગ ઘણે ભાગે એકજ કારણથી ઉત્પન્ન થાય છે. એથી એમાં અગ્નિ વર્ધક ઔષધી હિતકારક છે.૬

ચિત્રકમૂળ, હપુષા (પલાંશી) ફુલાવેલી હિંગ અને મીઠું એને છાસમાં મેળવી પાવું અથવા પંચકોલ (પીપર, પીપરી મૂળ, ચવક, ચિત્રક, અને સુંઠ) એનો કવાથ પાવો એથી અર્શનો જલ્દી નાશ થાય છે ૭

કરંજબીજ [કાચકાં], સુંઠ, ઇન્દ્રજવ, અરડુસો, સીંધાલુણ અને ચિત્રકમૂળ એનું ચુર્ણ છાસમાં મેળવી રોજ પાવાથી રકતસહિત મસા ખરી પડે છે. ૮

**અર્શપર ધુપ**-મનુષ્યના વાળ, આકડાનું મૂળ, સાપની કાંચળી અને દાંત, બળદનું ચામડું અને શમી [ખીજાડી]નાં પાન એનો ધુપ આપવાથી દુષ્ટ મસા ખરી પડે છે. ૯

**અર્શપર લેપ**-હળદર અને કડવા તુરીયાનાં ખી લેપ સર્વ પ્રકારના મસાનો નાશ કરે છે. આકડાનાં પાન અને સરગવાનાં મૂળ એનો લેપ પણ અર્શ ઉપર હિતકારક છે. (૧૦) લીમડાનાં પાન અને કરેણનાં પાનને વાટી તેનો લેપ કરવાથી અર્શ મટી જાય છે. કડવી તુંબડી ગોળ સાથે કાંજીમાં ઘસી લેપ કરવાથી અર્શનો નાશ થાય છે. ૧૧

**અર્શ ઉપર સ્વેદન**-એરંડાનું મૂળ, દેવદાર, રાસ્ના, અને જેઠીમધ એ સર્વને ખાંડી ચુર્ણ કરી તેમાં ચોથે ભાગે જવનું ચુર્ણ મેળવી તેમાં દુધ નાંખી ઉકાળવું. જ્યારે ઉકળી તૈયાર થાય ત્યારે તેનો સ્વેદ અને સેકમાં પ્રયોગ કરવો. એથી અર્શ અને તે સંબંધી શુળનો નાશ થઇ જાય છે. ૧૨

**હરીતકી યોગ**—હરડેને ગોળ સાથે ખાવાથી તત્કાલજ અર્શ દુર થાય છે અથવા તલ અને ભીલામાં મેળવી ઘુંટીને તે (પાવલીભાર) ખાવાથી અર્શ મટી જાય છે.

**બોલ પર્પટી રસ**—શુધ્ધ પારદ અને શુધ્ધ ગંધકની ઉત્તમ કજ્જલી કરી તેમાં થોડું ઘી મેળવવું. અને કજ્જલીથી બમણો હીરાબોળ નાંખી લોઢાની કઢાઇમાં ગરમ કરવું જ્યારે પાતળું થઇ જાય ત્યારે ઉતારી કેળના પાનપર ઢાળવું ને ઉપર બીજું કેળનું પાન દાબી દેવું. જ્યારે થંડું થઇ જાય ત્યારે કહાડી લેવું. આ બોલ પર્પટીરસ ૪ વાલ પ્રમાણે સેવન કરવાથી સંપૂર્ણ પ્રકારના અર્શ અને તેથી થનાર શુળ મટે છે. ૧૪--૧૫

**અસાધ્ય રોગી**—સોજા, અતિસાર, ઉલ્ટી, શરીર શિથીલ થવું તૃષા, જ્વર, અરૂચિ, મંદાગ્નિ, ગુદપાક અને હૃદયમાં શુળ નીકળવું. એવાં લક્ષણો જેને હોય તે અર્શ રોગી મરી જાય છે. ૧૬

### અર્શ ઉપર બીજા ગ્રંથના ઉપચારો.

**નિત્યોદિતરસ**—પારદભસ્મ, અભ્રકભસ્મ, લોહભસ્મ, તામ્રભસ્મ, શુદ્ધ વછનાગ, અને ગંધક સર્વ સરખે ભાગે લઇ સર્વની બરાબર ભીલામાં નાંખી ચુર્ણ કરવું. તે પછી સુરણ અને ડુંગળીના રસમાં ત્રણ દિવસ સુધી ઘુંટવું. પછી તે રસ ૧ માસો લઇ ઘી સાથે સેવન કરવો જેથી અર્શ મટે છે.

इत्यतिसार ग्रहण्यर्शा लक्षण चिकित्सोल्लासो द्वितीयः॥

---

## જઠરાગ્નિના ભેદ અને તેનાં લક્ષણો.

કફની અધિકતાથી મંદ, પિત્તની અધિકતાથી તીક્ષ્ણ, વાતની અધિકતાથી વિષમ, અને ત્રણે દોષોની સમતાથી સમ એમ જઠરાગ્નિ ચાર પ્રકારની છે. હવે દરેકનાં લક્ષણ કહીએ

છીએ. થોડું અન્ન ખાય છતાં પણ ન પચે તો મંદાગ્નિ સમજવો. કદી વધુ જમાય છતાં પચી જાય, અને કદી થોડું ભોજન જમવા છતાં પણ ન પચે તો તે વિષમાગ્નિ છે. પ્રમાણસર ભોજન અથવા પ્રમાણથી વધુ ભોજન જે અગ્નિથી પચી જાય તેને તીક્ષ્ણાગ્નિ જાણવો. અને સર્વ સમયે સમાન પચી જવું એ સમાગ્નિનાં લક્ષણો છે. એથી સર્વમાં સમાગ્નિજ શ્રેષ્ટ છે. મંદાગ્નિથી અજીર્ણ આદિ રોગો થાય છે. ૧-૨

### અલસકનાં લક્ષણો.

એ અજીર્ણથી ભયંકર અલસક, વિલંબિકા, અને વિષુચિકા એ રોગો થાય છે, જે દુઃસાધ્ય છે. મળ અને અધો વાયુ ( અપાનવાયુ )નો અત્યંત નિરોધ (રોકાવું), અને તૃષા એ અલસકનાં લક્ષણો છે. ૩

**વિલબિંકા અને વિષુચિકા (કોલેરા)નાં લક્ષણો**—જેથી દુષ્ટ થયેલું અન્ન અધોમાર્ગ (ગુદા)થી નીકળે નહિં, તેમ ઉર્ધ્વમાર્ગદ્વારા ( મોંદ્વારા ઉલ્ટી થઇ ) નીકળે નહિં તેને વિલંબિકા કહે છે. એ દુઃસાધ્ય હોય છે. જેમાં બધા શરીરમાં સોયો ઘોચવા જેવી વેદના ( શુળ ) થાય, ઉલ્ટી થાય, ઝાડા થાય તેને વિષુચિકા કહે છે. ૪

### અજીર્ણ રોગોની ચિકિત્સા.

અલસક રોગમાં ઉલ્ટી કરાવવી એ અતિશ્રેષ્ટ છે. અને વિષુચિકામાં લોહની શલાકા (સળીયા)થી પીઠમાં અથવા પગના તળીયામાં દાહ અને લંઘન કરાવવાં તથા સીંધાલુણ, ઉપલેટ, અને તેલ એને વાટી તેનું મર્દન કરાવવું. ૫

**લેપ અને જલયોગ**—જવનો જાડો લોટ અને જવખાર એને તક્ર (છાસ)માં વાટી ગરમ કરી તેનો પેટ ઉપર લેપ કરવાથી દુરસ્ત જઠર રોગ દૂર થાય છે. તૃષાની શાંતિને માટે લવીંગ નાંખી પાણીને ઉકાળવું તે અરધું પાણી બાકી રહે ત્યારે પીવા માટે આપવું. ૬

**અજીર્ણ રોગો ઉપર ચુર્ણ**-લવીંગ ઈલાયચી અને જાયફળ દરેક બબે શાણ, મરચાં કંકોલ, અને અફીણ એકત્ર વાટી ચુર્ણ કરી અકેક શાણ (૪માસા) ગરમ પાણી સાથે પીવાથી દારૂણ વિષુચિકા શુલ, અતિસાર અને વમન એ મટી જાય છે ૭

સુંઠ, મરી, પીંપર. જીરૂ, હીંગ, સીંધાલુણ, લસણ અને ગંધક સર્વ સરખે ભાગે લઇ વાટી ઘુંટી તૈયાર કરવું. આ ચુર્ણ લીંબુના રસ સાથે આપવું. આ ચુર્ણથી વિશુચિકા અને વિલંબિકાનો જલ્દીજ નાશ થાય છે, ૮

**અજીર્ણ કંટકરસ**—શુધ્ધ વછનાગ અને શુધ્ધ ગંધક સર્વ સરખા ભાગે લઇ અને સર્વની બરાબર મરીનું ચુર્ણ લઇ બધું એકંદર કરી ઘુંટવું, ભોંયરીંગણીના ફળોના રસની ૨૧ ભાવના આપવી. આ અજીર્ણ કંટકરસ ત્રણ રતી પ્રમાણથી ખાવાથી તત્કાલ જઠરાગ્નિને વધારે છે અને વિષુ-ચિકા, અજીર્ણ અને વાત રોગનો નાશ કરે છે. ૧૦

**અજીર્ણ ઉપર લેપ**—દિવસે જમતા પહેલાં પેટપર હીંગ, સુંઠ, મરી, પીંપર, સીંધાલુણ એનો લેપ કરવાથી સર્વ અજીર્ણનો નાશ કરે છે. વિલમ્બકા અને અલસકમાં પણ આ ક્રિયા કરવી જોઇએ. ૧૧

**અજીર્ણનાં લક્ષણ**—શરીરમાં ગ્લાનિ થવી, બંધકોશ રહેવો, અથવા ઝાડા વધુ થવા એ અજીર્ણનાં સામાન્ય લક્ષણો છે. ૧૨

**જીર્ણહારનાં લક્ષણો**—તરસ અને ભૂખ લાગવી તથા શરીરનું હલકાપણું એ આહારનાં પચાવવાનાં લક્ષણો છે.૧૩

**ભસ્મકનાં લક્ષણો**—જમેલો પદાર્થ ક્ષણભરમાંજ પચી જાય તેને ભસ્મક રોગ કહે છે. ૧૪

**પાયસયોગ**—અંઘેડાનાં બી દૂધમાં નાંખી ખીર કરવી તે ખીર ઘોર ભસ્મક રોગમાં શ્રેષ્ટ છે.

इत्यजीर्ण लक्षण चिकित्सा

# કૃમિ.

**કૃમિના ભેદ**—બાહ્ય અને આભ્યંતર ભેદોથી કૃમિ બે પ્રકારના છે. બાહ્ય કૃમિ શરીરમાં વાળના મળથી ઉત્પન્ન થાય છે અને તેનું નામ જુ અને લીખ છે. તથા કફ, લોહી, અને વિષ્ટાથી જે કૃમિ ઉત્પન્ન થાય છે તે આભ્યંતર કૃમિ છે. ૧

**કૃમિ રોગનું નિદાન**-અજીર્ણથી, ગળ્યા અને ખાટા પદાર્થોના સેવનથી દળેલા લોટના અર્થાત ઘેબર આદિ પદાર્થો જમવાથી, વ્યાયામ ન કરવાથી દિવસે સુવાથી અને વિરૂદ્ધ આહારથી પેટમાં કૃમિ ઉત્પન્ન થાય છે. ૨

**કૃમિ થવાનાં લક્ષણો**—જવર, અતિસાર, ભ્રમ, પેટમાં દરદ, અરૂચિ, મુખમાંથી લાળ ગળવી, હૃદયમાં શરીરનો વર્ણ વિકૃત થઇ જવો; ઉલટી થવી અને મન્દાગ્નિ એ લક્ષણો પેટમાં કૃમિ હોવાનાં છે. ૩

## ચિકિત્સા.

**મુસ્તાદિ કવાથ**—નાગરમોથ, ઉંદરકાની, ત્રિફળા, દેવદાર, અને સરગવાનાં બી એનો કવાથ કરી તેમાં પીંપર અને વાવડીંગનું ચુર્ણ નાંખી પાવાથી કૃમિ અને કૃમિથી ઉત્પન્ન થયેલા સર્વ રોગ મટી જાય છે. ૪

**વિડંગાદિ ચુર્ણ**—વાવડીંગ, સીંધાલુણ, હીંગ, હરડે, કંપીલો, સંચળ અન પીંપર એનું ચુર્ણ કરી સ્હેજ ગરમજળ સાથે લેવાથી કૃમિ, અરૂચિ અને ઉલટી એ મટી જાય છે. ૫

**વિડંગાવલેહ**—વાવડીંગનું ચુર્ણ ૧ તોલો લઈ અર્ધા તોલા મદ સાથે ચાટવાથી કરોડો કૃમિ નષ્ટ થઈ જાય છે.૬

**કૃમિનાશક યોગ**—ખુરાસાની અજમો પાન સાથે ખા-

વાથી અથવા તો લીમડાનો રસ પાવાથી કૃમિ તત્કાલ દૂર થાય છે. ૭

**કૃમિ ઉપર લેપ**–ધંતુરાના પાંદડાંના રસમાં અથવા પાનના રસમાં પારો મેળવી વાળ ઉપર લેપ કરવાથી જુઓ અને લીખોનો નાશ થઇ જાય છે.૮

**કૃમિપર ધુપ**-અર્જુન વૃક્ષ ( સાદડ)નાં ફુલ, વાવડીંગ, લાંગલી ( જલ પીંપર), મીણ સુખટ, રાળ, ખસ, ઉપલેટ અને ભીલામાં એ સર્વની ધુણી આપવાથી મચ્છર અને કૃમિનો નાશ થાય છે.

**इतिक्रमि लक्षण चिकित्सा ॥**

# પાન્ડુરોગ

## પાંડુરોગના ભેદ. કારણ અને સમ્પ્રાપ્તિ

વાતજ. પિત્તાજ, કફજ, સન્નિપાતજ અને મૃદુભક્ષણ જન્ય એમ પાંચ પ્રકારનો પાંડુ રોગ હોય છે માટી ખટાશ મદ્ય, મીઠું એ વધુ ખાવાથી, દિવસે સુવાથી અને સ્ત્રી સંભોગથી વાતાદિ દોષ કોપિત થઇ શરીરની ઉપરની ત્વચાને પાંડુ ( પીળા ) વર્ણની કરી દે છે. એને પાંડુ રોગ કહે છે. ૧

**પાંડુરોગનું પૂર્વરૂપ**–પાન્ડુરોગ થતા પહેલાં ચામડી, પેશાબ, આંખો, નખ, મોં અને વિષ્ટા એ પીળાં પડી જાય છે. ૨

**પાંડુરોગનાં લક્ષણો**–વાતજ પાન્ડુરોગમાં કમ્પ, શ્રમ, અને આફરો એ લક્ષણો થાય છે. પિત્તજમાં દાહ, ભ્રમ અને ગ્લાનિ થાય છે. કફજમાં મુખથી લાળ પડવી, અને સોજો એ લક્ષણો થાય છે. સન્નિપાતજમાં શરીર નિસ્તેજ થઇ ત્રણે દોષોનાં લક્ષણો થાય છે. અને મૃદુભક્ષણ જન્યમાં

આંખોપર સોજા, અને બળ, વર્ણ અને અગ્નિનો નાશ થઈ જાય છે. ૩-૪

**પાંડુરોગની ચિકિત્સા**—બધી જાતના પાંડુરોગોમાં હીમજી હરડેનું ચુર્ણ ઘી સાથે સેવન કરાવવુંજ. વાતજ પાન્ડુરોગમાં સ્નિગ્ધ ચિકિત્સા કરવી, પિત્તજ પાન્ડુરોગમાં કડવી અને થંડી ઔષધી આપવી, કફજમાં રૂક્ષ, તીખા ગરમ અને કડવી ઔષધીયોનો પ્રયોગ કરવો. અને સન્નિપાતજમાં ત્રણે દોષો માટેની ભેગી ચિકિત્સા કરવી. ૫

**અયોમોદક**—લોહ ભસ્મ, તલ, સુંઠ, મરી, પીંપર, કોલ ( ચણીબોર) દરેક ચીજ એકેક તોલો, સર્વની બરાબર સુવર્ણમાક્ષીકની ભસ્મ લઇ તેમાં નાંખી ઘુંટવું પછી તેની ગોળીયો વાળવી તેમાંથી એક ગોળી મધ સાથે ખવરાવવી અને ઉપરથી છાસ પાવી તો પાન્ડુરોગ નાશ થાય છે. ૬

**પાન્ડુરોગ ઉપર ઘૃત**—હળદરનો કવાથ અને કલ્કની સાથે સિદ્ધ કરેલું ઘૃત પાન્ડુરોગ દૂર કરે છે. ૭

**કુમ્ભકામળાની** ઉત્પત્તિ—જે પાંડુ રોગી પિત્તનો પ્રકોપ કરનારા પદાર્થોનું અત્યંત સેવન કરે છે, તેનું પિત્ત પ્રકોપિત થઈ માંસ અને લોહીને દગ્ધ કરે છે. જેને કુંમ્ભકામલા ( કમળો) એ રોગ ઉત્પન્ન થાય છે. ૮

કડુ ખાંડી તેમાં સાકર મેળવી જેટલું હથેલીમાં માઇ શકે એટલું હસેકા ગરમ પાણી સાથે ફાકવાથી અથવા હરડેનું ચુર્ણ મધ સાથે ચાટવાથી કમળો મટી જાય છે. ૯

દારૂ હળદરનો ઉકાળો, ત્રિફળાનો ઉકાળો, ગળોનો રસ અને લીમડાના પાનનો રસ એમાંથી કોઈ પણ એકને મધ સાથે મેળવી પીવાથી કમળો અને કુમ્ભકામલાનો નાશ થાય છે. ૧૦

લોહભસ્મ, દારૂહળદર, હળદર, ત્રિફળા અને કડુ એનું ચુર્ણ ઘી અને મધમાં મેળવી ચાટવાથી કમળાનો રોગી સુખી થાય છે, ૧૧

હળદર, ગેરૂ અને આંબળાં એનું ચુર્ણ કમળા ઉપર આપવું જોઇએ. અથવા દ્રોણ પુષ્પી (કુબા)નો રસ આંખમાં આંજવાથી કમળો મટે છે. ૧૨

સુંઠ, મરી, પીંપર, વાવડીંગ ત્રિફળા, દારૂહળદર, પીંપર, લોહભસ્મ એકત્ર ખાંડી ઘુંટી તે મદ અને ઘીની સાથે આપવાથી કમળો મટે છે. ૧૩

**અસાધ્ય લક્ષણ**—જે રોગીના દાંત, નખ, નેત્ર અને વિષ્ટાનો રંગ પીળો થઇ જાય, જેને સંપૂર્ણ પદાર્થ પાંડુ વર્ણના (પીળા) દેખાય અને જેની નાભિ, ગુદા અને લિંગમાં સોજો આવી જાય તે જલ્દી મરી જાય છે. એવું મુનિજનોએ કહ્યું છે. ૧૪

**પાંડુરોગમાં** પથ્ય-સાઠીચોખા, જવ, ઘઉં, મગ, દાળ મસુર ઇત્યાદિકનું પથ્ય પાંડુરોગમાં હિતકર છે. ૧૫

**પાંડુરોગમાં બીજા ગ્રંથના પાઠ**

**ધાત્રીલોહ**-આંબળાં, લોહભસ્મ, ત્રિકટુ, હળદર અને સાકર એનું ચુર્ણ સરખે ભાગે લઈ મદ અને ઘીની સાથે સેવન કરાવવાથી પાન્ડુરોગ, કમળો અને હલીમકરોગ મટેછે.

**મન્ડુરવટીકા**–ગોળ, સુંઠ અને મન્ડુર અકેક ભાગ અને પીંપર બે ભાગ એનું ચુર્ણ કરી ગોળીઓ બનાવી એક એક ગોળી પાન્ડુરોગવાળાને આપવી (વાગભ.૦),

इति पांडुरोग चिकित्सा

---

# રક્તપિત્ત

---

## રકતપિત્તનું નિદાન અને સમ્પ્રાપ્તિ

હવે અહીં રકતપિત્તનાં લક્ષણ અને ચિકિત્સા કહીએ છીએ. વ્યાયામ, શોક, તાપમાં ફરવું, માર્ગમાં ચાલવું મૈથુન અને તીક્ષ્ણ ગરમ તીખું અને ખાટો પદાર્થ તથા

મધના અત્યંત સેવન કરવાથી દુષ્ટ થયેલું પિત્ત પોતાના તીક્ષ્ણ, અને ઉષ્ણાદિ ગુણોને લઇ રકતને દગ્ધ થયેલું રૂધિર ઉર્ધ્વ અને અધોમાર્ગદ્વારા બહાર નીકળે છે ૧

ઉર્ધ્વમાર્ગથી રકત નાક, મુખ, નેત્ર, કાન દ્વારા નીકળે છે. અને અધોમાર્ગથી ગુદા, યોનિ કિંવા મેઢદ્વારા નીકળે છે.તથા અત્યંત કોપિત થયેલું રકત બધા રોમછિદ્રોથી નીકળે છે તેને મુનિ લોકો રકતપિત્ત કહે છે. ૨

### રકતપિત્તનું પૂર્વરૂપ અને લક્ષણ

થંડીની ઇચ્છા, ગ્લાનિ, ગળામાં ધુમાડા જેવું ઉભળવું. અત્યંત ઉલ્ટી થવી, એ રકતપિત્તનાં પૂર્વરૂપ છે. વાયુના યોગથી કાળુ, અરૂણ વર્ણનું ઝાગદાર અને રૂક્ષ એવું રકત વહે છે. કફના યોગથી પીળુ, પાન્ડુ, અને જાડુ રકત વહે છે. પિત્તના યોગથી પીળું, પાતળુ અને કાળા રંગનું રૂધિર વહે છે અને ત્રિદોષના યોગથી ત્રણે પ્રકારનાં લક્ષણો વાળું રકત હોય છે. ૩

### રકતપિત્તની ચિકિત્સા

ઉર્ધ્વમાર્ગ ગામી રકતપિત્તમાં વિરેચન આપવું અને અધોગામીમાં બળવાન રોગીને વમન કરાવવું.

**વિરેચન દ્રવ્યો**—હરડે, ત્રિફળા, નસોતર, અને ગરમાળાનો ગોળ એમાંથી કોઇ એક દ્રવ્ય વિરેચન માટે આપવું.૪

પથ્ય—દાડમ, આંબળાં, લીમડાનાં પાન, પટોલપત્ર, તાંદળજો, બોર, સાઠી ચોખા, કમોદના ચોખા, મઠ, મસુર, મગ અને કોદરાનું પથ્ય રકતપિત્તમાં શ્રેષ્ટ છે. ૫

**હિબેરાદિ કવાથ**—સુગંધી વાળો, કમળકાકડીનો મગજ, ખસ, અરડુસી, ગળો જેઠીમધ, નાગરમોથ, રતાંજળી, અને ધાણા એનો ઉકાળો મદ અને સાકર મેળવી આપવાથી ઉર્ધ્વ અને અધોમાર્ગગામી રકતપિત્તનો નાશ થાય છે. ૬

**પ્રિયંગ્વાદિ કવાથ**—અરડુસીનો ઉકાળો, ધઉંલા, લોધર.

રસવંતી અને કુંભારના ઘરની માટી એ સર્વનું ચુર્ણ કરી તે તેમાં નાંખી આપવાથી અથવા અરડુસીનો રસ મધ અને સાકર મેળવી આપવાથી પ્રબળ રકતપિત્ત મટી જાય છે. ૭

રકતપિત્તપર **નસ્ય**—જો નાકથી લોહી પડે તો ધરોનો રસ, દાડમના ફુલોનો રસ, લાખનો રસ અથવા હરડેને થંડા પાણીમાં વાટી તેના રસનાં નાકમાં ટીપાં પાડી નસ્ય લેવું. ૮

લેપ—માટી, ધરો, અને આંબળાં એનો એકત્ર વાટી માથે લેપ કરે તો નાકમાંથી પડતું લોહી તત્કાલ બંધ થઇ જાય છે. ૯

રકતપિત્તઉપર **દુધનો યોગ**—નારીયેળનું પાણી પીવું, સાકર નાંખી બકરીનું દૂધ પીવું અને અરડુસીનો રસ પીવો એ રકતપિત્તમાં હિતકર્તા છે. ૧૦

**અસાધ્ય** લક્ષણ—જેને વારંવાર લોહીની ઉલટી થાય છે, જેનાં નેત્ર લાલ થઈ જાય છે; જેને બધા પદાર્થ લાલ દેખાય છે, અને જેને આકાશ લાલ દેખાય તે રકતપિત્ત રોગી નિશ્ચય મરી જાય છે ૧૧

## રકતપિત્ત પર બીજા ગ્રંથનો પાઠ

**ખંડકુષ્માંડક**—ભૂરા કોળાનો રસ ૧૦૦ પલ, ગાયનું દુધ ૧૦૦ પલ, આંબળાંનું ચુર્ણ ૮ પલ એને મંદાગ્નિથી ઉકાળવું જ્યારે જાડુ થાય ત્યારે ૮ પલ સાકર નાંખવી. એમાંથી બે તોલાનું સેવન કરવાથી રકતપિત્ત દાહ, તુષા, અને કમળો મટે છે.

**શતાવરી પાક**—શતાવરીના મૂળનો કલ્ક ૧ ભાગ, દુધ ૪ ભાગ, ગાયનું ઘી ૪ ભાગ અને સાકર ૧ ભાગ એ સર્વને ઘી બાકી રહે ત્યાં સુધી ઉકાળવું પછી એ ઘીમાંથી બે તોલા રોજ સેવન કરવું. એથી રકતપિત્ત, અમ્લપિત્ત, ક્ષય અને શ્વાસ આદિ રોગો મટે છે.

**इति रक्तपित्त लक्षण चिकित्सा ॥**

# રાજયક્ષ્મા

## નિદાન અને સમ્પ્રાપ્તિ

**રાજયક્ષ્માનાં લક્ષણ અને ચિકિત્સાનું વર્ણન**—મળ-મૂત્રાદિક વેગોને રોકવાથી, વિષમાસનથી અકાલે થોડું કિંવા વધુ ખાવાથી, ઉપવાસ આદિથી ધાતુ ક્ષીણ થવાથી, અને સાહસ કર્મ કરવાથી એ ચાર કારણોથી યક્ષ્મારોગ થાય છે. એ રોગ બધા દોષોથી થાય છે પરંતુ તેમાં કફ પ્રધાન હોય છે. ૧ રસવાહિની નાડીયોનો માર્ગ રોકવાથી વીર્ય ક્ષીણ થવાથી મંદાગ્નિથી અને અત્યંત મૈથુન કરવાથી મનુષ્ય સંપૂર્ણ ધાતુક્ષીણ થઇ જાય છે, અને તે દિવસે દિવસે સુકાતો જાય છે. ૨

**યક્ષ્માનું પૂર્વરૂપ**—શ્વાસ, ખાંસી, મદ (નીશો)પીનસ (સળેખમ) નિદ્રા વધુ આવવી, શોષ, કફ પડવો, અંગોની શિથીલતા, સ્ત્રી સંગમની ઇચ્છા અને નેત્રો ધોળાં થવાં એ યક્ષ્માનાં પૂર્વ રૂપ છે. ૩

**યક્ષ્માનાં લક્ષણો**—શરીરનાં બંન્ને પડખાં, ખભા, હાથ, અને પગ એમાં વેદના થવી, સંપૂર્ણ શરીરમાં જ્વર, મન્દાગ્નિ, અને ઉલ્ટી એ રાજયક્ષ્માનાં લક્ષણો વૈદ્યોએ કહ્યાં છે. સ્વરભંગ, જ્વર, ખાંસી, મોંમાંથી લોહી પડવું, અને ભોજનમાં દ્વષ એ લક્ષણો રાજયક્ષ્મામાં થાય છે. ૫

**વાતજાદિ યક્ષ્માનાં લક્ષણો**—વાયુથી ઉત્પન્ન થયેલા યક્ષ્મામાં સ્વરભંગ અને શુળ થાય છે, પિત્તજ યક્ષ્મામાં લોહી પડે છે. અતિસાર, જ્વર અને દાહ થવો એ લક્ષણો થાય છે. કફથી ઉત્પન્ન થયેલ યક્ષ્મામાં ખાંસી અને શરી-રનું ભારે થવું અને ક્ષત ક્ષયમાં વક્ષ સ્થલમાં (છાતીમાં) પીડા થવી લોહીની ઉલ્ટી થવી, પીઠ અને કમર જક-ડાવી અને ખાંસી એ લક્ષણો થાય છે. ૬

## રાજયક્ષ્માની ચિકિત્સા

ઘઉં, મગ, જવ, ચોખા, સાઠી ચોખા, મદ્ય, રસ એ સર્વ યક્ષ્મામાં પથ્ય છે સુંઠ,કળથી,જવ પીપર,દાડમ, આંબળાં અને ઘીથી સિદ્ધ કરેલ બકરાનો માંસ રસ પાવો ઉત્તમ છે. ખપે તેને હરિણ, સસલાં આદિ જંગલી પશુ પક્ષીઓનાં માંસ એ સર્વ યક્ષ્મામાં પથ્ય છે. ૭

**ધાન્યાદિ ક્વાથ**—ધાણા, સુંઠ, દશમૂળ, અને પીંપર એ સર્વનો ક્વાથ રાજયક્ષ્માનો નાશ કરે છે. તથા પડખાનું શુળ, ખાંસી, જ્વર, દાહ શ્વાસ અને સળેખમ એને પણ દૂર કરે છે. ૮

### યક્ષ્મા ઉપર માંસ યોગ

બકરા અને મૃગનું માંસ બારીક કરીને બકરીના દુધ સાથે પાવાથી ક્ષય રોગનો નાશ થાય છે. ૯

**બીજો પ્રયોગ**—વાંદરાનું માંસ પણ બકરીના દુધ સાથે પાવાથી ક્ષય દૂર થાય છે. દશમૂળ, બલા (કાંસકી) અને રાસ્ના એ સર્વનો ક્વાથ પણ ક્ષયનો નાશ કરનાર છે.૧૦

**યક્ષ્મામાં છાગ સેવન**—બકરીનું માંસ ખાવું, બકરીનું ઘી અને દુધમાં સુંઠ મેળવીને તે આપવું. બકરીની સેવા કરવી અને જ્યાં બકરીઓ રહેતી હોય ત્યાં સુવું, એથી ખાંસી. શ્વાસ અને ઉલ્ટીવાળો રાજયક્ષ્માનો નાશ થાય છે.૧૧

**ત્રિફલાદિ અવલેહ**--ત્રિફળા, ત્રિકટુ, શતાવરી અને લોહભસ્મ તે દરેક ચાર ચાર તોલા લેઇ ખાંડી તેમાંથી એક તોલાની માત્રા મધ સાથે સેવન કરવાથી ઉરૂક્ષત અને કન્ઠ વેદનાનો નાશ થાય છે. ૧૨

વિડંગાદિલેહ--વાવડીંગ, લોહભસ્મ, શિલાજીત અને હરડે એનું ચુર્ણ ઘી અને મધ સાથે ચાટવાથી પ્રબળ યક્ષ્મા અને ખાંસી, શ્વાસ આદિ રોગોનો નાશ થાય છે. તથા તેમાં સાકર મધ અને માખણ મેળવી તે ચાટવું એ પણ શ્રેષ્ટ છે. ૧૩

**યક્ષ્મા ઉપર કબુતરનું માંસ**--કબુતરના માંસને તડકામાં સુકવી હરરોજ ખાવાથી અથવા તેને ઘી અને મદ્દ સાથે ચાટવાથી અત્યંત વધેલો રાજયક્ષ્મા રોગ દૂર થાય છે. ૧૪

**યક્ષ્મા ઉપર ઘૃત**--બકરીનું ઘી બકરીના દુધમાં સિદ્ધ કરીને પીપળ અને ગોળ મેળવી ખાવાથી અગ્નિ વધે છે અને ક્ષય અને કાસ રોગ મટી જાય છે, ૧૫

**અન્ય પ્રયોગ**-દુર્બળતા, તાવ અને સંતાપમાં લાક્ષાદિ તેલ હિતકારક છે. જે મનુષ્ય અડદ અને ઘી રોજ ખાય તેને ક્ષય અને અતિદારૂણ પ્રમેહ રોગ શાંત થાય છે. ૧૬

**શિતોપલાદિ ચુર્ણ**--તજ, ઇલાયચી, પીંપ , વાંસકપુર, અને સાકર તેને એક કરતાં બીજી બમણી લેવાં એટલે તજથી બમણી ઇલાયચી, ઇલાયચીથી બમણી પીંપર એ પ્રમાણથી લઇ તેનું ચુર્ણ ક્ષયરોગને જલ્દીજ મટાડે છે. ૧૮

**મુસ્તાદિ ચુર્ણ**--નાગર મોથ, આસંન્ધ અતી વિષની કળી, સાટોડીનું મુળ; શાલીપર્ણી ( સમેરવો ), કાળીપાટ, શતાવરી, કાંસકી, કડાની છાલ એનું ચુર્ણ દુધ સાથે પાવાથી શ્વાસ અને ઉરૂક્ષતનો નાશ થાય છે- ૧૯

**અવલેહ**-અરડુસી અને બેઠી ભોંયરીંગણીનો રસ મદ્દ અને પીંપર સાથે પાવાથી જલ્દીજ દારૂણ શ્વાસ (દમ) અને કાસ (ઉદરસ) મટી જાય છે. ૨૦

**કુમુદેશ્વર રસ**-સુવર્ણ ભસ્મ ૧ ભાગ, પારદ ૧ ભાગ, મોતી ૨ ભાગ, ટંકણ ખાર ૧ ભાગ, અને ગંધક ૧ ભાગ એ સર્વને કાંજીમાં ઘુંટીને ગોળો બનાવી દેવો અને તેના ઉપર લુધડું લપેટી અને પલાળેલી માટી ચોપડવી. પછી એક હાંલ્લીમાં મીઠું ભરી વચમાં એ ગોળાને મુકવું અને હાંલ્લીનું મોં બંધ કરીને ચુલ્હા ઉપર મુકી એક દિવસ અગ્નિ આપવો તે પછી સિદ્ધ થયેલ તે રસ ટાઢો થયે

કહાડી લેવો. તેનું નામ કુમુદેશ્વર રસ છે. અત્યંત ખાનારા, પ્રમેહવાળા, અતિસાર રોગી રોજ ક્ષીણ થનારા મનુષ્ય જેને નેત્ર અત્યંત શુકલ થઇ ગયાં હોય એવા મનુષ્ય અને ખાંસી, ક્ષયવાળા રોગીએ આ રસને એક રતી પ્રમાણે ઘી અને કાળાં મરી સાથે સેવન કરવું. ૨૧-૨૨-૨૩

અરિષ્ટ-જેના અંડકોશ, ઉદર, હાથ, અને પગ ઉપર સોજો હોય અને શ્વાસ હોય એવા યક્ષ્મા રોગીનો વૈદ્યે ત્યાગ કરવો. ૨૪

**વિજર્યા વિજર્ય કર્મ**-ક્રોધ, સ્રીસંભોગ, શોક અને અસત્પ્રલાપ એનો ત્યાગ કરવો અને ઉત્તમ વિષયોનું સેવન કરવું તથા બ્રાહ્મણ, ગુરુ, અને અતિથીઓનો સત્કાર કરવો અને બ્રાહ્મણોથી પવિત્ર કથા સાંભળવી. ૨૫

**इति क्षयरोग चिकित्सा ॥**

**અન્ય ગ્રંથના પ્રયોગો.**

**લોહામૃત રસ**-શિલાજીત, વાવડીંગ, હરડે, સુવર્ણ માક્ષિકની ભસ્મ અને લોહભસ્મ એ સર્વે એકત્ર કરી નિષ્ક પ્રમાણથી આપવી એથી ક્ષયરોગ મટે છે

**અમૃતેશ્વરરસ**—પારદ ભસ્મ ૧ ભાગ, ગળો સત્વ ૧ ભાગ અને લોહ ભસ્મ ૧ ભાગ એ સર્વ છ રતીભાર મધ અને ઘીની સાથે ખાય તો એથી રાજયક્ષ્મા મટે છે.

---

# કાસ-ઉદરસ.

## કાસ લક્ષણ ચિકિત્સા.

હવે ખાંસીનાં લક્ષણ, અને ચિકિત્સા કહીએ છીએ. ધુમાડીના અભિઘાતથી, મુખમાં ધુળ ભરાઇ જવાથી, વ્યાયામથી, રૂક્ષ અન્ન ખાવાથી ભોજન સમયે અન્ન વિમાર્ગે જતાથી અને છીંકના રોકવાથી દુષ્ટ થયેલો પ્રાણવાયુ ઉદાન-

વાયુથી મળી જઇ ફુટેલા કાંસાના પાત્ર સમાન શબ્દ કરતો મુખમાંથી બહાર નીકળે છે. તેને મુનિજન ખાંસી કહે છે. ૧-૨

**ઉદરસના ભેદઃ**—ખાંસી પાંચ પ્રકારની છે. જેમ કે વાતજ, પિત્તજ કફજ, ક્ષતજ અને ક્ષયજ. ૩

**ઉદરસનાં પૂર્વરૂપ અને વાતજ ઉદરસનાં લક્ષણો**--ગળામાં ચેળ આવવી, અન્ન ગળામાં રોકાવું એ ખાંસીનાં પૂર્વરૂપ છે, વાયુથી સ્વરભેદ થઇ સુકી ખાંસી થાય છે.

**પિત્તજ ઉદરસનાં લક્ષણ**—પિત્તજ ખાંસીમાં મુખશોષ પડે છે. અને જ્વર આવે છે. તથા પીળી, કાળી અને કડવી ઉલ્ટી થાય છે. ૪

**કફજ કાસનાં લક્ષણઃ**—કફજ ખાંસીમાં કફ મોંમાં લેપાઇ જાય છે. અને અત્યંત જાડો કફ પડે છે. તથા માથામાં વેદના થાય છે.

**ક્ષતજ કાસનાં લક્ષણઃ**—ક્ષતજ કાસમાં પહેલાં સુકી ખાંસી ઉત્પન્ન થાય છે. પછી રૂધિર પડવા લાગે છે તથા જ્વર અને શગ પણ ઉત્પન્ન થાય છે. ૫

**ક્ષયજ કાસનાં લક્ષણઃ**—ક્ષયજ કાસમાં શુળ, દાહ, જ્વર આફરો અને મૂર્છા એ લક્ષણો થાય છે. તથા રોગીને ખાંસી સુકી આવે છે અને લોહી પણ પડે છે. એવો રોગી દુશ્ચિકિત્સ્ય હોય છે. ૬

## ચિકિત્સા.

**વાતજ કાસનો ઉપચાર**--પ્રથમ વાતજ કાસમાં અનેક પ્રકારના સ્નેહ, બસ્તિવાધ, અને અનેક પ્રકારનાં અન્નપાન એનો પ્રયોગ કરવો તથા રોગીને ઘઉં; ચોખા અને જવ એ ખાવા આપવાં. ૭

**શઠયાદિ અવલેહઃ**—કચુરો, પીપળ, નાગરમોથ, જવાસો, ભારંગમૂળ, કાકડાશીંગી, સર્વનું ચુર્ણ કરી તેમાં

ગોળ મેળવી અવલેહ બનાવી તેલમાં મેળવી ચાટવાથી વાતકાસનો નાશ થાય છે. અથવા પંચમૂળનો ઉકાળો આપવાથી પણ વાતજ કાસ દૂર થાય છે. ૮

**પિત્તજ કાસની ચિકિત્સાઃ**—બલા (કંસકી), અરડુસી, બંન્ને ભોંયરીંગણી, અને દ્રાક્ષ એ સર્વનો ક્વાથ કરી સાકર અને મધ મેળવી પીવાથી પિત્તજ કાસ દૂર થાય છે. ૯

**કફજકાસની ચિકિત્સા**—કાયફળ, દેવદાર, વાળો, નાગરમોથ, કાકડાશીંગી, પિત્તપાપડો, સુંઠ, વજ, ધાણા, ભારંગી અને હરડે એનો ક્વાથ કફજ કાસને મટાડે છે. ૧૦

**ક્ષતજકાસની ચિકિત્સાઃ**—મોરવેલ, રસવંતી, ચીત્રક મૂળ, પીપળ, હગદર કાળીપાટ, અને મજીઠ એનું ચુર્ણ કરીને મધ સાથે ચાટે અથવા શેરડીના રસમાં ઘી ઉકાળી સેવન કરે તો તે ક્ષતજ કાસ મટી જાય છે. ૧૧

**ક્ષયજ કાસની ચિકિત્સાઃ**—પીપળ, લાખ, ભોંયરીંગણીનું પાકેલું ફળ અને પદ્મક એ સર્વનું ચુર્ણ કરી ઘી અને મધ મેળવી ચાટે તો ક્ષયજ કાસ મટી જાય છે. ૧૨

**કણાદિગુટી**—પીપળ, કચુરો, પુષ્કળમૂળ, હરડે, સુંઠ, નાગરમોથ એને બારીક વાટી ગોળમાં મેળવી ગોળી બનાવવી આ ગોળીયોનો દારૂણ શ્વાસ તથા ખાંસીમાં ઉપયોગ કરવો. ૧૩.

**મનશીલાદિ ધુમ**—મનસીલ, હરતાલ, કાળાં મરી, જટામાંસી, નાગરમોથ, અને ઈંગુદી (હીંગોળા) એને સરખે ભાગે લઈ ચુર્ણ કરી ધુમપાન કરવું અને પછી ઉપરથી ગોળ મેળવી ગરમ દુધ પીએ તો સર્વ પ્રકારની ખાંસી દૂર થાય છે. ૧૪.

**અન્ય પ્રયોગઃ**—ઉભી ભોંયરીંગણીનો ક્વાથ પીંપળનું ચુર્ણ મેળવી પીએ તો સર્વ પ્રકારની ખાંસી દૂર થાય

છે. અથવા બેઢાં અને પીપળનું ચુર્ણ મધમાં મેળવી ચાટવાથી સર્વ પ્રકારની ઉદરસ મટી જાય છે. ૧૫.

**શૃંગ્યાદિ ચુર્ણ**—કાકડાશીંગી, સુંઠ, મરી, પીંપર, પુંકરમુળ, હરડે બેઢાં, આંબળાં, ભોંયરીંગણી, ભારંગમૂળ, અને પંચલવણ એ સર્વ સમાન ભાગે લઇ ચુર્ણ કરવું. એ ચુર્ણને ગરમ પાણી સાથે ફાકે તો કાસ, શ્વાસ, અરૂચિ, અને સળેખમ એ રોગો મટી જાય છે. ૧૬.

**દુગ્ધાદિયોગ**—પંચકોલ (પીપળ, પીંપરીમૂળ, ચવક, ચિત્રકમૂળ અને સુંઠ)ની સાથે સિદ્ધ કરેલું દુધ પીવાથી શ્વાસ, કાસ, કફ, તૃષા અને જ્વર મટી જાય છે. ઘી સાથે સીંધાલુણ મેળવી તેમાં પીંપળ ઉકાળીને સેવન કરવાથી શ્વાસ અને કાસરોગ મટી જાય છે. ૧૭.

**પિપલ્યાદિચુર્ણ**—પીંપળ, મરી અને દાડમનાં છોડાંનું ચુર્ણ જવખાર અને ગોળ મેળવી સેવન કરે તો દારૂણ ક્ષયથી ઉત્પન્ન થયેલ કાસ, શ્વાસ, સળેખમ, ઉલ્ટી, જ્વર, અને મન્દાગ્નિ મટી જાય છે. ૧૮.

**અસાધ્યનાં લક્ષણો**—ક્ષીણ મનુષ્યોનો ક્ષયજ કાસ જલ્દીજ દેહનો નાશ કરી દે છે. અરે વૃદ્ધ મનુષ્યોનો ક્ષયજ કાસ યાપ્ય હોય છે. ૧૯

**इति कासलक्षणचिकित्सा.**

## બીજા ગ્રંથનો પાઠ

**અમૃતાર્ણવરસઃ**—રાસ્ના, વાવડીંગ, હરડે, બેઢાં, આંબળાં પારો, ગંધક, સુંઠ, મરી, પીપળ, પદ્મક, અને વછનાગ એ સર્વ સરખે ભાગે લઈ ચુર્ણ કરી ગળોના રસની ભાવના દઇ બબે રતીની ગોળીઓ બનાવવી અને એક ગોળી રોજ સેવન કરે તો વાતજ કાસ દુર થાય છે.

# अथ हिक्कानिदानम्.

હવે હેડકી રોગનાં લક્ષણો અને ચિકિત્સા કહીએ છીએ લુખાં ટાઢાં અને ભારે ભોજન જમવાથી અને પીવાથી, અત્યંત સ્નાન કરવાથી, ભાર ઉપાડવાથી, ગમન કરવાથી અને મલમૂત્ર આદિ વેગોને રોકવાથી, અહિત આચરણ કરનારા માણસને હેડકી, હિક્કા, શ્વાસ અને ખાંસી એ રોગો થાય છે ૧.

**હિચકીનાં લક્ષણો**—વારંવાર હિકહિક શબ્દ કરતી અને પ્લીહા, તથા આંતરડાંને ખેંચી મુખમાં લાવતી ઉદાનવાયુ પ્રાણવાયુથી મળીને ઉંચી ગતિથી ચાલે છે અને કફનું અનુસરણ થઇ પ્રાણિયોના જીવનનો તત્કાલ નાશ કરી દે છે. એથી હિકહિક શબ્દ થાય છે એથી તેને હિક્કા કહે છે. ૨.

**હિચકીની ચિકિત્સા**—પ્રાણવાયુના રોકવાથી, એકદમ ભય દેખાડવાથી, ભર્ત્સન (ધમકાવવા) થી, હાસ્યોત્પાદક વિષયોથી, અને બહુજ ભયંકર વાતો સાંભળવાથી તથા અનેક પ્રકારના વાતકફ નાશક ઉપાયો કરવાથી હિકકારોગનો નાશ થાય છે. ૩.

**હિચકીપર અન્ય પ્રયોગ**—હિચકી રોગમાં સુંઠ નાંખી ઉકાળેલું બકરીનું દુધ પાવું અને સીંધાલુણ તથા ધાણીનો સાથવો મેળવી ખાટો રસ પાવો. અથવા હિકકરોગમાં સુંઠ, પીપળ અને આંબળાં એને ખાંડી મધમાં મેળવી ચટાવું. ૫.

**હિચકી ઉપર નસ્યઃ**—સ્ત્રીના સ્તનના દુધ અથવા લાખના રસમાં માખીની વિષ્ટાને ઉકાળી નસ્ય આપવું. અથવા સુંઠ ઉકાળી ગોળ મેળવી નસ્ય આપવું તો હિચકી રોગ શાંત થાય છે. ૫.

**હિકકાપર અવલેહઃ**—કાસના મુળનું ચુર્ણ મધ સાથે

ચાટે તો ભયંકર હિક્કારોગ મટી જાય છે. અથવા મોરના પીંછાની ભસ્મ મધ સાથે ચાટે તો હિત થાય છે. અથવા બીજોરાના રસમાં સીંધાલુણ મેળવી ચાટે તો હિચકી બંધ થાય છે. ૬.

**અન્ય પ્રયોગઃ**-કુંવાર પાઠાના રસમાં સુંઠનું ચુર્ણ મેળવી પાય તો તત્ક્ષણ હિક્કારોગ બંધ થાય છે. અથવા પુષ્કરમુળ, જવખાર અને કાળાં મરી એનું ચુર્ણ ગરમ પાણી સાથે પીએ તો અત્યંત વધેલો હિક્કારોગ બંધ થાય છે. ૭.

**ધુમ્રપાનઃ** નિર્ધુમ અંગારાપર હળદર અને અડદનું ચુર્ણ મેળવી ધુમ્રપાન કરે તો અતિ ભયંકર હિક્કારોગ શાંત થાય છે. ૮.

**હિક્કામાં સ્વેદઃ**-શ્વાસમાં અને હેડકીમાં પહેલાં તેલ લગાવી પરસેવો કઢાડવો. જે ઔષધો શ્વાસમાં હિતકારક છે. એ હિક્કામાં પણ લાભદાયક છે. ૯.

इति हिक्कानिदानचिकित्सा.

---

# श्वास दम.

**શ્વાસ રોગના ભેદઃ**—શ્વાસ રોગ એ મહાન, ઉર્ધ્વ, છિન્ન, તમક અને ક્ષુદ્ર એ ભેદોને લઇ પાંચ પ્રકારના છે.૧.

**શ્વાસનાં પુર્વરૂપ અને સમ્પ્રાપ્તિ,**—મુખની વિરસતા, હૃદય અને કાનપટીમાં પીડા થવી અને આફરો થવો એ શ્વાસનાં પૂર્વરૂપ છે. અત્યંત વધેલો વાયુ કફવાળો થઇ અન્નરસાદિવાહી સંપૂર્ણ સ્રોતોને રોકી શ્વાસને ઉત્પન્ન કરે છે. ૨.

**મહાશ્વાસ અને ઉર્ધ્વ શ્વાસનાં લક્ષણોઃ**-મહા શ્વાસથી પીડાતા મનુષ્યનાં નેત્ર, વિભ્રાંત અને મુખ વિકૃત હોય છે. એ શ્વાસથી મનુષ્ય મરી જાય છે. જે સમયે ઉર્ધ્વશ્વાસનો

કોપ થાય છે એ સમયે નીચે શ્વાસને રોકી જીવનો નાશ કરી દે છે. ૩.

**છિન્નશ્વાસનાં લક્ષણો**—છિન્નશ્વાસથી પીડાતા મનુષ્યો, થોડા થોડા રહી રહીને શ્વાસ લે છે. તેનું મુખ શુષ્ક થઇ જાય છે. તે વિલાપ કરે છે. ઉદ્વિગ્ન હોય છે તથા તેનાં નેત્રો ડબડબા જેવાં રહે છે એવા રોગી જલ્દી મરી જાય છે ૪

**તમકશ્વાસનાં લક્ષણો**:—તમક શ્વાસથી પીડાતા મનુષ્યને બેઠા રહેવાથી અને ગરમ પદાર્થોના સેવનથી આરામ લાગે છે અને સુવાથી વાયુ તેનાં પડખાંને ગ્રહણ કરીને પેટને ફુલાવી દે છે. તમક શ્વાસ વર્ષાદ અને ટાઢથી વૃદ્ધિને પામે છે. ૫.

**ક્ષુદ્ર શ્વાસનાં લક્ષણો**—લુખાં અન્નપાન ખાવાથી અને મહેનતે જે શ્વાસ ઉત્પન્ન થાય છે તેને ક્ષુદ્ર શ્વાસ કહે છે. તે વાયુને વધારે છે કિન્તુ વધુ દુઃખ આપતા નથી. ૬.

**શ્વાસની ચિકિત્સા**–કળથી, કાકડાશીંગી, અરડુસી અને સુંઠ એનો કવાથ કરી પુષ્કરમૂળનું ચુર્ણ મેળવી પાવાથી શ્વાસ, કાસ, હિકક, અરૂચિ અને સળેખમ એ સર્વ રોગ જલ્દીજ શાન્ત થઇ જાય છે. ૭.

**અન્ય ઉપાય**:—દશમૂળના કવાથમાં પુષ્કરમુળનું ચુર્ણ મેળવી સેવન કરવાથી શ્વાસ મટે છે. અથવા ભુરાકોળાનાં પાનનું ચુર્ણ ગરમ પાણી સાથે પીવાથી શ્વાસ રોગ દૂર થાય છે. ૮.

**શ્વાસ ઉપર અવલેહ**:–સરસીયું તેલ અને ગોળ મેળવી ૨૧ દિવસ સુધી સેવન કરવાથી પ્રાણ હરણ કરનારા શ્વાસ અને ખાંસી દૂર થઇ જાય છે. ૯.

**અન્ય અવલેહ**:—હળદર. કાળાંમરી, પીપર, દ્રાક્ષ, રાસ્ના, અને કચુરો એનું ચુર્ણ અને ગોળ એ સર્વને

તેલમાં મેળવી ચાટવાથી કાસાદિકોથી યુકત અત્યંત વધેલો શ્વાસ દૂર થઇ જાય છે. ૧૦.

**કનકબીજાદિયોગઃ**--કાળા ધંતુરાના બીજોને દરરોજ પાંચ પાંચ વધારતા જઇ એક માસ સુધી સેવન કરવું. તો શ્વાસ મટી જાય છે. અર્થાત પહેલા દિવસે પાંચ બીજ ખાય બીજા દિવસે દસ બીજ ખાય, એવી રીતે પાંચ પાંચ વધારી એક માસ સુધી સેવન કરવું. અથવા કાળાં મરી અને હળદરનું ચુર્ણ સાકર અને મધ મેળવી સેવન કરવાથી સર્વ પ્રકારના શ્વાસ અને પ્રબળ આફરો દૂર થાય છે. ૧૧.

**શૃંગવેરક્વાથઃ**--સુંઠનો કષાય મધ મેળવી પાવાથી અથવા આદાનો રસ મથ મેળવી પાવાથી શ્વાસ અને કાસરોગ મટી જાય છે. ૧૨.

**સૂર્યાવર્ત્તરસઃ**--પારો ૧ ભાગ, ગંધક ૦૫ ભાગ, એની કજ્જલી કરી કુંવાર પાઠાના રસમાં ઘુંટી દોઢ ભાગ તાંબાનાં પત્રાં લઇ તેના ઉપર એ કજ્જલીનો લેપ કરવો. પછી એ પત્રાંને માટીના વાસણમાં ભરી કપડ મટી કરી એક દિવસ સુધી પકવવું. જ્યારે પાકી જાય ત્યારે તેનું ચુર્ણ કરી લેવું. આ સૂર્યાવર્ત્ત રસ બે રતી પ્રમાણથી સેવન કરવાથી શ્વાસ રોગનો નાશ કરે છે- ૧૩--૧૪.

**શ્વાસકુઠારરસ**---પારો, ગંધક, વછનાગ, ટંકણ, અને મનશીલ દરેક બબ્બે તોલા, મરી ૮ તોલા અને ત્રિકટુ ૨ તોલા એ સર્વ મેળવી ઘુંટવું. આ સ્વાસ કુઠાર રસ શ્વાસનો નાશ કરે છે. ૧૫-૧૬.

**અન્ય ઉપચાર**---એકદમ ઠંડુ પાણી રેડવાથી, સાહસ કરવાથી, ભયંકર પદાર્થો જોવરાવવાથી, અતિ હર્ષથી અતિ ક્રોધથી અને ત્રાસથી હિકકા અને શ્વાસ રોગ મટી જાય છે.૧૭.

**इतिश्री भाषाटीकान्विते वैद्य विनोदे रक्तपित्तराजयक्ष्मकासहिक्काश्वासनिदानचिकित्सोल्लासश्चतुर्थः ॥४॥**

## સ્વરભેદ

**સ્વરભેદનું નિદાન**---હવે સ્વરભેદનું નિદાન અને ચિકિત્સાનું વર્ણન કરીએ છીએ. બહુજ ઉંચા સ્વરથી અર્થાત બૂમો પાડી બોલવાથી, ઉંચા સ્વરે વાંચવાથી, ગળામાં કાંઇ વાગવાથી અને વિષ આદિ પદાર્થોના ભક્ષણથી વાતાદિ દોષ દૂષિત થઇ સ્વરવાહી સ્રોતોમાં રોકાઇ સ્વરનો નાશ કરી દે છે. એ સ્વરભેદ છ પ્રકારનો છે. ૧.

**સ્વરભેદના ભેદ તથા વાતાદિ સ્વરભેદનાં લક્ષણો**–વાત, પિત્ત, કફ, સન્નિપાત, મેદ અને ક્ષય એ કારણોથી સ્વરભેદ છ પ્રકારના હોય છે. વાયુના યોગથી નેત્ર અને મુખ કાળું પડી જાય છે અને તે મનુષ્ય ભિન્ન સ્વરથી વારંવાર બોલે છે. પિત્તના યોગથી નેત્ર અને મુખ પીળાં પડી જાય છે. અને બોલવામાં રોગીના ગળામાં બળતરા થાય છે. કફના યોગથી ગળું રોકાઇ જાય છે અને રોગી ધીરે ધીરે થોડું બોલે છે. સન્નિપાતજ સ્વરભેદમાં ત્રણે દોષોનાં લક્ષણો થાય છે. આ સન્નિપાતજ સ્વરભેદ અસાધ્ય હોય છે. ક્ષયજ સ્વરભેદમાં મુખમાં ધુવાં જેવું ધુમે છે. ક્ષયજ સ્વરભેદવાળો રોગી મરી જાય છે. મેદજ સ્વરભેદમાં ગળું મેદાથી વ્યાપ્ત હોવાને લીધે અવ્યકત અને અંતર્ગત અર્થાત ધીમો સ્વર નીકળે છે. મેદવાળો અને વૃધ્ધોનો સ્વરભેદ સાધ્ય નથી હોતો. ૨-૩-૪-૫.

**સ્વરભેદની ચિકિત્સા**—વાતજ સ્વરભેદમાં તેલ અને મીઠા સાથે, પિત્તજ સ્વરભેદમાં સાકર અને મધ સાથે, અને કફજ સ્વરભેદમાં ક્ષાર તીખા પદાર્થ અને મધના કોગળા કરાવવા. ૬.

**અન્ય ચિકિત્સા**–વાતજ સ્વરભેદમાં ઘી અને ગોળ મેળવી ભાત ખાવો અને ઉપરથી ગરમ પાણી પાવું. પિત્તજ સ્વરભેદમાં વિરેચન આપવું જોઇએ અને મધુર ( ગળ્યા ) પદાર્થોથી સિદ્ધ કરેલું ઘી આપવું. ૭

## ફલત્રિકાદિ ચુર્ણ.

કફજ સ્વરભેદમાં પીપળ, મરી, પીપળી મૂળ, અને સુંઠ એનું ચુર્ણ ગૌમૂત્રમાં મેળવી આપવું. ત્રિફળા, સુંઠ, મરી અને પીંપળ એ સર્વનું ચુર્ણ સેવન કરવાથી સ્વરભેદ જલ્દી મટી જાય છે. ૮

**દીપ્યાદિ ચુર્ણ**—અજમો, હળદર, ચિત્રકમૂળ, જવખાર, અને આંબળાં એ સર્વનું ચુર્ણ કરી મધ અને ઘીમાં મેળવી ચાટવાથી ભયંકર સ્વરભેદ પણ જલ્દીજ મટી જાય છે. ૯

**અગર્વાદિ યોગ**—કાળુ અગર, દેવદાર, અને દારૂહળદર એ સર્વનો કવાથ સ્વરભેદને દૂર કરે છે. અને ખેરસારને તેલમાં મેળવી મુખમાં ધારણ કરવાથી સ્વરભેદ મટી જાય છે. ૧૦

**અન્ય યોગ**—નાની હરડે, સુંઠ, અને પીપળ એ સર્વનું ચુર્ણ સ્વરભંગને મટાડે છે. મેદ જન્ય સ્વરભેદમાં કફજ સ્વરભેદના જેવી ચિકિત્સા કરવી જોઇએ. ક્ષયજ અને સન્નિપાતજ સ્વરભેદ અસાધ્ય હોય છે. એની કોઈ ચિકિત્સા જ નથી. સાધારણ સ્વરભેદમાં ગાયનું દુધ ગરમ કરી સાકર મેળવી પીવું. ૧૧-૧૨

**કાસ શ્વાસ**, હીકકા અને ક્ષયરોગ ઉપર જે જે ઘૃત કહ્યાં છે તે ઘૃતોનો સ્વરભેદમાં પણ ઉપયોગ કરવો જોઇએ.

इति स्वरभेदचिकित्सा.

## અરૂચિ—અરોચક.

**અરોચકનું નિદાન અને ભેદ**—હવે અમે અરૂચિનું નિદાન અને ચિકિત્સાનું વર્ણન કરીએ છીએ. વાત, પિત્ત, કફ, સન્નિપાત અને શોક, ક્રોધ, લોભ, અતિમોહ, અતિત્રાસ અને મનને સંતાપ ઉત્પન્ન કરનાર ગંધ તથા અન્ન પાનાદિથી અરૂચિનો રોગ ઉત્પન્ન થાય છે. એ પાંચ પ્રકા-

રનો છે. જેમકે વાતજ, પિત્તજ, કફજ, સન્નિપાતજ અને આગન્તુક ૧

**અરૂચિનાં લક્ષણ**–વાતજ અરૂચીમાં મુખ તુરાશવાળું રહે અને દાંત અંબાઇ જાય છે. પિત્તજ અરૂચિમાં મુખમાં ખટાશ રહે છે, કફજ અરૂચીમાં મુખ ગળ્યું અને ચીકણું રહે છે. આગન્તુક અરૂચીમાં મુખમાં વિરસતા, રસજ્ઞાન વિષયમાં મોહ અને અત્યંત જડતા રહે છે. અને ત્રિદોષજ અરૂચીમાં મુખમાં અનેક પ્રકારનો સ્વાદ રહે છે. ૨

## અરૂચીની ચિકિત્સા.

વાતજ અરૂચિમાં બસ્તિકર્મ શ્રેષ્ઠ છે. પિત્તજમાં વિરેચન અને કફજ અરૂચિમાં વમન હિતકારક છે. મનના સંતાપથી ઉત્પન્ન થયેલ અરૂચીમાં મનને આનંદ આપનારા પદાર્થનો પ્રયોગ કરાવવો. તજ, ઈલાયચી અને મરી એને ગોળ અને આંબલીના પાણીમાં મેળવી કવલ બનાવી મોંમાં રાખવાથી સર્વ પ્રકારની અરૂચી મટે છે. સુંઠનો કવાથ મધ મેળવી પીવાથી અરોચક અને ખાંસીનો નાશ થાય છે. જમતાં પહેલાં મીઠું અને આદું આપવું એ સદા પથ્ય છે. એ જઠરાગ્નિને વધારનાર હૃદયને હિતકર્ત્તા અને જીભ તથા કંઠને શુદ્ધ કરનાર છે. ૩-૪-૫-૬

**દાડિમાદિ ચુર્ણ**—દાડમના દાણનું ચુર્ણ ૮ તોલા, સાકર ૩૨ તોલા, અને સુંઠ, મરી અને પીપળ ચાર ચાર તોલા તથા તજ, તમાલપત્ર અને ઇલાયચો દરેક ચચાર તોલા લઇ સર્વ ઔષધોને એકત્ર ખાંડી વસ્ત્રથી ગાળી લેવું અને પછી તેનું સેવન કરે તો એથી અરોચક અને સળેખમ નાશ પામે છે. અને જઠરાગ્નિ વધેછે. તથ આ ચુર્ણ હૃદયને હિતકારક છે. ૭

**ખાન્ડવ ચુર્ણ**—તાલીસપત્ર, ચવક, કાળાં મરી, સુંઠ, અને સીંધાલુણ, દરેક એકેક ભાગ, પીપળ, ચિત્રકમૂળ, જીરૂં, તજ, આંબલી, પીપરીમૂળ, અને ધાણા દરેક બબે ભાગ,

ખેર અમલવેતસ, ઈલાયચી, નાગરમોથ, અને અજમોદ દરેક ત્રણ ત્રણ ભાગ અને દાડમની છાલ ચાર ભાગ લઈ એ સર્વ ઔષધોનું બારીક ચુર્ણ કરી એ ચુર્ણથી અરધી સાકર તેમાં મેળવી સેવન કરવું. આ ચુર્ણ મંદાગ્નિ, ખાંસી, અરૂચિ, શુળ, ગુલ્મ, અર્શ, કંઠરોગ, અને ઉદરરોગ, અને હૃદયના સર્વ વિકારો મટી જાય છે. આ ચુર્ણનું નામ ખાંડવચુર્ણ છે. ૮--૯--૧૦.

इति अरोचकचिकित्सा ।

# छर्दि निदान.

**છર્દિ નિદાન**-હવે છર્દિ (ઉલટી) એ રોગનું નિદાન અને ચિકિત્સાનું વર્ણન કરવામાં આવશે. અત્યંત પાતળા, અત્યંત સ્નિગ્ધ, અહૃદ્ય (હૃદયને અહિતકારી ) અને અસાત્મ્ય ( જે પ્રકૃતિથી વિરૂદ્ધ હોય તેવા ) ભોજનથી તથા કૃમિરોગ, શ્રમ, ઉદ્વેગ, ભય, અજીર્ણ અને પેટમાં અત્યંત આમસંચય થવો એ કારણોથી ઉલટી થાય છે. ઉલટીના રોગવાળાને તૃષા બહુજ લાગે છે. ૧

**ઉલટીના ભેદ અને પૂર્વરૂપનાં લક્ષણ**—વાત, પિત્ત, કફ અને સન્નિપાત એનાથી તથા ભયંકર પદાર્થોના જોવાથી અને દુર્ગંધીત વસ્તુઓના સુંઘવાથી એ કારણોથી ઉલટી પાંચ પ્રકારની થાય છે. હૃલ્લાસ, વાયુનો અવરોધ અને મુખમાંથી ખારી લાળ ટપકવી (મરચ વછુટવી) એ વમનનાં પૂર્વરૂપ છે.

**વાત અને પિત્તના વમનનાં લક્ષણો**—વાતજ વમનમાં હૃદય અને પડખામાં શુળ, અને ખાંસી થાય છે. તથા રોગી જલ્દી કિન્તુ દુઃખ સાથે ઉલટી કરે છે પિત્તજ ઉલટીમાં તૃષા, ભ્રમ, મોહ, અને ગળું સુકાવું એ લક્ષણો થાય છે તથા રોગી અત્યંત દુષ્ટ પીળા રંગની ઉલટી કરે છે, અને એ વખતે એના ગળામાં અત્યંત દાહ થાય છે.

**કફ અને ત્રિદોષનાં વમનનાં લક્ષણો**—કફજ વમનમાં મુખથી લાળ ટપકવી, અરૂચિ અને ભારેપણું એ લક્ષણો થાય છે તથા રોગી ચીકણી. જાડી અને થોડી ઉલ્ટી કરે છે અને ત્રિદોષજ વમનમાં શ્વાસ, પ્રમેહ, અરૂચિ, દાહ અને તૃષા એ લક્ષણો થાય છે તથા રોગી જાડી, ગરમ અને લાલ રંગની ઉલ્ટી કરે છે, ૪.

**ઉલ્ટીની ચિકિત્સા**—કફજ અને પિત્તજ વમનમાં પ્રથમ ઉપવાસ કરાવવા અથવા જુલાબ આપવો. ધાણા, સુંઠ અને દશમૂળથી સિદ્ધ કરેલ યુષ અને વાતનો નાશ કરનાર રસ આપવા. ૫.

**વાતજ વમનની ચિકિત્સા**-ઘીમાં સીંધાલુણ મેળવી પીવાથી વાતજ વમન દૂર થાય છે અને મગ અથવા આંબળાના રસમાં સીંધાલુણ અને ઘી મેળવી પીવાથી પણ વાતજ વમન રોગ મટી જાય છે. ૬.

**પિત્તજ વમનની ચિકિત્સા**—અડદ, મગ, મસુર, અને જવની યવાગુમાં મધ મેળવી સેવન કરવાથી બહુજ પિત્તથી ઉત્પન્ન થયેલ ઉલ્ટી શાંત થાય છે. ૭.

માટીની ઇંટ અથવા લોઢાનો ગોળો (બશેરી) ગરમ કરી તેને લાલચોળ થયે પાણીમાં ઝબોળવી અને પછી તે છમકારેલું પાણી પાવું. તો તૃષાનો નાશ થાય છે, અને આંબળાના રસમાં સુખડ ઘસી તે મધ સાથે પીવાથી ઉલ્ટી મટી જાય છે. ૮.

ખરસલીયા પીત્તપાપડાના કવાથમાં મધ મેળવી પાય તો એથી જવરવાળી ઉલ્ટી મટી જાય છે અથવા હીમજી હરડેનું ચુર્ણ મધ સાથે ચાટે તો એથી અનેક પ્રકારની ઉલ્ટી મટી જાય છે અથવા ગળો, લીમડાની છાલ, પટોળ અને ત્રિફળા એનો કવાથ મધ મેળવી પાય તો એથી પિત્ત પ્રધાન ત્રિદોષજં દુર્જય વમનનો નાશ થાય છે. ૯.

રતાંજળી ઉકાળી મધ અને સાકર મેળવી પાય, અથવા માખીની વિષ્ટા મધમાં મેળવી ચાટે અથવા ધાણીનો સ-તુ (સાથવો) ઘી અને મધ મેળવી પાય તો પિત્ત જન્ય ઉલ્ટી મટી જાય છે. ૧૦.

**કફજ વમનની ચિકિત્સા**—કફજ ઉલ્ટીમાં વાવડીંગ, સુંઠ, ત્રિફળા અને તગર એનું ચુર્ણ મધમાં મેળવી આપવું. આ કફ અને વાતજ ઉલ્ટીનો નાશ કરનાર ઉત્તમ પ્રયોગ છે. ૧૧.

**ત્રિદોષજ વમનની ચિકિત્સા**—મસુરનો સાથવો મધ અને દાડમનું ચુર્ણ મેળવી પાવાથી વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષોથી ઉત્પન્ન થયેલ તૃષા જલદી શાંત થઈ જાય છે. ૧૨.

ચોખાનું ધોવરામણ, મોરવેલના ચુર્ણ અને મધ સાથે પીવો અથવા ગળોનો ઉકાળો મધ મેળવી આપવો અથવા કાચા બીલાના ગભનો ઉકાળો મધ મેળવી આપવો એથી ઉલ્ટી શાંત થાય છે. ૧૩.

**અન્ય પ્રયોગ**—પીપળાની છાલની રાખ કરી તે રાખને પાણીમાં પલાળી પછી તે પાણી ગાળીને પીએ તો એથી અત્યંત કઠણ ઉલ્ટી શાંત થઈ જાય છે. ૧૫.

બોરની ગોટલી, આંબાની ગોટલી, પીપળ અને માખીની હ ાર એ સર્વ ખાંડી તેનું ચુર્ણ કરી તે ચુર્ણ સાકર અને મધ મેળવી ચાટવાથી વમન તત્કાલ બંધ થઇ જાય છે. ૧૬-૧૭. આ પ્રયોગ શુળ અને હૃલ્લાસવાળા તથા કૃમિજન્ય અને હૃદરોગમાં જેવા કૃમિ થાય છે તે કૃમિયોવાળી ઉલ્ટીને જલ્દી બંધ કરી દે છે ૧૮.

**અસાધ્ય વમનરોગ**—અતિ દુર્બલ મનુષ્યને વારંવાર થનારી, પૂય અને રકત મિશ્રિત ઉપદ્રવવાળી અને ચન્દ્રિકાવાળી ઉલ્ટી અસાધ્ય છે. ૧૯.

**વમનના ઉપદ્રવ**—ઉલ્ટીમાં તરસ બહુ લાગે, શ્વાસ ચઢે, તાવ આવે, હેડકી આવે. ખાંસી, સ્વરભેદ, તમકશ્વાસ અને હૃદરોગ એ સર્વ ઉલ્ટીના ઉપદ્રવો છે. ૨૦.

**इति छर्दिनिदानचिकित्सा ।**

# તરસ-તૃષ્ણાનું નિદાન.

હવે તરસનું લક્ષણ અને ચિકિત્સા કહીએ છીએ. બળ ક્ષીણ થવાથી, પરિશ્રમથી, ભયથી અને તૃષાને વધારનારા ગરમ પદાર્થોના અત્યંત સેવન કરવાથી વાતની સાથે પિત્ત કુપિત થઇ ઉપર જઇને તૃષારોગને ઉત્પન્ન કરે છે ૧.

**તૃષિતનાં લક્ષણો**—જે મનુષ્ય વારંવાર પાણી પીવા છતાં તેની તૃષા (તરસ) શાંત થતી ન હોય અને તે વારંવાર પાણી પીવાની ઇચ્છા કરે તો તેને તૃષારોગી સમજવો. ૨.

**તૃષાની સમ્પ્રાપ્તિ અને ભેદ**—મનુષ્યના શરીરમાં વાતાદિક દોષોથી ઉદકવાહી સ્રોત દૂષિત થઇને તૃષા ઉત્પન્ન કરે છે. તે તૃષા વાત, પિત્ત, કફ, ક્ષત ક્ષય, આમ, અને અન્ન એ ભેદોથી સાત પ્રકારની હોય છે. ૩.

**વાત અને પિત્તની તૃષાનાં લક્ષણો**-વાતથી ઉત્પન્ન થયેલ તૃષામાં મુખ સુકાઇ જાય છે, કનપટી અને માથામાં શુળાં આવે છે અને ટાઢા પદાર્થોથી તૃષા વધે છે.પિત્તજન્ય તૃષામાં પ્રલાપ ( અર્થાત સત્ય અસત્ય જેમ મનમાં આવે તેમ લવરી કરવી), મૂર્છા, ભ્રમ, મુખશોષ, દાહ અને મુખમાં કડવાશ એ લક્ષણો થાય છે. ૪.

**કફની તૃષાનાં લક્ષણ**-પોતાના કારણોથી કોપેલો કફ જઠરાગ્નિને આચ્છાદિત કરી દે છે ત્યારે જઠરાગ્નિની ગરમી રોકાઇ જલવાહી સ્રોતોને સુકવી કફની તૃષા ઉત્પન્ન કરે છે.

તે તૃષામાં ગુરુત્વ, આળસ, નિદ્રા, અને મુખમાં મધુરતા એ લક્ષણો થાય છે. તથા રોગી અત્યંત શુષ્ક થઇ જાય છે. ૫.

**ક્ષતજ અને ક્ષયજ તૃષાનાં લક્ષણો**—શસ્ત્રાદિકથી જખમી થયેલા મનુષ્યને પીડા થવાથી અને રૂધિર નીકળવાથી જે તૃષા લાગે છે તેને ક્ષતજ કહે છે શરીરમાં રસો ક્ષય થવાથી જે તૃષા ઉત્પન્ન થાય છે, તેને ક્ષયજ કહે છે. એમાં રોગી ચાહે જેટલું પાણી પીવે પણ શાંતિ નથી થતી. ૬.

**આમજન્ય તૃષાનાં લક્ષણોઃ**—આમથી ઉત્પન્ન થયેલ તૃષામાં વાત, પિત્ત અને કફ એ ત્રણે દોષોનાં લક્ષણો થાય છે. હૃદયમાં શૂળ થાય છે અને અગ્નિમંદ પડી જાય છે. સ્નિગ્ધ, અમ્લ (ખાટા) અને ખારા પદાર્થોના ભક્ષણથી જે તૃષા ઉત્પન્ન થાય છે તેને અન્નની તૃષા જાણવી જોઈએ. ૭.

**તૃષાના ઉપદ્રવો**—તૃષાના સાત ઉપદ્રવો છે. શ્વાસ, ખાંસી, ક્ષય, જ્વર જીભનું બહાર નીકળી આવવું. મોહ અને બહેરાપણું એ સાત ઉપદ્રવો તૃષામાંથી થાય છે ૮.

## તૃષાની ચિકિત્સા.

ઉપદ્રવ વાળી તૃષાની ચિકિત્સા કરવી જોઇએ નહિં. અને ઉપદ્રવ રહિતની કરવી જોઈએ વધેલી તૃષામાં બુદ્ધિમાન વૈદ્યને ઉચિત છે કે પીપળાનો કવાથ આપી ઉલ્ટી કરાવવી. ૯.

**વાતજ તૃષાની ચિકિત્સા**—વાતજ તૃષામાં વાતનાશક અન્નપાનનો પ્રયોગ કરાવવો અને સોનું, ચાંદી અથવા માટીની ઇંટને દેવતામાં તપાવી ગરમ કરી પાણીમાં ઝબોળી બુઝાવવું. એ પાણી પાવું. ૧૦.

**પિત્તજ તૃષાની ચિકિત્સાઃ**—પિત્તજ તૃષામાં શીતલ, મધુર, કડવા, અને પાતળા પદાર્થો પીવા આપવા. ધાણા, વાળો શીવણ, દ્રાક્ષ. જેઠીમધ રતાંજળી, એનો ઉકાળો ટાઢો

કરીને સાકર નાંખી પાવો તો તે પિત્તજ તૃષાને મટાડે છે. અથવા અન્ન જીર્ણ થાય ત્યારે ચોખાનું ધોવરાંમણ મધ મેળવી આપવું. ૧૧-૧૨.

**કફજ તૃષાની ચિકિત્સાઃ**—કફજ તૃષામાં કડવા, પાતળા, તીખા અને ગરમ પદાર્થોનો પ્રયોગ કરવો. જીરૂ, આદુ, સુંઠ, અને સંચળ એનું ચુર્ણ કરી પાણી સાથે આપવાથી તૃષા શાંત થાય છે. અથવા ટાઢા પાણીમાં ધાણીનું મંડ બનાવી ગોળ અને મધ મેળવી આપવો. અથવા ભીનું ટાઢું લુગડું શરીર પર ઓઢવાથી તૃષા શાન્ત થાય છે. અથવા વડની જટા, મહુડાં, ધાણી, ઉપલેટ અને કમળ એનું ચુર્ણ કરી ગોળી બનાવી મુખમાં રાખવાથી તૃષા શાન્ત થાય છે અથવા આંબલીના પાણીના કોગળા કરવાથી મુખશોષ મટે છે. અથવા બીજોરાં, કોઠું, દાડમ, લોધર અને બોરને વાટી માથા પર લેપ કરવાથી દાહ શોષ સહિત તૃષા તત્કાલ નાશ પામે છે. ૧૩-૧૪-૧૫-૧૬-૧૭.

**ક્ષતજ તૃષની ચિકિત્સાઃ**—ક્ષતજ તૃષામાં માંસરસ પાવો અને લોહીની પીડાનું નિવારણ કરવું

**ક્ષયજ તૃષાની ચિકિત્સાઃ**—માંસોદક અથવા જેઠીમધનો ક્વાથ અથવા દુધમાં પાણી મિશ્ર કરી તે પાણી પીવાથી ક્ષયજ તૃષા શાંત થાય છે. ૧૮.

**આમ અને અન્નની તૃષાની ચિકિત્સાઃ**—વજ અને બીલીના ગર્ભનો ક્વાથ આપવાથી આમથી ઉત્પન્ન થયેલી તૃષા શાંત થાય છે. અને ભારે અન્ન ખાવાથી ઉત્પન્ન થયેલી તૃષાને ઉલટી કરાવી શાંત કરવી. તથા સર્વ દોષોથી ઉત્પન્ન થયેલી તૃષા પણ એવીજ રીતે શાંત કરવી. ૧૯.

**રૂક્ષાદિની તૃષાની ચિકિત્સાઃ**—રૂક્ષ, દુર્બળ, અને ભયભીત મનુષ્યોની તૃષા દુધથી શાંત થાય છે, અને સ્નિગ્ધ અન્ન ખાવાથી જે તૃષા ઉત્પન્ન થાય છે તેને ગોળના

પાણીથી શાંત કરવી. મદ્યપાન, સ્ત્રી સંભોગ, દાહ, મૂર્છા, તૃષા, ઉલ્ટી, રક્તપિત્ત અને મદાત્યયથી પીડાતા મનુષ્યોને ઠંડું પાણી પાવું જોઇએ. ૨૦-૨૧.

તૃષા બહુ લાગી હોય અને જો પાણી ન મળે તો મોહ ઉત્પન્ન થાય છે અને મોહથી પ્રાણ નીકળી જાય છે એથી બધી અવસ્થાઓમાં પાણી પીવા આપવું જોઇએ. કદી બંધ કરવું નહિ. ૨૨.

॥ इति तृषानिदानचिकित्सा ॥

# મૂર્છા

**મૂર્છાનું નિદાનઃ**—હવે અમે અહીંથી મૂર્છા રોગનું નિદાન અને ચિકિત્સા કહીએ છીએ. વિરૂદ્ધ. (દુધને મત્સ્ય સાથે ખાવાં આદિ) દુષ્ટ અને અપવિત્ર આહાર કરનારા, ક્ષીણ, અને મળમૂત્રના વેગને રોકનારા મનુષ્યોના બાહ્ય ચક્ષુ આદિ ઇન્દ્રિયવાહી અને આભ્યંતર મનોવાહી સ્રોતોમાં જ્યારે દોષો કુપિત થઈ સ્થિત થઈ જાય છે ત્યારે તે મનુષ્યને મૂર્છા આવે છે-૧.

**મૂર્છાની સમ્પ્રાપ્તિ અને ભેદ**—ચેતનાવાહી નાડીયોમાં જ્યારે વાતાદિ દોષો બહુજ એકઠા થઇ જાય છે ત્યારે મનુષ્યને અકસ્માત જ્ઞાન નષ્ટ થઈ અજ્ઞાન ઉત્પન્ન થાય છે. અને તે લાકડાની માફક પૃથ્વી પર ગબડી પડે છે. તેને મોહ અથવા મૂર્છા કહે છે. મૂર્છા છ પ્રકારની છે. ૧ વાત, ૨ પિત્ત, ૩ કફ, ૪ મદ્ય, ૫ વિષ, ૬ રક્ત, એ છ કારણોથી મૂર્છા ઉત્પન્ન થાય છે. એ છ પ્રકારની મૂર્છાઓમાં પિત્ત પ્રધાન છે. ૨-૩.

**મૂર્છાનાં પૂર્વરૂપ**—હૃદયમાં શુળ, બગાસાં આવવાં અને સંજ્ઞાનો નાશ એ લક્ષણો મૂર્છાનાં પહેલાં થાય છે.

**પિત્તાદિની મૂર્ચ્છાનાં લક્ષણો**:-પિત્તજન્ય મૂર્ચ્છામાં તૃષ્ણા, સંતાપ અને નેત્રો લાલ, પીળાં થવાં એ લક્ષણો થાય છે. કફજ મૂર્ચ્છામાં જડતા, હૃદયોલ્લાસ અને લાળ ટપકવી એ લક્ષણો થાય છે. સન્નિપાતની મૂર્ચ્છામાં ત્રણે દોષોનાં લક્ષણો થાય છે. આ રોગ એક પ્રકારનો અપસ્માર છે. આ મૂર્ચ્છા તત્કાલ પ્રાણોનો નાશ કરી દે છે. એથી એની યત્નપૂર્વક ચિકિત્સા કરવી. ૫-૬.

**વાતજ મૂર્ચ્છાનાં લક્ષણો**—શરીરમાં કંપ થવો, શરીરમાં ફાટ ચુસ થવી, અને કૃશતા એ લક્ષણો વાતજન્ય મૂર્ચ્છાનાં છે. ૪.

**રક્ત, મદ્ય, અને વિષની મૂર્છાનાં લક્ષણો**:—રકત (લોહી)ના પ્રકોપથી મૂર્ચ્છા આવે તો તેમાં શરીર અને નજર સ્તબ્ધ થઇ જાય છે. અને શ્વાસ અસ્પષ્ટ ચાલે છે. મદ્યજન્ય મૂર્ચ્છામાં રોગી વિલાપ કરે છે અને તેનું અંતઃકરણ નષ્ટ કિંવા વિભ્રાન્ત થઇ જાય છે. વિષજન્ય મૂર્ચ્છામાં કમ્પારો, તૃષ્ણા, લાળ સ્રવવી, નિદ્રા, આંખે અંધારાં જણાવાં અને ગ્લાનિ એ લક્ષણો થાય છે. વિષની મૂર્ચ્છા મદ્યની મૂર્ચ્છાથી વધુ તીવ્ર હોય છે ૭-૮.

**સન્યાસનાં લક્ષણો**:- અત્યંત કોપેલા દોષો શરીર સંબંધી સર્વ ક્રિયાઓને બંધ કરી બલ રહિત મનુષ્યોને મોહ ઉત્પન્ન કરે છે. તેને સંન્યાસ રોગ કહે છે. આ રોગમાં મનુષ્ય ઝટ પ્રાણથી રહિત થઇ જાય છે. તથા લાકડાની માફક મરેલા જેવો થઈ જાય છે એથી વૈદ્યે આ રોગમાં તત્કાલ ફળ આપે તેવી ક્રિયા જલ્દી કરવી જોઇએ. ૯-૧૦.

## મૂર્ચ્છાની ચિકિત્સા.

ઠંડા પદાર્થો શરીરે ચોપડવા, પંખાથી પવન નાંખવો, હાર પહેરાવવો. ઠંડા પાણીમાં ડુબકી મારવી, મણિ ધારણ કરવો, શરીર પર પાણી છાંટવું અને ઠંડા અન્નપાનનું સેવન કરવું એ સર્વ ઉપચારો મૂર્ચ્છા રોગમાં હિતકારક છે.૧૧.

**મૂર્છા પર પથ્યઃ**—મધુર દ્રવ્યો (સાકર)થી સિદ્ધ કરેલ દૂધ, જાંગલ જીવોના માંસરસ દાડમના દાણા, ચોખા અને મગ એ મૂર્છામાં સદા પથ્ય છે. ૧૨.

**અન્ય પ્રયોગઃ**—વારંવાર શિરો વિરેચન નસ્ય આપી અથવા તીક્ષ્ણ ઉલ્ટી કરાવનાર ઔષધ આપી અથવા એવાજ ઉપાયોથી મૂર્છાને મટાડવી. બેઠી ભોંયરીંગણી, ગળો, સુંઠ અને પીંપરીમૂળ એ સર્વનો ક્વાથ કરી ખાવાથી દારૂણ મૂર્છારોગ મટી જાય છે ૧૩

**બીજો પ્રયોગઃ**—બોરની ગોટલી, કાળાં મરી, વીરણનો વાળો, અને નાગકેસર, એ સર્વને ખાંડી ટાઢા પાણીમાં ઘુંટી પાવાં અથવા મધ પીંપર ચાટવી તેથી મૂર્છા મટે છે-૧૪.

**અન્ય ગ્રંથમાંથી પ્રયોગઃ**—પંચમૂળનો ક્વાથ સાકર અને મધ મેળવી પાવો. એવી રીતે જ્વરનાશક ઉત્તમ ઉકાળાનો દોષ અનુસાર પ્રયોગ કરવો—૧૫.

**રક્તજાદિ મૂર્છાની ચિકિત્સાઃ**—રકતજ મૂર્છામાં ઉપરની ક્રિયા કરવી જોઇએ મદ્યજન્ય મૂર્છામાં મદ્યપાન કરવું અને વિષજન્ય મૂર્છામાં વિષનાશક ક્રિયા કરવી. ૧૬.

**સંન્યાસ રોગની ચિકિત્સાઃ**—નાકમાં ધુણો આપવી, આંખમાં અંજન લગાવવું. નાકમાં ઔષધી ફુંકવી, અવપીડ (ઔષધોનો કલ્ક કરી નાકમાં તેના રસ ટપકાવવો.) સોયો ભોંકવી, ડામ દેવો, વાળ અને રોમોને ઉખાડવા (તાણવા) દાંતથી બચકું ભરવું અને શરીર ઉપર કૌચ ઘસવી, એ સર્વ કર્મ મોહ દૂર કરવા માટે હિતકારક છે. ૧૭

**ભ્રમઃ**—ભ્રમ (ફેર ચઢવા) તેની શાંતિ માટે જવાસાનો ક્વાથ કરી તેમાં ઘી મેળવી પાવું. અથવા આંબળાંના રસ સાથે સિદ્ધ કરેલુ કલ્યાણઘૃત આપવું. ૧૮.

**इति श्रीवैद्यविनोदे स्वरभेदारोचकछर्दिमूर्च्छानिदान चिकित्सोल्लासः पञ्चमः ॥ ५ ॥**

# મદાત્યય.

**મદ્યાત્યયનું નિદાન**—મદ્ય (દારૂ)ને ઝેર જેવો જાણવો. જેમ યુક્તિ પૂર્વક ઉપયોગમાં લીધેલું ઝેર રસાયન જેવું થાય છે. એવી રીતે મદ્ય પણ રસાયન છે. વિષ અને મદ્ય બંન્ને મોહને ઉત્પન્ન કરનાર છે. એથી અયુક્તિ પૂર્વક સેવન કરવાથી રોગ ઉત્પન્ન થાય છે. ૧.

**મદ્યના ગુણઃ**—તે મદ્ય સ્નિગ્ધ, અર્થાત ઘી વાળા અનેક પ્રકારના જન્મવાના પદાર્થ અથવા માંસાદિકની સાથે અત્યંત પ્રસન્નતાપૂર્વક સેવન કરવાથી તેજ, બળ, પરાક્રમ, મનનો સંતોષ રૂપલાવણ્ય અને આયુષ્યની વૃદ્ધિ કરે છે. ૨.

**મદ્ય વિકારઃ**—અન્ન વગર સેવન કરેલું મદ્ય અનેક પ્રકારના વિકારોને ઉત્પન્ન કરે છે. તે રોગ આ છે કે પાનાજીર્ણ, પરમદ, મદાત્યય, અને પાનવિભ્રમ. ૩.

**વાતાદિ મદાત્યયનાં લક્ષણોઃ**—પડખાનું શુળ, માથામાં ચક્કર આવવાં (ફેર ચઢવા), હેડકી શ્વાસ, નિદ્રાનાશ, અને અત્યંત પ્રલાપ એ વાતજન્ય મદાત્યયનાં લક્ષણો છે. ૪ દાહ, જ્વર, અને અતિસાર એ પિત્તજન્ય મદાત્યયનાં લક્ષણો છે. તંદ્રા. જડતા હૃલ્લાસ અને વમન એ કફજ મદાત્યયનાં લક્ષણો છે તથા જેમાં ત્રણ દોષોનાં લક્ષણો જણાય તેને ત્રિદોષજ મદાત્યય જાણવો જોઇએ–૫.

**પાનાજીર્ણનાં લક્ષણોઃ**—આફરો. વમન (ઉલ્ટી) અને દાહ એ પાનાજીર્ણનાં લક્ષણો છે ૬

**પરમદ આદિનાં લક્ષણોઃ**—કંપન શરીરનું ભારેપણું, તંદ્રા, અને તૃષા એ પરમદનાં લક્ષણો છે અને પિત્ત પ્રકોપનાં લક્ષણો મદાત્યયમાં થાય છે–૭. પાન વિભ્રમમાં અન્ન અને મદ્યથી દ્વેષ, દાહ વમન, મૂર્છા. કફ પડવો, હૃદયની પીડા; અને શરીરનું દુખવું એ લક્ષણો થાય છે–૮.

**મદ્યને અયોગ્ય મનુષ્ય**--શોક, ઉષ્ણતા, ક્ષુધા, ક્રોધ, ભય, તૃષા, વ્યાયામ ભાર અને માર્ગક્રમણ એનાથી પીડાતો મનુષ્ય મદ્યપાન કરે તો અનેક પ્રકારના ઘોર વિકાર ઉત્પન્ન થાય છે. ૯.

## ચિકિત્સા.

**વાતજ મદાત્યયની ચિકિત્સાઃ**--પ્રથમ પીધેલા (દારૂ)ના જીર્ણ થયા પછી સીંધાલુણ, સુંઠ, મરી અને પીપળ એનું ચુર્ણ અને થોડું પાણી મેળવી મદ્ય પાય તો વાતજ પાનાત્યયનો નાશ થાય છે. ૧૦. ખાટાં, સ્નિગ્ધ, ઉષ્ણ અને ખારા રસ તથા જાંગલ પશુઓના માંસરસ હિતકારક છે. તથા કોઇ મદ્ય પણ વાતજ મદાત્યયને દૂર કરે છે. ૧૧.

**પિત્તજ મદાત્યયની ચિકિત્સાઃ**-પિત્તજ મદાત્યયમાં મધુર (ગળ્યા) ઔષધોથી સિદ્ધ કરેલ મદ્ય હિતકારક છે. અથવા શેરડીનો રસ મેળવી મદ્યપાન કરાવી ઉલટી કરાવવી.૧૨.

**કફજ મદાત્યયનાં લક્ષણોઃ**-દ્રાક્ષનો દારૂ મધ અને સાકર મેળવી પાવો. કફજન્ય મદાત્યયમાં ઉલ્ટી અને ઉપવાસ કરાવવા હિતકારક છે. ૧૩. જવના પદાર્થ, મગના પદાર્થ અને જાંગલ પશુઓના માંસરસ પણ હિતકારી છે. સર્વ જાણનારા વૈદ્યે આ પ્રકારે સર્વ ચિકિત્સા કરવી જોઇએ. ૧૪.

**મદ્યનો અભ્યાસ છોડાવવાના ઉપાય**—થોડે થોડે દારૂનો ત્યાગ કરી પાણીના પ્રયાગ કરવો રાત્રે ત્રિફળાનું ચુર્ણ મધ સાથે ખાવું અને સવારે ગોળ અને આદુ ખાવું ૧૫.

**સૌવર્ચલાદિ ચુર્ણ**:-સંચળ, જીરૂ અમલવેતસ અને અને આમલી દરેક બબ્બે ભાગ, નાની ઇલાયચી, કાળાં મરી અને તજ દરેક અર્ધો ભાગ લઇ એ બધાનું ચુર્ણ કરી તે ચુર્ણની બરાબર સાકર મેળવી ખાય તો મદિરાના વિકાર મટી જાય છે-૧૬.

**કોદ્રવજન્ય મદના ઉપાયઃ**-એ ઉપરના ઉપચારોથી શરીરમાં વિસ્માર્ગગામી મદ્ય (દારૂ) પચ્યા પછી રોગીને સાત્મ્ય મદ્યપાન કરાવવું. કોદરાથી ઉત્પન્ન થયેલા મદમાં (મેણો ચઢે તો) ભૂરા કોળાના રસ ગોળ મેળવી સેવન કરાવવો. ૧૭.

**ધંતુરા અને સોપારીના મદની (મેણાની) ચિકિત્સાઃ**-ધતુરાનો મેણો ચઢે તો બેટીનું દૂધ સાકર મેળવી પાવું અને સોપારી ખાવાથી મેણો ચઢે તો તૃપ્તિ થતાં સુધી ઠંડું પાણી પાવું. ૧૮. અથવા વનનાં અડાયાં છાણાં સુંઘાડવાં. અથવા સાકર અને મીઠું મેળવી ખાય તો સોપારીનો મેણો ઉતરી જાય છે.

સાકરનો કાંકરો મોંમાં રાખવાથી દુઃસર ચુર્ણ રોગ (ચુનાથી જીભ ફાટી જવી) મટી જાય છે-૧૯.

સાકર અને ઘી મેળવી ખાવાથી દારૂની દુર્ગંધી મટી જાય છે. કલ્યાણક ઘૃત પાન કરવાથી સર્વ પ્રકારના મદ અને મૂર્છા મટી જાય છે. ૨૦.

॥ इति मदात्ययनिदानचिकित्सा ॥

---

# दाह.

**દાહ નિદાનઃ**-પિત્ત અને રક્તથી વધેલ શરીરની ગરમી ત્વચામાં પ્રાપ્ત થઈ ઘોર દાહ ઉત્પન્ન કરે છે એમાં પિત્ત સમાન ચિકિત્સા કરવી. ૧.

**દાહની ચિકિત્સા**-કાંજીના પાણીમાં વસ્ત્ર પલાળી એનાથી શરીરને ઢાંકી દેવું અને તૃષાનો દાહ શાંત થવાને માટે ઠંડું પાણી પાવું. (૨). સોવાર ધોયેલા ઘીમાં અથવા આંબળાં અને દાડમના રસમાં તથા ચંદનના સૂક્ત (એક

પ્રકારનો મદ્ય )માં જવનો સાથવો મેળવી શરીર ઉપર લેપ કરવો–૩.

**અતિદાહનું નિદાનઃ—**આખા શરીરમાં લોહી કોપ પામીને દાહને ઉત્પન્ન કરે છે. જેથી મનુષ્યનાં નેત્ર લાલ થઇ જાય છે. શરીરનો વર્ણ તાંબા જેવો થઇ જાય છે. અને શરીરમાં અગ્નિના તણખા લાગતા હોય એમ જણાય છે ૪.

## અતિદાહની ચિકિત્સા.

આમાં હાથ અથવા પગની રોહિણી નામની શિરાને છેદી લોહી કહાડવું અને રતાંજળી તથા વાળાને ૧ દ્રોણી (૪૦૯૬ તોલા ) પાણીમાં મેળવી રોગીને સ્નાન કરાવવું જે રોગી તૃષાને લીધે જીભને મોંમાંથી બહાર કહાડી કંપાવે છે, અને જેના તાલુસ્થાન, ગળું અને હોઠ સુકાઇ જાય છે તેને ઠંડું પાણી પાવું અથવા સાકર પાણી અને દૂધ મેળવી પાવું. ૫–૬.

દાહથી પીડાતા મનુષ્યને માટે કમળનાં પાનની શય્યા, મનનું હરણ કરનારી સ્ત્રી, ઠંડા પાણીની વાવડી, ઠંડા પાણીમાં પલાળેલા પંખાથી પવન ઉડાડવો, સુખડ છાંટેલો હાર, સુંદર શબ્દ બોલનારાં બાળક, સુંદર ઘર, દૂધ અને માંસરસ તથા એ પ્રકારે અન્ય શીતલતા કરનારા ઉપચારો કરવા એ હિતકારક છે–૭.

દાહમાં બુદ્ધિમાન વૈદ્યે પિત્તજ્વર જેવી ચિકિત્સા કરવી યોગ્ય છે. પરંતુ જેનું શરીર શીતલ હોય તેની ચિકિત્સા એવી રીતે ન કરવી.

॥ इति दाहनिदानचिकित्सा ॥

# ઉન્માદ.

**ઉન્માદનું નિદાન**-વાત આદિ દોષો પોતાના માર્ગને છોડી બીજા માર્ગે જઇ કુપિત થઈ મનમાં ભ્રમ ઉત્પન્ન કરે છે. એ માનસિક વ્યાધિ છે. એને ઉન્માદ કહે છે. ૧.

**ઉન્માદના ભેદ**:-આ વ્યાધિ વાત, પિત્ત, કફ સન્નિપાત, મનોદોષ, અને વિષદોષ એ છ કારણોથી ઉત્પન્ન થાય છે. એમાંનો જે દોષ હોય તેનો નાશ કરે તેવું ઔષધ આપવું. ૨.

**ઉન્માદનું કારણ**:—વિરૂદ્ધ (દુધને માછલી સાથે ખાવાં), અપવિત્ર અને દુષ્ટ અન્ન ખાવાથી, ગુરુનું અપમાન કરવાથી, ભયથી, મનોભિઘાત, (મનમાં આઘાત થવાથી) થી, અને વિષમ આચરણોથી વાતાદિ દોષો દૂષિત થઈ મનુષ્યના હૃદયને દૂષિત કરીને મનોવહ સ્રોતોમાં સ્થિત થઈ અંતઃકરણને દૂષિત કરી દે છે. ૩-૪.

**ઉન્માદનું પૂર્વરૂપ**:—અંતઃકરણમાં શૂન્યતા, બુદ્ધિનો ભ્રમ થવો, ધૈર્યનો નાશ થવો, અસંબદ્ધ સંભાષણ, પ્રલાપ (વૃથા બકવું) અને નેત્રો અત્યંત વ્યાકુલ થવાં એ ઉન્માદનું પૂર્વરૂપ છે. ૫

**વાતજ ઉન્માદનાં લક્ષણો**:—સ્થાન વગરની સ્મૃતિ (કંઇ વાત હોય ત્યાં બીજી વાત કહેવી) વગર કારણે હસવું, વગર કારણે બોલ બોલ કરવું, વગર કારણે ગણતરી કરવી (આંકડા બોલવા), વગર કામની વાતો કરવી, હાથ પગ પછાડવા અને નાચવું આદિ અનેક પ્રકારની ચેષ્ટા કરવી એ સર્વ વાતજ ઉન્માદનાં લક્ષણો છે.

**પિત્તજ ઉન્માદનાં લક્ષણો**:—દાહ (બળતરા બળવી), તર્જન (જોરથી બૂમો પાડવી) નાગા થઈ જવું, બહુ બકવું, ક્રોધ કરવો, ગરમી, ટાઢું પાણી પીવાની ઇચ્છા થવી, અત્યંત

તૃષા લાગવી અને શરીર પીળું પડી જવું એ પિત્તોન્માદનાં લક્ષણો છે. ૬

**કફજ અને સંન્નિપાતજ ઉન્માદનાં લક્ષણો:—** સ્ત્રીના તેમ એકાન્ત વાસની ઇચ્છા થવી, અગ્નિ મંદ થઇ જવો, નિદ્રા આવવી, ઉલ્ટીઓ થવી અને મુખમાંથી લાળ ટપકવી એ કફોન્માદનાં લક્ષણો છે. અને જેમાં ત્રણે દોષનાં લક્ષણો દેખાય તેને અતિ ભયંકર સન્નિપાતોન્માદ જાણવો.૭

**માનસ અને વિષોન્માદનાં લક્ષણો:—** ચોર, રાજા, શત્રુ અથવા અન્ય કોઈ મનુષ્ય યા પશુથી ડરવાથી, ધન આદિ ઇષ્ટ પદાર્થો નષ્ટ થવાથી કિંવા ઈષ્ટ સ્ત્રી સાથે સંભોગ કરવાની ઉત્કટ ઇચ્છા હોય છતાં તે સ્ત્રી ન મળવાથી મનુષ્યનું મન ક્ષુભિત થઈ જાય છે જેથી તેના મનમાં ભયંકર વિકાર ઉત્પન્ન થાય છે. તે મનુષ્ય અનેક પ્રકારની વાતો કરે છે, હસે છે, રડે છે અને એથી તે અત્યંત મૂર્ખ થઈ જાય છે, તેને માનસ ઉન્માદ કહે છે. વિષોન્માદમાં બળ અને વાણીનો નાશ થઇ જાય છે. મુખનો વર્ણ શ્યામ થઇ જાય છે અને નેત્ર અત્યંત લાલ થઇ જાય છે. ૮–૯

## ચિકિત્સા

**ઉન્માદ રોગોની ચિકિત્સા:—** વાતજ ઉન્માદમાં પ્રથમ સ્નેહપાન કરાવવું પિત્તજ ઉન્માદમાં વિરેચન અને દુગ્ધપાન કરાવવું અને કફજ ઉન્માદમાં વમન અને બસ્તિ આપવી. જે ઉપચારો અપસ્મારમાં કહ્યા છે, તે ઉન્માદ રોગમાં કરાવવા. ૧૦

વાતજ ઉન્માદમાં ખાટી લુણીનો રસ સમાન ભાગે ગોળ મેળવી પાવો. પિત્તોન્માદમાં કાંજીને ગોળ મેળવી પાવો અને કફોન્માદમાં છાસમાં ગોળ મેળવી પાવો આ પ્રકારે ત્રણ દિવસ સુધી કરવાથી ઉન્માદરોગ શાંત થાય છે. ૧૧

પીળા ફુલની બલા (કાંસકી) નો રસ પીવાથી ઉન્માદની શાંતિ થાય છે. અથવા સરસીયા તેલનું નસ્ય

લેવાથી અને આંખમાં અંજન કરવાથી ઉન્માદ મટે છે. ૧૨

સરસીયા તેલને શરીર પર લગાવી ચિત્ત બાંધી તડકામાં સુવાડવો. અથવા રોગીને કાંઇક અદભુત પદાર્થ બતાવવા અથવા ઇષ્ટ પદાર્થ કે કોઈ પ્રિય મનુષ્યના નાશની વાર્તા કહી સંભળાવવી. ૧૩

ગરમ લોઢું, તેલ, કે પાણીનો રોગીના શરીરને સ્પર્શ કરાવવો. શરીર ઉપર કૌચ લગાડવી, અથવા રોગીને ચાબુકથી માર મારવો ને એકાંત ગૃહમાં રાખવો. ૧૪

રોગીને શસ્ત્રધારી મનુષ્ય, હાથી, સિંહ અને સાપ આદિથી બહુજ બ્હીરાવવો. અથવા તેને બહાર લઇ જઈ મુખ બાંધી " તને મારી નાંખીશું " એમ કહી ભય બતાવવો. ૧૫. બધા દુઃખોના ભય કરતાં પ્રાણ નાશનો ભય બહુજ મોટો છે. એથી એના ભયને લીધે સર્વથા વિષયશુન્ય થયેલું ચિત પણ પોતાની મૂળ સ્થિતિ ઉપર આવી મનુષ્યને સાવધાન કરી દે છે. ૧૬

**સારસ્વત ચુર્ણ**:—ઉપલેટ, આસન, સીંધાલુણ, અજમોદ, જીરૂં, શાહજીરૂ, સુંઠ, મરી, પીંપર, કાળીપાટ, અને શંખાવલી, એ સર્વ સરખે ભાગે લઈ ચુર્ણ કરી સર્વના વજન જેટલું વજનું ચુર્ણ તેમાં મેળવી બ્રાહ્મીના રસની કેટલીક ભાવનાઓ આપવી. પછી ઘી અને મધ સાથે એક તોલો ચુર્ણ મેળવી દરરોજ ખાવું. એ પ્રકારે સાત દિવસ સુધી ખાવું અને ચળી પાળવી. આ સારસ્વત ચુર્ણ સર્વ પ્રકારના ઉન્માદ, સર્વ પ્રકારના વાતરોગ, અને સર્વ પ્રકારના પ્રમેહોને મટાડે છે. એ લોકોના હિતની કલ્પના કરીને પહેલાં બ્રહ્માજીએ બનાવ્યું હતું. ૧૭–૧૮–૧૯.

**કટુત્રિકાદ્યંજનઃ**—ત્રિકટુ, હીંગ, વજ, કાળીયા સરસનાં બી, સીંધાલુણ અને સરસવ એ સર્વને ગૌમૂત્રમાં ઘુંટી આંખોમાં અંજન કરવું. એથી ઉન્માદ રોગ અને ચાતુર્થિક જ્વરનો નાશ થાય છે. ૨૦

**પાનીય ઘૃતઃ**—ત્રિફળા, ખડસલીયો પીત્તપાપડો, દેવદાર, શાલીપર્ણી તગર, હળદર, દારૂહળદર, ઇન્દ્રવર્ણું, સફેદ ઉપલસરી, કાળી ઉપલસરી, રતાંજળી, પદ્મક, ઉપલેટ, નીલકમળ, ઇલાયચી, ઉભી ભોંયરીંગણી, મજીઠ, તાલીસપત્ર, નસોતર, વાવડીંગ, રૂન્દતી, નાગકેસર, જેઠીમધ, પૃષ્ટિપર્ણી, ચમેલીનાં ફુલ, એ સર્વ એકેક તોલો લઇ ચાર ગણા પાણીમાં મેળવી અને ૬૪ તોલા ઘી તેમાં નાંખી ઉકાળવું જ્યારે પાણી બળી જાય અને ઘી રહે ત્યારે ઉતારવું. ટાઢું થયે તે ઘી આપવું. તેથી મન્દાગ્નિ, ઉન્માદ, મેદ, અપસ્માર, મૂત્રરોગ, અને પાન્ડુરોગ મટે છે. ૨૨–૨૩

## ભૂતોન્માદની ચિકિત્સા.

જે ઉન્માદનો સમય નક્કી હોય તેને ભૂતોન્માદ સમજવો જોઇએ, રીંછ અને શીયાળના વાળ, લસણ, સલ્લકી (દેશી શરૂ-સાલેડુ), હીંગ, વજ, અને બકરાનું મૂત્ર એને એકંદર વાટી તેની ધુણી આપે તો એથી મહા બળવાન મહાગ્રહો (ભૂતો) શીઘ્ર શાંત થઇ જાય છે. ૨૪–૨૫

કપાસીયા, મોરનું પીછું, ઉભી ભોંયરીંગણી, શિવનિર્માલ્ય (શિવને ચઢાવેલું જળ) તજ, જટામાંસી, બિલાડીની વિષ્ટા, અનાજનાં છોડાં, વજ, મનુષ્યના વાળ, સાપની કાંચળી, હાથીદાંત. ગાયનું શીંગડું, હીંગ, અને કાળાં મરી એને સરખે ભાગે લઇ ધુપ કરવો તો સ્કન્દોન્માદ, પિશાચ રાક્ષસ અને દેવતા એનો આવેશ મટી જાય છે તથા જ્વર દૂર થઇ જાય છે. ૨૬

**इति उन्माद निदान चिकित्सा.**

---

# અપસ્માર [મૃગી, વાયુ, વઈ]

**અપસ્મારનાં સામાન્ય લક્ષણો અને પૂર્વરૂપ**—વાત આદિ દોષોના કોપવાથી સ્મૃતિનો નાશ થઇ જાય છે

તેને અપસ્માર કહે છે. એ ચાર પ્રકારનો થાય છે. હૃદય-કમ્પ, શુન્યતા, આંખમાં અંધારાં આવવાં, ધ્યાનમાં તત્પર થવું અને મૂર્છા એ લક્ષણો થાય છે. ૧

**વાતાદિ અપસ્મારનાં લક્ષણો**—વાતજ અપસ્મારમાં રોગી કંપે છે અને મોંમાંથી ફેણ પડે છે. પિત્તજ અપસ્મારમાં પીળું ફેણ નીકળે છે. મોં, આંખ અને શરીરનો રંગ પીળો પડી જાય છે કફજ અપસ્મારમાં ફીણ ધોળું નીકળે છે અને શરીર ઠંડુ પડી જાય છે અને સન્નિપાતજ અપસ્મારમાં ત્રણે દોષોનાં લક્ષણો થાય છે. ૨

**અસાધ્ય લક્ષણો**—જે રોગી ક્ષીણ હોય, અત્યંત કંપતો હોય, જેની ભ્રૂકુટી ચલિત થતી હોય અને નેત્ર વિકૃત થઇ જતાં હોય એવા રોગીને અસાધ્ય સમજવો જોઇએ. ૩

**કલ્યાણ ચુર્ણ**—પંચકોલ (પીપળ, પીપરીમૂળ ચવક, ચિત્રકમૂળ અને સુંઠ), મરી, વાવડીંગ, પીપળ, ત્રિફળા, જીરૂ, ધાણા, સીંધાલુણ, બીડલવણ અને અજમોદ એ સર્વનું ચુર્ણ કરી ગરમ પાણી સાથે ફાકવું. આ ચુર્ણ અપસ્માર (વઇ), કફ. વાત, શ્વાસ, ગ્રહબાધા, ઉન્માદ, વિષ અને મંદાગ્નિ એ સર્વનો નાશ કરે છે આ કલ્યાણક ચૂર્ણ અર્શ અને ગ્રહણી રોગમાં અત્યંત પ્રસિદ્ધ છે. ૪–૫

**બ્રાહ્મીઘૃત અને લસણનો યોગ**—બ્રાહ્મીના રસમાં ઉપલેટ, શંખાવલી અને વજ એનો કલ્ક અને ઘી મેળવી ઉકાળવું. એ સિદ્ધ કરેલા ઘીનું સેવન કરવાથી અપસ્માર મટે છે અથવા લસણનો કંદ પણ એજ ગુણ કરે છે. ૬

**પ્રલેપાદિ ઉપચાર**—ગૌમૂત્રમાં સરસવને ઘુંટી શરીર ઉપર લેપ કે મર્દન કરવું, મરચાં આદિ તીક્ષ્ણ પદાર્થોની ધુણી આપવી; તીક્ષ્ણ નસ્ય આપવું અથવા સોય ગરમ કરી કપાળ ઉપર ડામ દેવો. ૭

**ગ્રંથાન્તરાદેક**—પુષ્ય નક્ષત્રમાં કુતરાનું પિત્ત કઢાડી

તેનું અંજન કરવાથી અપસ્માર રોગ મટી જાય છે અથવા કુતરાના પિત્તને ઘીમાં મેળવી ધુણી આપવી તે પણ બહુજ હિતકારક છે. ૮.

इति अपस्मार निदान चिकित्सा ।

---

## વાતવ્યાધિ

**વાતવ્યાધિનું નિદાન અને સંમ્પ્રાપ્તિ**—રૂક્ષ (સુકા, લુખા), ટાઢા, લઘુ અને કડવા પદાર્થોના સેવનથી, લંઘનથી, નીચા ઉંચા માર્ગે ચાલવાથી, ક્રોધ, શોક કે ભયથી, મળ-મૂત્રાદિના વેગોને રોકવાથી અને ચિંતા કરવાથી એ કારણોને લઈ કોપિત થયેલો પ્રબળ વાયુ શરીરમાં ખાલી સ્રોતો (નાડીયો)માં ભરાઇ એકાંગ કિંવા સર્વાંગમાં વ્યાપ્ત થઇ અનેક પ્રકારના વિકારોને ઉત્પન્ન કરે છે. એ વ્યાધિનાં સ્પષ્ટ લક્ષણો થતાં પહેલાં જે અસ્પષ્ટ લક્ષણ થાય છે તેને પૂર્વરૂપ કહે છે. ૨

**વાતવ્યાધિનાં લક્ષણો**—ખંજત્વ, પાન્ડુત્વ, કુબડાપણું, શરીર શોષાવું, શરીરમાં કંપ થવો, સુપ્તતા, ગ્રીવાનું સ્તંભન અને નેત્રો ન ફરકવાં, એ વિકારો વાતના કોપિત થવાથી થાય છે. એ સ્પષ્ટ લક્ષણોથી તેનું રૂપ ઓળખવામાં પણ આવે છે. ૩

**પક્ષાઘાત અને અર્દિતવા (લકવો)**—વાયુ કોપવાથી શરીરનો અર્ધો ભાગ અત્યંત ઠંડો પડી જઇ સ્પર્શ જ્ઞાન રહિત અને હલન ચલનાદિ ક્રિયા રહિત થઇ જાય છે. તેને પક્ષાઘાત કહે છે.

**અર્દિત (લકવો)**:—જે વ્યાધિમાં અર્ધું મુખ વાંકું થઇ જાય તેને અર્દિતવા એટલે લકવો કહે છે. ૪

**ધનુર્વાતઃ**—જેમાં ગળાનું રોકાવું, શરીર ધનુષ્યાકાર થઇ જવું, હૃદયમાં પીડા થવી, દાંતો બંધ થઇ જવા, મુખ સુકાવું અને ટાઢની ઇચ્છા એ લક્ષણો થાય તેને ધનુર્વાત કહે છે. ૫

**આક્ષેપક**—જે વાયુ દૂષિત થઇ સર્વ શિરાઓમાં પ્રાપ્ત થઇ શરીરને વારંવાર આક્ષેપ કરે છે અને એનો વેગ ઓછો થતાં રોગી સારો જણાય છે એને આક્ષેપક વાયુ કહે છે. ૬

**કોઠાશ્રિત વાત લક્ષણઃ**—દુષ્ટ વાયુ કોઠામાં (જઠર) માં સ્થિત હોય તો મળમૂત્રનો અવરોધ, સાંધામાં ગાંઠ [સોજો] અને હૃદયમાં પીડા એ લક્ષણો થાય છે તથા સર્વાંગવાતમાં શરીર કંપવું, શરીરમાં પીડા થવી અને હાડકાંના સાંધાઓમાં પીડા થવી એ લક્ષણો થાય છે. ૭

## વાતવ્યાધિની ચિકિત્સા

વાતવ્યાધિથી પીડાતા મનુષ્યને પ્રથમ સંશોધન (જુલાબ) આપી સ્નેહપાન [એરંડીયું પાવું] કરવું અને વર્ત્તિ, નસ્ય, અભ્યંગ અને સ્નિગ્ધ આદિ જે વાતનાશક ઉપચારો છે તે કરવા. ૮

**લેપ અને ઉપનાહઃ**—રાસ્ના, શતાવરી, દેવદાર, ઉપલેટ, અડદ, અળસી, તેલ, વજ અને કળથી એનો તથા દશમૂળ મેળવી ચાર પ્રકારના સ્નેહોને વાતરોગીએ શરીર ઉપર લેપ કરવો, ૯. ગરમ કરેલી માછલી અને વેસવાર [પકવ માંસ, સુંઠ, મરી, પીંપર અને ઘી એનું મિશ્રણ] એનો લેપ કરી કપડાનો પાટો બાંધવો, પરસેવો વળવા દેવો એમ કરવાથી વાયુનો નાશ થાય છે અથવા ફણિજ્જક (તુળસી) ના રસનો વાતવાળા સ્થાનપર લેપ કરવાથી લાભ થાયછે.૧૦

**લશુનાદિ ચુર્ણ**—ચાર તોલા લસણને બારીક ખાંડી તેમાં સીંધાલુણ, સંચળ, જીરૂ, ત્રિકટુ અને હીંગ ચચાર માસા ઘુંટી મેળવવું. ૧૧. એમાંથી સવારે એક માસો ચુર્ણ એરંડમૂળના કવાથ સાથે અગ્નિ બળ અનુસાર સેવન કરવો. એ પ્રકારે એક મહિના સુધી સેવન કરવાથી સર્વાંગવાત, કેડનો અને પીઠનો વાત અને અર્દિત [ લકવો ] રોગ એ મટી જાય છે. ૧૨

**લશુનયોગ અને ઇન્દ્રજવાદિ ચુર્ણ**—લસણને ઝીણું ખાંડી ઘીમાં મેળવી ખાય તો સર્વ પ્રકારના વાતરોગોનો નાશ થાય છે અથવા હરડે, ઈન્દ્રજવ, ચિત્રકમૂળ અને સુંઠ એ સર્વનું ચુર્ણ વાતવિકારોનો નાશ કરે છે. ૧૩

**સાહચરાદ કષાય**--વ્યાધીથી જે મનુષ્યની ગતિ નષ્ટ થઇ ગઈ હોય અર્થાત જેના પગ રહી ગયા હોય તેને કાંટાશેરીયો, દેવદાર અને સુંઠ એનો કવાથ કરી એરંડીયા[દીવેલ] સાથે મેળવી પાવો. એ પ્રકારે સાત દિવસ સુધી કરવાથી મનુષ્ય હરવા ફરવા ચાલવાને સમર્થ થઇ જાય છે. ૧૪

**વર્ધ્મવિકાર ઊપર પ્રયોગ**—સવારે આદાના રસમાં તેલ મેળવી પાય તો વર્ધ્મવિકાર શાંત થાય છે અથવા દશમૂળનો ઉકાળો પુષ્કરમૂળનું ચુર્ણ અને હીંગ મેળવી પાય તો અંન્ડવાયુનો નાશ થાય છે. ૧૫

**રક્તમોક્ષણઃ**--સ્નિગ્ધ, ઉષ્ણ, શીતલ અને રૂક્ષ પદાર્થોના સેવનથી જે વાતવિકાર શાંત નથી થતા તેમાં રૂધિરદોષ જાણી જલ્દીજ રક્તમોક્ષણ કરાવવું અર્થાત ફસ પણ ખોલાવવી. ૧૬

## ઉર્ધ્વવાતની ચિકિત્સા

નસોતરના મૂળને દુધમાં ઘુંટી તેમાં અરડુસીનો રસ મેળવી પાય તો તેથી ઉર્ધ્વવાત શાંત થાય છે. સુપ્તવાતમાં રક્તમોક્ષણ (લોહી કઢાવવું) કરવું અને સીંધાલુણ તથા ઘરનો ધુમાસ તેલમાં મેળવી લેપ કરાવવો. ૧૭. જો હ્રદયમાં વાત પીડા હોય તો ગળો અને કાળાં મરી એનું ચુર્ણ કરી સવારે ગરમ પાણી સાથે ખાવું અથવા સુંઠ અને દેવદાર એનું ચુર્ણ ગોળમાં મેળવી ખાવું. ૧૮

**સર્વાંગવાત**—ફસ ખોલાવવાથી [લોહી કઢાવવાથી] શાંત થાય છે. અને એકાંગવાત જળો લગાડવાથી મટે છે. અને વક્ષઃસ્થલ ( છાતી), સ્કન્ધ (ખભા) અને ત્રિકમાં સ્થિતવાત

વમન અને નસ્ય આપવાથી નષ્ટ થાય છે. ૧૯. કેવળ બસ્તિ કર્મજ સર્વાંગ સ્થિત વાતને દૂર કરે છે. અને બસ્તિ, કુક્ષિ (કુખ) અને ગુદામાં સ્થિત વાતમાં એરંડીયુ (દીવેલ) પીવું હિતકારક છે. ૨૦

**ધનુર્વાતની ચિકિત્સાઃ**—રાળનું તેલ ચોપડવાથી ધનુર્વાતની શાંતિ થાય છે. અને દશમૂળનો કવાથ પાવો અને નસ્યનો પ્રયોગ કરવો શ્રે… …

## પક્ષાઘાત … ચિકિત્સા

રાળનું નલિકાયંત્ર … રા તેલ કહાડી શરીરે મર્દન કરવાથી પક્ષાઘાત મટે છે. ૨૨

**ગ્રંથાંતરના ત્રણ શ્લોકઃ**—પક્ષાઘાતમાં કડવી તુમડીનાં બી તથા લીંબોળીનાં ફળનું તેલ તથા ગોમાયુ, કબુતર અને મરઘાનું પિત્ત એ સર્વ વાટી લેપ કરવાથી વાયુની શાંતિ થાય છે. ૨૩. આ લેપ કમર, ઉરૂ, જાંઘ, હાથ એની વેદના અને ગૃધ્રસી(રાંઝણ) એમાં પણ હિતકારક છે. આસંનનુ ચુર્ણ સાકર અને ઘી મેળવી સેવન કરવાથી કેડોનું દરદ મટી જાય છે. ૨૪. ત્રિફળા, લીમડાની છાલ, અરડુસી અને પટોલ એ સર્વનો કવાથ કરી ગુગળ મેળવી સવારે પીએ તો અર્દિતવાયુ મટી જાય છે. ૨૫

**દ્વાવિંશતિક ગુગળઃ**—પીપળ, પીપરીમૂળ, સુંઠ, ચવક, ચિત્રક, કાળીપાટ, વાવડીંગ, ઇંદ્રજવ, હીંગ, વજ, વિજયા, જેઠીમધ, રેણુકબીજ, ગજપીંપળ, અતિવિષની કળી, રાઈ, જીરુ, કાળુ જીરૂ અને અજમોદ એ સર્વને બરાબર વજને લેવું, એ સર્વના વજનથી બમણાં ત્રિફળા લેવાં સર્વનું એકત્ર વાટી ચુર્ણ કરવું. એ ચુર્ણની બરાબર વજને ગુગળ લેવો. તેમાં ધુંટી ઘી મેળવી ગોળીયો વાળવી; આ ગુગળ ખાવાથી પક્ષાઘાત મટે છે. ૨૬–૨૭.

## અવબાહુક

**અવબાહુકની ચિકિત્સાઃ**—સ્કંધ (ખભા)માં સ્થિત વાયુ કોપ પામીને નસોને જકડી ભયંકર અવબાહુક (હાથ રહી જવાતે) રોગને ઉત્પન્ન કરે છે. અડદ, બલા (કાંસકી), સીંધાલુણ, હીંગ, રાસ્ના, વજ, શતાવરી, દશમૂળ, અને સુંઠ એના કવાથથી તેલ સિદ્ધ કરી તેનું નસ્ય આપવાથી અવબાહુકવાત વ્યાધિ જલ્દી શાંત થાય છે. તથા બલા (કાંસકી)નાં મૂળ અને કૌચાંનું ચુર્ણ કરી લીમડાના રસમાં મેળવી પાય તો અવબાહુકની શાંતિ થાય છે. ૨૮–૨૯

કાંસકીના મૂળનો ઉકાળો સીંધાલુણ મેળવી પાવો અથવા અડદનો રસ પાવો. તેથી બાહુશોષ રોગનો નાશ થાય છે. ધંતુરાનાં બીનું તેલ મર્દન કરવાથી અવબાહુક રોગ મટે છે. અથવા રાત્રે દીવેલ અને રાળના તેલનું મર્દન કરવાથી અવબાહુક રોગ મટી જાય છે. ૩૧

**પાદદાહ અને ક્રૌષ્ટુક શીર્ષઃ**—પિત્ત અને રક્તથી મળેલો વાયુ મનુષ્યના પગમાં અત્યંત દાહ (બળતરા) કરે છે, તેને પાદદાહ કહે છે. અને વાત તથા રક્તથી જાનું (ઘુંટણો)માં જે સોજો થઈ આવે છે તેને ક્રૌષ્ટુકશીર્ષ કહે છે.

ગરમ પાણીને ઠંડુ પાડી તેમાં મસુરની દાળને ખુબ લસોટવી, તેનો લેપ કરવાથી પાદદાહ મટે છે. તથા પગે માખણ ચોપડી મર્દન કરે તો પાદદાહ શાંત થાય છે. તથા પાદદાહમાં વાતરક્ત નાશક ચિકિત્સા કરવી અને ક્રોષ્ટુક-શીર્ષમાં ત્રિફળા અને ગળોનો કવાથ ગુગળ મેળવી પાવો. અથવા દીવેલ દુધમાં મેળવી પાવું અથવા વરધારાનું ચુર્ણ દુધની સાથે પાવું અથવા તીતરનો માંસરસ ગુગળ મેળવી પાય તો ક્રૌષ્ટુક શીર્ષક દૂર થાય છે. ૩૨ થી ૩૫

**આક્ષેપકની ચિકિત્સાઃ**—આક્ષેપક વાતવ્યાધિમાં શિરાછેદન કરી વાતનાશક ક્રિયા કરવી અને તીક્ષ્ણ પ્રધમન નસ્યથી રોગી સંજ્ઞા (ભાન)માં આવે છે. ૩૬, (ભુંગળીમાં

ઔષધોનું ચુર્ણ રાખી નાકમાં ફુંકવું તેને પ્રધમન નસ્ય કહે છે.)

**કપિકચ્છવાદિ કવાથઃ**—કૌચાં, કાંસકી, એરંડાનું મૂળ, અડદ અને સુંઠ એનો ઉકાળો કરી સીંધાલુણ મેળવી નાકના છિદ્રદ્વારા પાવો. ૩૭. આ કવાથ પક્ષાઘાત, શિરોરોગ, હનુગ્રહ, અર્દિતવા, સંધિવાત, અને દારૂણ મન્યાસ્તમ્ભ એને જલ્દી મટાડી શકે છે. ૩૮.

**રાસ્નાદિ ચુર્ણઃ**—રાસ્ના, પુષ્કરમૂળ, સરગવાનું મૂળ, બીલીમૂળ, ચિત્રકમૂળ, સિંધાલુણ, ગોખરૂ, અને પીપળ એનું ચુર્ણ ઘી સાથે ખાય તો વાત વ્યાધિ મટી જાય છે.

**અશ્વગંધાઘૃતઃ**—અસાધ્ય વાત રોગોમાં, શરીરના શુક્ર (ધાતુ)ની દારૂણ ક્ષીણતામાં ઘી ૧ ભાગ અને દુધ ચાર ભાગ લઇ ઘી સિદ્ધ કરી આસનનું ચુર્ણ મેળવી પાવું. ૩૯

**સ્વચ્છંદભૈરવ રસઃ**—શુદ્ધ પારદ, લોહભસ્મ, ગંધક ટંકણખાર, વછનાગ, હરતાલ, સુવર્ણ માક્ષિક ભસ્મ, ત્રિકટુ, અરણી, હરડે અને ગોરખમુંડી ( બોડીઓ કલ્હાર ) એનું ચુર્ણ કરી નગોડના રસમાં એક દિવસ ઘુંટવું. પછી ગોરખમુંડીના રસમાં એક દિવસ ઘુંટવું. એ પ્રકારે સિદ્ધ કરેલો આ સ્વચ્છંદ ભૈરવ રસ એક રતીના પ્રમાણથી સેવન કરે તો સર્વ પ્રકારના વાતવિકાર શાંત થાય છે. એનાથી પક્ષાઘાત જલ્દી મટી જાય છે. ૪૦-૪૧

इति वातव्याधि निदान चिकित्सा ॥

## બીજા ગ્રંથોના પાઠ

**વાતગજાંકુશરસ**—અભ્રકભસ્મ, લોહભસ્મ, તામ્રભસ્મ, પારદ, હરતાલ, ગંધક, ભારંગમૂળ, સુંઠ, કાંસકી, ધાણા, કાયફળ, હરડે, અને વછનાગ એ સર્વ સમાન ભાગે લઇ ચુર્ણ કરી પીપળાના કવાથની ભાવના આપવી. અને પછી ચચાર માસાના પ્રમાણથી ગોળીયો બનાવી એક એક ગોળી ભક્ષણ કરાવવી. એનાથી વાત અને કફના સર્વ રોગો મટી જાય છે.

## ગૃધ્રસી [રાંઝણ]

**ગૃધ્રસી નિદાન અને ભેદઃ**—આ રોગ પ્રથમ નિતંબ (પૂંઠ)ના સાંધામાં ઉત્પન્ન થઇ, પુંઠ, ઉરૂ, જાનુ ( ઘુંટણ ), જાંઘો, પગ અને કમર (કેડ) એને ક્રમશઃ (એક પછી એક આક્રમણ કરે છે. તે થવાથી કંપ, ભારેપણું, પીડા અને સોય ઘોંચાયા જેવી પીડા થાય છે. રોગાક્રાન્ત શરીર વારંવાર કંપે છે તેને ગૃધ્રસી રોગ કહે છે. આ રોગ બે પ્રકારનો થાય છે. વાત ગૃધ્રસી અને વાતકફ ગૃધ્રસી. ૧

**વાત અને વાતકફ ગૃધ્રસીનાં લક્ષણોઃ**—વાતજન્ય ગૃધ્રસીમાં શરીર ભારે અને વાંકું થઈ જાય છે. અને જાંઘ, ઉરૂ, જાનુ (ઘુંટણો) અને સાંધામાં ફટકારો થાય છે. વાતકફ જન્ય ગૃધ્રસીમાં સંસ્તબ્ધતા (જકડાઇ જવું), અરુચિ, ભારેપણું અને અગ્નિમાંદ્ય એ લક્ષણો થાય છે. ૨

**ગૃધ્રસીની ચિકિત્સાઃ**—દશમૂળ, ગળો, કાંસકી, રાસ્ના, અને સુંઠ એનો ઉકાળો દીવેલ સાથે પીવાથી ગૃધ્રસીથી થયેલ ખંજત્વ [લંગડાપણું] મટી જાય છે. ૩. મરડાશીંગી, ગોખરૂ, એરંડાનું મૂળ, બીલીનું મૂળ, વાવડીંગ, ઉત્કંટો, ભોંય-રીંગણીનું મૂળ એનો કવાથ દીવેલ સાથે પીવાથી ભયંકર વાતગૃધ્રસી રોગ દૂર થાય છે. ૪. ગાયનું મૂત્ર, અને દીવેલ મેળવી તેમાં પીપળનું ચુર્ણ મેળવી પીએ તો એથી બહુજ દિવસનો ગૃધ્રસી રોગ મટી જાય છે. ૫

દીવેલાની દીવેલીઓને દુધમાં ઉકાળી તે દુધ પીવાથી ગૃધ્રસી રોગ મટે છે. નગોડના પાંદડાંનો ઉકાળો પીપળનું ચુર્ણ મેળવી પીવાથી ગૃધ્રસી રોગ મટે છે. બકાન લીમડાના મૂળનું ચુર્ણ પાણીમાં મેળવી પાય તો ગૃધ્રસીનો નાશ થાય છે. જો એ પ્રકારે ઉપાયો કરવા છતાં ગૃધ્રસી રોગ મટે નહિ તો પગની કનિષ્ઠિકા આંગળીમાં લોઢું (ખુંટો) ગરમ કરીને ડામ દેવો એથી ગૃધ્રસી રોગ મટી જાય છે. ૭

**પથ્યાદિ ગુગળઃ**—ત્રિફળાનું ચુર્ણ ૧૨૮ તોલા. અને ગુગળ ૬૪ તોલા, બંનેને ૧૦૨૮ તોલા પાણીમાં રાત્રે પલાળી મુકવાં; પછી સવારે તેને ઉકાળવાં જ્યારે અરધું પાણી બાકી રહે ત્યારે ગાળી લઇ લોઢાની કઢાઇમાં ઉકાળવું. જ્યારે જાડું થઇ જાય ત્યારે ઉતારી તેમાં નીચે લખેલાં દ્રવ્યો બબે તોલા લઇ તેનું ચુર્ણ તેમાં મેળવવું. વાવડીંગ દંતીમૂળ, ત્રિફળા, ગળો, ત્રિકટુ, અને નસોતર, એ સર્વનું ચુર્ણ તેમાં મેળવી બધું એકત્ર કરી બબે તોલાની ગોળીયો બનાવવી. એમાંથી અકેક ગોળી ખાવી. યથેષ્ટ આહાર અને પાન કરવું. આ પ્રકારે સેવન કરવાથી વધેલો ગૃધ્રસી રોગ પણ જલ્દી શાંત થઈ જાય છે. અર્દિતવા, ઉદરરોગ, ગુલ્મ-રોગ, પાન્ડુરોગ, અરોચક, પ્લીહા, વાતરક્ત, ખસ, દાદર, જલ્દીજ નષ્ટ કરી દે છે. ૮ થી ૧૨

**ગૃધ્રસી ઉપર તેલ**—તેલ ૧ શેર, ગોખરૂનો ઉકાળો ૧ શેર, દૂધ ૪ શેર, સુઠ ૨૦ તોલા અને ગોળ ૮૦ તોલા, એ સર્વને એક વાસણમાં ભરી ચૂલા ઉપર ચઢાવી મંદા-ગ્નિથી ઉકાળવું. જ્યારે તેલ બાકી રહે ત્યારે ઉતારી તેલ ગાળી લેવું. એ તેલ ઉપયોગમાં લેવું. એથી ગૃધ્રસી, કંપવાત, કેડો રહી જવી, પીઠનો રોગ, અને સોજા એ મટી જાય છે. એ તેલ પીવાથી તેનું નસ્ય લેવાથી અને બસ્તિમાં પ્રયોગ કરાવવો, એ પીવાથી વંધ્યા પણ પુત્રવતી થાય છે ૧૪

**इति भाषाटीकोपेते वैद्य विनोदे षष्ठोल्लासः॥६॥**

# વાતરક્ત

**વાતરકતનું નિદાન અને પુર્વરૂપઃ**—ખારા, ગરમ, તીખા, ખાટા, વિદાહી, તીક્ષ્ણ પદાર્થોના અત્યંત સેવનથી દહીં, કાંજી, માંસ, મત્સ્ય, મદ્ય, ખલ, નિષ્પાવ, કળથી, અને આદ એ સર્વનું અત્યંત સેવન કરવાથી તથા હાથી ઘોડા, આદિ ઉપર બહુ બેસવાથી, વાયુ દુષિત થઈ, લોહિને કોપિત કરે છે. એમાં વાયુની પ્રબળતા છે, એથી આ રોગને વાતરકત કહે છે. વાતરકત હાથ અથવા પગના મૂળમાં સ્થિત થઇ ત્યાંથી બધા શરીરમાં ફેલાય છે. ૧–૨

**વાતરકતનાં પૂર્વરૂપ તથા વાતાધિકયાદિ લક્ષણઃ**-ચળ આવવી, શરીરમાં વેદના થવી, ચકામાં પડી જવાં, અને શરીરનો રંગ બગડી જવો એ વાતરકતનાં પૂર્વરૂપ છે. વાતાધિકય વાતરકતમાં શુળ, શરીર કંપવું, સ્પર્શ કરવાથી ઉદ્વિગ્ન થવું, અને પગ શૂન્ય થઇ જવા એ લક્ષણો થાય છે. પિત્તાધિકય વાતરકતમાં મોહ અને દાહ એ લક્ષણો થાય છે. તથા કફાધિકય વાતરકતમાં શરીરમાં ખુજલી આવવી અને સોજા થાય છે. અને બધા દોષોથી દૂષિત રકતમાં સર્વ દોષોનાં લક્ષણો પગોમાં દેખાય છે. ૩-૪

## વાતરકતની ચિકિત્સા

વાતરકત રોગીને પ્રથમ સ્નિગ્ધ કરીને વિરેચન આપવું. તે પછી રોગનું બલાબલ અને દોષ જોઇને રૂધિર કઢાવવું. ૫ જુના ઘઉં, જુના જવ, મઠ, મસુર, ચણા, ચોખા, પોઇનું શાક, ચીલની ભાજી, પીલુડી, શતાવરી, તીતર, અને લાવા માંસ, દુધ, સાકર અને ઘી એ સર્વ વાતરકતમાં હિતકારક છે. ૬ અરડુસી, ગરમાળાનો ગોળ, અને ગળો એનો કવાથ દીવેલ મેળવી પીવે તો આખા શરીરમાં વ્યાપેલો તથા સોજા અને દાહવાળો વાતરકત મટી જાય છે. (૭) નસોતર વિદા-

રીકન્દ, એખરો, એનો ઉકાળો કિંવા ગળોનો સ્વરસ વાતરક્તમાં હિતકારક છે. (૮)

વાતરક્તમાં પીડાતા મનુષ્યે ત્રણ કે પાંચ હીમજી હરડે વાટી ગોળમાં મેળવી ખાવી અને ઉપરથી ગળોનો ઉકાળો પીવો. ૯

ભેંસનું તાજું ઘી, ગૌમૂત્ર, દુધ અને સીંધાલુણ એ સર્વ મેળવી મંદાગ્નિપર ગરમ કરી શરીર ઉપર લગાડવાથી દેહ સ્ફુટન (શરીર ફાટવું) શાંત થાય છે. તથા ઘી અને રાળનો લેપ પણ વાતરક્તમાં હિતકારક છે. ૧૧ સફેદ સરસવનો કલ્ક બનાવી શરીર પર લેપ કરવાથી વાતરક્તનો નાશ થાય છે.

વરણો અને સરગવાની છાલને કાંજીમાં ઘસી લેપ કરવાથી વાતરક્ત મટી જાય છે. ૧૨

**ગ્રંથાન્તરમાંઃ**—મજીઠ, લીમડાની છાલ, અરડુસી, ત્રિફળા, ચિત્રકમુળ, બન્ને જાતની હળદર, ગળો, કરીયાતુ, રતાંજળી, ખેરસાર, કડુ, બાવચી, ગરમાળાનો ગોળ, મોરવેલ, જવાસો, ઇન્દ્રવરણું, વાવડીંગ, ત્રાયમાણ, અને કાળીપાટ એનો કવાથ કરી પાવાથી સંપૂર્ણ શરીરમાં વ્યાપેલો. વાતરકત મટી જાય છે ૧૪

**પિંડ તેલઃ**—ઉપલસરી, રાળ, મજીઠ, જેઠીમધ, મીણ અને દુધ એ સર્વની સાથે સિદ્ધ કરેલું તેલ વાતરકતમાં હિતકારક છે. એનું નામ પિંડતેલ છે. ૧૫

**વાતરકતમાં વર્જનીય કર્મઃ**—વાતરકતમાં વ્યાયામ, મથુન કોપ. ગરમ, ખાટા તથા ખારા રસોનું સેવન ન કરવું. દિવસે સુવું નહિં. કફકારક પદાર્થો અને ભારે અન્નનું સેવન કરવું નહિ. ૧૬

**इति वातरक्त निदान चिकित्सा.**

---

# अथ उरुस्तंभ

**ઉરૂસ્તંભનું નિદાનઃ**-ઠંડા, ગરમ, સુકા, ભારે, પાતળા અને સ્નિગ્ધ પદાર્થોના ભોજનથી, દિવસે સૂવાથી, રાત્રે જાગવાથી તથા પરિશ્રમ, ચિત્તક્ષોભ, ભય અજીર્ણ એ કારણોથી શરીરમાં કફ, મેદ અને વાત એ દૂષિત થાય છે, એ દુષ્ટ થયેલા કફાદિકોથી શરીરમાં આમનો સંચય થાયછે. જે કોઇક દોષને (પિત્તાદિને) પોતાને આધીન કરીને બંન્ને ઉરૂઓમાં પ્રાપ્ત થઇ જાય છે. અને ઉરુના હાડકાંને આર્દ્રકફથી પૂર્ણ કરી દે છે. ત્યારે બંન્ને ઉરુ ઠંડા થઇ જાય છે અને નિર્જીવ, સ્તબ્ધ, તથા અતિ પીડા વાળા થઈ જાય છે. પગ કઠિનતાથી ઉપડે છે. તથા અત્યંત ચિંતા કરવી, અંગમર્દ, તાવ, ઉલ્ટી, તંદ્રા, સ્તમિત્ય, અરુચિ, અને ભારેપણું એ લક્ષણો થાય છે. આ રોગને ઉરૂસ્તમ્ભ કહે છે. કોઈ કોઈ આઢ્યવાત પણ કહે છે, એમાં રોગી બેસવાને, પીડન (દબાવવાને) ચાલવામાં અને હાલવાને અસમર્થ થઇ જાય છે. ૩-૪

## ઉરૂસ્તમ્ભની ચિકિત્સા

લોહી કાઢાવવું, વિરેચન આપવું, બસ્તિકર્મ, સ્નેહ અને વમન એ ઉરૂસ્તંભમાં વર્જીત છે. રૂક્ષ પદાર્થનું સેવન, પરસેવો કઢાવવો, લંઘન, જુના ચોખા, સામો, કોદરી, મગ, જાંગલમાંસ, મૂળા, રીંગણાં, ચીલની ભાજી, અને મુળાનાં પાન શ્રેષ્ઠ છે. તથા નદીના ઠંડા પાણીમાં અથવા તળાવના પાણીમાં વારંવાર તરવું જોઇએ. ૫-૬

ક્ષારવાળા ગોમૂત્રનો ઉરુસ્તંભપર સેક કરવો, કરંજની છાલ અને સરસવનો લેપ કરવો. અથવા આકડાના મૂળનો લેપ કરવો અથવા આસન અને દેવદારનો લેપ કરવો. (૭) રાફડાની માટી, મધ, સરસવ અને લીમડાનાં પાન

એને એકત્ર લસોટી વેદના વાળા ઉરૂસ્તંભ ઉપર લેપ કરવો. (૮)

પીંપર, સુંઠ, ચવક, ગુગળ અને શિલાજીત એને ગૌમૂત્ર અથવા દશમૂળના ઉકાળા સાથે પાય તો ઉરુસ્તંભ મટે છે. ૯.

શ્રીવેષ્ટક (દેવદારને ગુંદર), કેસર, દારૂ હળદર, ઉપલેટ, નેત્રવાળો, આસંન, દેવદાર, અને ગંધો બેરજો એના સાથે સરસીયા તેલને સિદ્ધ કરી તેમાં મધ મેળવી પીએ તો ઉરુસ્તંભ મટે છે. ૧૦

નગોડનાં પાનનો ક્વાથ પીપરનું ચુર્ણ નાંખી પીવો. જે કફ નાશક ઔષધો છે તે સર્વનો ઉરુસ્તંભમાં પ્રયોગ કરવા જોઇએ. ૧૧

इति उरुस्तम्भ निदान

# आमवात

**આમવાતનું નિદાન અને** લક્ષણો:—વિરૂદ્ધ આહાર વિહાર કરનારા અને મંદાગ્નિવાળા મનુષ્યોને અત્યંત સ્નિગ્ધ (ચિકણા) પદાર્થનું ભોજન કરવાથી આમ દુ-ષિત થઇને વાતથી પ્રેરિત થઈ ધમનિયોમાં પ્રાપ્ત થઈ સાંધાઓમાં દોડે છે. (૧) તે આમ, મન્યા, કમર, પીઠ, હાથ, ખભા, અને ગુલ્ફ, એના સાંધાઓને સંકુચિત કરીને સોજો ઉત્પન્ન કરે છે. જેમાં વિંછી કરડવા જેવી તીવ્ર વેદના થાય છે. એને વૈદ્યો આમવાત કહે છે. ૨

## આમ વાતની ચિકિત્સા

આમવાંતમાં વિરેચન (જુલાબ આપવો), સ્વેદન, લંઘન તથા તીખાં ને કડવાં, દીપન અને રુક્ષ અન્નપાન અને ભોજન એ સર્વ હિતકારક છે. ૪

વજ, સવા, વરણાની છાલ, સાટોડી, દેવદાર, કચુરો, ગોખરૂ, પ્રસારિણી ( નારીવેલ ), સુંઠ, અરણી, ગોરખમુંડી, અને શતાવરી એ સર્વને કાંજીમાં બારીક લસોટી શરીર ઉપર લેપ કરવો અને પછી પાટો બાંધવો તો કષ્ટસાધ્ય આમવાત મટે છે.

પંચકોલ ( પીપર, પીપરીમૂળ, ચવક અને સુંઠ ) એનો ઉકાળો પીવાથી દુર્જય આમવાત મટી જાય છે ૪-૫

**રાસ્નાવસપ્તકઃ**—રાસ્ના, દેવદાર, ગરમાળાનો ગોળ, ત્રિકટુ, એરંડમૂળ, સાટોડી, ગળો સર્વનો ઉકાળો કરી તેમાં સુંઠનો કલ્ક મેળવી પાય તો આમવાત જલ્દી મટી જાય છે ૬

**યોગરાજ ગુગળઃ**—ચિત્રકમૂળ, ત્રિકટુ, વાવડીંગ સીંધાલુણ, નાગરમોથ, તમાલપત્ર, તજ, ચવક, ઇલાયચી, દેવદાર, ઉપલેટ, લસણ, વાળો, અજમો, ખુરાસાની અજમો, રાસ્ના, ગોખરૂ, ધાણા, જીરૂ, યવક્ષાર, અજમોદા, શતાવરી, સવા, અને કાશડો એ સર્વ સરખા ભાગે લઇ ચુર્ણ કરી એ સર્વની બરાબર વજને શુદ્ધ ગુગળ લઇ તે પછી સર્વને એકત્ર મેળવી ઘુંટી ઘીમાં ઘુંટી તૈયાર કરવું. પછી માટીના રીઢા વાસણમાં આ ગુગળ ભરી લેવો. પછી તેમાંથી ૧ તોલો રોજ સેવન કરવો. અને યથેષ્ટ આહાર વિહાર કરવો. એ પ્રકારે સેવન કરવાથી આ ગુગળ દુષ્ટ આમવાતને બળપૂર્વક નાશ કરે છે. ૭-૮

બધી જાતના વાતરોગોનો નાશ કરનારો આ યોગરાજ ગુગળ પૃથ્વી ઉપર પ્રસિદ્ધ છે. આ યોગરાજ ગુગળ અર્શ, ગુલ્મ, ઉદરરોગ, આમવાત, પ્લીહા, મન્દાગ્નિ અને મજ્જુને મટાડે છે. ૯,

**પુનર્નવાદિ ચુર્ણ**—સાટોડી, ગળો, શતાવરી, ગોરખમુન્ડી, કચુરો સુંઠ, અને દેવદાર એ સર્વનું ચુર્ણ કાંજી

સાથે ખાય તો આમ વાત અને બહુજ દિવસનો ગૃધ્રસી રોગ મટી જાય છે. ૧૦

**રસોન દસક**—લસણ, હીંગ, ત્રિકટુ, સીંધાલુણ, જીરૂ, સંચળ, બીડ લવણ,, અને બંગડી ખાર, એ સર્વ ચાર ચાર તોલા લઇ બારીક ઘુંટી તેલમાં મેળવી એક એક તોલો લઇ આમ વાતથી પીડાતા રોગીને એ સવારે સેવન કરાવવું. ૧૧

**હરીતકી યોગ**—હરડેનું ચુર્ણ દીવેલમાં મેળવી ખાય તો આમવાત મટી જાય છે. ૧૨

**આમવાત ઉપર અપથ્ય**--જે પદાર્થો અભિષ્યંદી, ભારે અને પિચ્છલ હોય તેનો આમવાતના રોગીએ યત્નપૂર્વક ત્યાગ કરવો. ૧૩

इति आमवात चिकित्सा । वैद्यविनोदे सप्तमोल्लासः ७

---

## બીજા ગ્રંથના પાઠ

**આમવાતારિ રસ**—દીવેલાનું મૂળ, ત્રિફળા, ચિત્રકમૂળ, અને વછનાગ, એ સર્વ સરખા ભાગે લઇ ગોમુત્રમાં ઘુટી અકેક રતીની ગોળીયો બનાવવી અને તેમાંથી અકેક ગોળી દરરોજ સેવન કરવાથી સર્વ પ્રકારના વાતરોગ મટી જાય છે. (રસેંદ્ર ચિંતામણિ.)

**મહારાસ્નાદિ ક્વાથઃ**--રાસ્ના બે ભાગ, એરંડમૂળ, અરડુસી, જવાસો, કચુરો, દેવદાર, કાંસકી, નાગરમોથ, સુંઠ, અતિવિષની કળી, ગોખરૂ, ગરમાળાનો ગોળ, સવા, ધાણા, સાટોડી, આસંન, ગળો, પીપર, વરધારો, શતાવરી, વજ, ભોંયરીંગણી, ચવક, ઉભી ભોંયરીંગણી, બેઠી ભોંયરીંગણી, એ સર્વ અકેક ભાગ લઇ ખાંડી કુટી તેનો ઉકાળો કરવો. દોષ તથા વ્યાધિનું જોર જોઇ તે ઉકાળો સુંઠનું ચુર્ણ, અથવા ગોરખમુંડીનું ચુર્ણ અથવા અજમોદાદિ ચુર્ણ મેળવી સર્વ પ્રકારના વાતરોગોમાં આપવું.

# શૂળ

**શુળ રોગના ભેદઃ**-વાત, પિત્ત, કફ, વાતપિત્ત, વાતકફ, પિત્તકફ, સન્નિપાત, અને આમ એવી રીતે શૂળ આઠ પ્રકારનાં છે. શૂળમાં વાયુ પ્રબળ થાય છે. વ્યાયામ, રુક્ષ પદાર્થોનું સેવન, પ્રથમ વારનું અન્ન જમીને તે પચ્યા પહેલાંજ જમી લેવું અને વાગવું એ કારણોથી વાયુ કોપિત થઈ શૂળને ઉત્પન્ન કરે છે. ૧

**વાતશુળનાં લક્ષણોઃ**—હૃદય, પડખાં, પીઠ, ઉદર, બસ્તિ, અને કુખ એમાં વારંવાર શુળ ઉત્પન્ન થઇ શાંત થાય છે એને વાતજ શુળ જાણવું જોઇએ. ૨

**પિત્તજ શુળનાં લક્ષણોઃ**—તીખાં, ખાટાં, તીક્ષ્ણ, અને ગરમ પદાર્થ તથા મદિરા આદિનું સેવન કરવાથી પિત્ત દૂષિત થઇને શૂળ ઉત્પન્ન કરે છે. એ શૂળ બપોરના વખતે અને અડધી રાત્રે બહુજ વધે છે. અને એમાં પરસેવો વળવો, મૂર્છા આવવી, ઉલ્ટી થવી અને દાહ એ લક્ષણો થાય છે. ૩

**કફજ શૂળનાં લક્ષણોઃ**—કિલાટ, માંસ, શેરડીના પદાર્થો, સાકર આદિ દુધના પદાર્થો દહીં આદિ, અડદ, તલ આદિ પદાર્થોના સેવનથી કફ કોપિત થઈને શુળ ઉત્પન્ન કરે છે, તેમાં હૃલ્લાસ (ઉબકો આવવો), ખાંસી, અરુચિ, મુખમાંથી લાળ ટપકવી, અને ભોજન કરવાથી દરદ બહુ થવું એ લક્ષણો થાય છે. ૪

**સન્નિપાતજ અને દ્વિદોષજ શૂળઃ**—જેમાં ત્રણે દોષોનાં લક્ષણો જણાય, તેને સન્નિપાતજ શુળ જાણવાં જોઇએ. અને જેમાં બબે દોષોનાં લક્ષણો થાય તેને દ્વિદોષજ શુળ જાણવાં જોઈએ. ૫

**આમશુળનાં લક્ષણોઃ**—દસ્ત બંધ થવો, પેટમાં ગડગડાટ થવો, ઉબકો આવવો, સ્તૈમિત્ય, વમન (ઉલ્ટી),

ભારેપણું, અને કફજ શુળનાં લક્ષણો આમજ શુળમાં થાય છે ૬

## શુળના ચિકિત્સા.

પાચન, સ્વેદન, લંઘન, ક્ષાર, ચુર્ણ, ફલવર્ત્તી, વમન, વિરેચન, અને ગોળી એનો સર્વ પ્રકારના શુળોમાં પ્રયોગ કરવો. ૭

**વાતજ** શુળની **ચિકિત્સાઃ**--સ્નેહ વિધિ, અને દુધના પદાર્થ એનાથી વાતજ શુળની ચિકિત્સા કરવી. વાતજ શુળથી પીડાતા મનુષ્ય માટે સ્વેદન (સેક કરવો) સુખકારી છે.૮

તલને વાટી એની ગોળી બનાવી પેટ ઉપર ફેરવવાથી કઠિન શુળ પણ મટી જાય છે. ૯

મીંઢળને કાંજીમાં ઘસી ડુંટી ઉપર લેપ કરવાથી શુળ બંધ થઇ જાય છે. કળથીનો રસ ઘી મેળવી પીએ તો વાતજ શુળનો નાશ થાય છે. ૧૦

લવાપક્ષીનો માંસ રસ, હીંગ, સુંઠ, મરી, પીંપર અને સીંધાલુણ મેળવી પીએ અથવા દાડમના રસમાં સંચળ નાંખી પાય તો શુળ મટી જાય છે. ૧૧ સુંઠ, એરંડાનું મૂળ અને જવ એનો કવાથ હીંગ અને સંચળ નાંખી અથવા હીંગ અને પુષ્કરમૂળનું ચુર્ણ મેળવી પાય તો વાતજ શુળ મટી જાય છે. ૧૨

**પિત્તજ શુળની ચિકિત્સાઃ**--પિત્તજ શુળમાં પાણીમાં સ્નાન કરવું, તથા કાંસાની વાડકીમાં પાણી ભરી તે વાડકી જયાં શુળ આવતું હોય તે સ્થાને રાખે તો શ્રેષ્ઠ છે. એથી શુળ જલ્દીજ મટી જાય છે. ૧૩ પિત્તજ શુળ રોગમાં પટોલ અને શેરડીનો રસ આદિ આપી ઉલ્ટી કરાવવી પછી નસોતર અને સાકરથી સારી રીતે વિરેચન આપવું. ૧૪

**કફજ શુળની ચિકિત્સાઃ**—કફજ શુળમાં રોગીને ઉલ્ટી કરાવી .ઉપવાસ જરૂર કરાવવો. અને સીંધાલુણ, સંચળ,

બીડલવણુ અને હીંગ એ સર્વનું ચુર્ણ કરી **પંચકોલના** ક્વાથ સાથે પીવું. ૧૫

**ત્રિદોષજ શુળની ચિકિત્સાઃ**—સીંધાલુણ, હીંગ અને ત્રિકટુ એ સર્વનું ચુર્ણ ગરમ પાણી સાથે પાય તો ત્રિદોષજ શૂળ દૂર થાય છે. અથવા ત્રિકટુ દાડમના દાણા, અને સિંધાલુણ ગરમ પાણી સાથે પાય અથવા ત્રિફળાનું ચુર્ણ અને મંડુર ઘી અને મદ મેળવી ચાટે તો ત્રિદોષજ શૂળ જલ્દી મટી જાય છે. ૧૬-૧૭

**આમજ શુળની ચિકિત્સાઃ**--આમશૂળમાં કફ-નાશક ઔષધ આપવું ચિત્રકમૂળ, પીપળીમૂળ, એરંડાનું મૂળ, સુંઠ અને ધાણા એનો ઉકાળો ઉત્તમ છે. ૧૮

એરંડાનુંસુળ, ભોંયરીંગણી, બેઠી અને ઊભી, બીજોરૂ, પાષાણભેદ, ગોખરૂ અને બીલીનું મૂળ એનો ક્વાથ દીવેલ, હીંગ અને જવખાર મેળવી શુળ રોગ ઉપર આપવો. ૧૯

**હૃદયશુળ**--શરીરના રસથી મૂર્છિત થયેલો વાયુ હૃદયમાં સ્થિત થઈ શૂળ ઉત્પન્ન કરેછે એને હૃચ્છૂલ કહે છે આ હૃચ્છૂલ શ્વાસને અત્યંત રોકે છે. ૨૦.

**બસ્તિશુળ**—મળ, મૂત્ર અને અધોવાયુને રોક-વાથી કોપેલો વાયુ બસ્તિ, અને વંક્ષણમાં શૂળ ઉત્પન્ન કરે છે, તેને બસ્તિશૂળ કહે છે. એમાં અધોવાયુ, મૂત્ર અને મળ રોકાઇ જાય છે. ૨૧

**વિટ શુળ**—જે શૂળ જમણી કુખમાંથી અથવા ડાબી કુખમાંથી ઉઠીને બધા પેટમાં ફરે છે. તે જલ્દી સાધારણ ઉપચારોથી શાંત થતું નથી. (૨૨) તેથી તૃષા અત્યંત વધે છે અને ભ્રમ, મૂર્છા, અને વેદના થાય છે. એ પરમ દારુણ વિટ શૂળ છે એવું વૈદ્યે એ જાણવું જોઇએ. ૨૩

**વાત કફ શુળનો ઉપાય**—વાત કફથી ઉત્પન્ન થયેલા શૂળમાં પ્રાતઃકાલે લસણનો કલ્ક બનાવી મદ્યમાં

મેળવી પાવો. અથવા દુધ અને પાણી મેળવી તેમાં પીપર અને સીંધાલુણનું ચુર્ણ નાંખી પીવો તો દુર્જય ઉગ્ર શુળનો નાશ થાય છે. ૨૪

**અન્ય પ્રયોગ**—કફ અને વાયુથી ઉત્પન્ન થયેલા હૃદય, પડખાં, પીઠ, અને પેટના શુળમાં તથા વિસૂચિકા રોગ ઉપર સંચળ હીંગ, અને સુંઠ એનું સરખે ભાગે ચુર્ણ કરી ગરમ પાણી સાથે પાવો. એવીજ રીતે વિટશુળમાં એ ચુર્ણ જવના કવાથ સાથે પાવો. ૨૫

ગોમૂત્રમાં ઉકાળેલું તેલ હીંગ અને સીંધાલુણ નાંખી ડુંટી ઉપર લેપ કરે તો દુર્જય શુળ મટી જાય છે. ૨૬

સરગવાનો કવાથ જવખાર અને મધ મેળવી પાવો અથવા બીજોરાનો રસ જવખાર અને મધ નાંખી પાવો તો એથી પડખાં, કુખ, હૃદય, અને બસ્તિનું શુળ મટી જાય છે.

વાતજ શુળમાં નિરૂહણ બસ્તિ, પિત્તજશુળમાં દુધ અને વિરેચન અને કફજ શુળમાં વમન તથા કડવા અને તીખા ઉકાળા આપવા. (૨૮) એવી ક્રિયાઓ કરવા છતાં જે શુળની શાંતિ ન થાય તેમાં જળો લગાવવી તથા નારાયણ તેલની બસ્તિ આપવી હિતકારક છે. ૨૯

**પરિણામ શુળ:**—જે શુળ જમ્યા પછી અન્ન પચતી વખતે ઉત્પન્ન થાય છે, તેને પરિણામ શુળ કહે છે. એમાં મદ્ય, દુધ, શેરડીનો રસ, અને માંસરસ એમાંથી કોઇ પણ એકાદ પદાર્થ ગળાસુધી અર્થાત ખુબ પેટ ભરીને જમવો ૩૦

મીંઢળ અને લીમડાનો કવાથ પાઇ ઉલ્ટી કરાવવી, પછી દીવેલનું વિરેચન આપવું તો પરિણામશુળ મટે છે. ૩૧

શંખની ભસ્મ ગરમ પાણી સાથે પાવી એથી તત્કાલ પરિણામ શુળનો નાશ થાય છે, અથવા પીપર અને હરડે ચુર્ણ તથા લોહભસ્મ ઘી અને મધ મેળવી ખાવું; પાણીવાળા નાળીયેરમાં કાણું પાડી સીંધાલુણ ભરવું અને પછી તે કાણું

પૂરી દઈ બંધ કરવું. તેને પછી દેવતા ઉપર સારી રીતે પકાવીને પછી તે ખાય તો પરિણામ શુળ મટે છે. ૩૩

**ગજકેસરી રસઃ**—જવખાર, કોડીની ભસ્મ, વછનાગ, સીંધાલુણ, સુંઠ, મરી અને પીપર એને નાગરવેલના પાનના રસમાં ઘુંટી અકેક રતીની ગોળીઓ બનાવી એ એક એક ગોળીનું સેવન કરાવવું. એનું નામ ગજકેસરી રસ છે. આ રસ વાતવિકાર, પરિણામ શુળ અને આમશુળ એમાં હિતકારક છે. ૩૪

વજ, સુંઠ, જીરૂ, મરી, ચિત્રકમુળ, હીંગ, વછનાગ, અને તજ એ ઔષધોને ભાંગરાના રસમાં ઘુંટી ચણા બરાબર ગોળીયો વાળવી. આ ગોળીયો સર્વ પ્રકારના શુળ અને વાતરોગોનો નાશ કરે છે. ૩૫

**શુળનાં ઉપદ્રવોઃ**—વેદના થવી, તરસ લાગવી, મૂર્ચ્છા. આફરો, ભારેપણું, અરુચિ, ખાંસી, શ્વાસ અને હિચકી એ નવશુળના ઉપદ્રવો છે. ૩૬

इति शूलरोग निदान चिकित्सा।

---

# ઉદાવર્ત્ત

**ઉદાવર્ત્ત નિદાનઃ**—રૂક્ષ (લુખા), તુરા તીખા, કડવા અને ઠંડા પદાર્થો ખાવાથી તથા વાતાદિ વેગોને રોકવાથી કોઠામાં રહેલો વાયુ અત્યંત વધીને પેશાબ, લોહી, મેદ, કફ અને વિષ્ઠાને વ્હેનાર જે સ્રોત છે તેને રોકીને બળપૂર્વક ઉર્ધ્વવાહી કરી દે છે. એથી એ રોગને ઉદાવર્ત્ત કહે છે. એમાં રોગી હૃદય અને બસ્તિના શુળથી અત્યંત પીડા પામે છે. અને મળ, અધોવાયુ અને પેશાબનો ઘણી મૂશ્કેલીયે ત્યાગ કરે છે. ૧-૨

## ઉદાવર્તની ચિકિત્સા

ઉદાવર્ત રોગમાં અભ્યંગ, સ્નેહ અને વિરેચન આપવું હિતકારક છે. ક્ષાર, ચિત્રકમૂળ, ફુલાવેલ હીંગ અને અમલવેત એ સર્વનું ચુર્ણ ગરમ પાણી સાથે અથવા તો યોગ્ય અનુપાન સાથે લેવાથી મળનું ભેદન થાય છે. ૩ કરંજની છાલ, ફુળ અને મુળ તથા વલ્મીક (રાફડા)ની માટી અને રાઈ એ સર્વને ગોમૂત્રમાં બારીક વાટીને ઉદાવર્ત ઉપર લેપ કરવો(૩-૪).

હરડે, મોરવેલ(મૂર્વા) જવખાર અને નસોતર એ સર્વ સરખે ભાગે લઈ ચુર્ણ કરી ઘીની સાથે સેવન કરવાથી ગુલ્મ (ગોળો ચઢવો) અને આફરો તેમ તેનાથી થયેલ ઉદાવર્તનો નાશ થાય છે.

ફુલાવેલી હીંગ, મધ, અને સીંધાલુણ એ સર્વને બારીક વાટીને કપડા ઉપર ચોપડી બત્તી બનાવવી અને ઘીમાં બોળી ગુદામાં રાખવી. એથી મળની શુધ્ધિ થઇ ઉદાવર્તનો નાશ થાથ છે. ૬

હરડે, નસોતર, ક્ષાર અને પીલુ એનું ચુર્ણ કરી માંથી મેળવી દેવાથી જલ્દીજ ઉદાવર્ત અને વર્ધ્મ રોગનો નાશ થાય છે-(૭)

સાકર ૪ ભાર, નસોતર અને પીપર બબે તોલા લઇ એનું ચુર્ણ કરી અકેક તોલો અનુમાનથી લઈ ઘીમાં મેળવી સેવન કરવાથી ઉદાવર્તનો નાશ થાય છે (૮)

इति उदावर्तनिदान चिकित्सा

## આનાહ—આફરો

### આનાહ નિદાન

આમ અને પુરીષ (મળ) ક્રમથી સંચીત થઈ દુષ્ટ વાયુથી વિબધ્ધ થઇ પોતાના માર્ગથી ન નીકળવાથી (પેટ ફુલી જાય)

એ વિકારને વૈદ્ય આનાહ (આફરો) કહે છે ૧ આમાશયમાં થળ: હૃદયસ્તમ્ભ, (હૃદય જકડાવું) અને ભારેપણું એ લક્ષણો થાય છે અને પકવાશયમાંથી ઉત્પન્ન થતા આનાહ[આફરા]માં શ્વાસ, મૂર્છા અને વિષ્ટાની ઊલ્ટી એ લક્ષણો થાય છે (૨)

## આનાહની ચિકિત્સા

ઉદાવર્ત અને આનાહ રોગમાં જે રોગીને વિષ્ટાની ઉલ્ટી થતી હોય તેને અસાધ્ય સમજી છોડી દેવો. આનાહરોગમાં દીપન. પાચન ઔષધી તથા બસ્તિકર્મ ઉત્તમ છે, (૩) નસોતર બે ભાગ, પીપળ ચાર ભાગ અને હરડે પાંચ ભાગ લઈ ચુર્ણ કરવું એ સર્વની બરાબર ગોળ મેળવી ગોળીયો બનાવી એનું સેવન કરવાથી મલવિબન્ધનો નાશ થાય છે (૪) હીંગ ૧ ભાગ, વજ ૨ ભાગ, બીડલવણ ૩ ભાગ, સુંઠ ચાર ભાગ, જીરૂ પાંચ ભાગ, હરડે છ ભાગ, પુષ્કરમૂળ ૭ ભાગ અને કઠ (ઉપલેટ) ૮ ભાગ, લઈ ચુર્ણ કરવું. આ ચુર્ણ ગુલ્મ ઉદરરોગ આનાહ અને વિસૂચિકા (કોલેરા)માં હિતકારક છે ૫

इति आनाह चिकित्सा

---

# ગુલ્મ--ગોળો ચઢવો

બગડેલા વાતાદિ ત્રણે દોષોથી ૩ પ્રકારનો અને ત્રિદોષથી એક પ્રકારનો એમ ગુલ્મરોગ ચાર પ્રકારનો થાય છે અને સ્ત્રીયોના દૂષિત આર્તવ રૂધિરથી ઉત્પન્ન થનારો રકતજ ગુલ્મ જુદો થાયછે. આ રોગના ઉત્પન્ન થવાનાં સ્થાન બંન્ને પડખાં હૃદય, નાભિ અને બસ્તિ છે એમાંથી કોઈ સ્થાનપર વાતાદિ દોષોના યોગથી જે ગોળ ગ્રંથી ઉત્પન્ન થાય છે તેને ગુલ્મ કહે છે (૧)

મળ પેશાબ અને અપાનવાયુ કઠનતાથી આવે, આફરો ચઢવો અન્નપ્રતિ અરૂચિ રહે, ઉર્ધ્વવાત, અન્ન ન પચવું, તૃષા,

આંતરડાંનાં ગુડગુડશબ્દ થવો એ ગુલ્મનાં સામન્ય લક્ષણ છે. (૨) જે ગુલ્મનો અન્ન પચ્યા પછી પ્રકોપ થાય, અને ભોજન કર્યા પછી થોડી વાર સુધી શાંતિ રહે તેને વાતજ ગુલ્મ જાણવો જોઇએ અને જવર, તૃષ્ણા તથા અન્ન પચ્યા પછી શુળ આવવું એ લક્ષણ પિત્તજગુલ્મમાં થાય છે (૩) કફજ ગુલ્મમાં શરીર શીતલ થવું,હુલ્લાસ, વમન,શરીર ભારે રહેવું એ લક્ષણ થાય છે અને ત્રિદોષજ ગુલ્મમાં અત્યન્ત શુળ, દાહ, તૃષ્ણા, અને બળનો ક્ષય એ લક્ષણો થાય છે. ૪

## ગુલ્મની ચિકિત્સા

વાતાનુલોમન, સ્નિગ્ધ, ઉષ્ણ, બૃંહણ દીપન, લંઘન, રકત મોક્ષણ અને સ્વેદન એ ઉપચાર ગુલ્મરોગીયોને માટે શ્રેષ્ઠછે(૫) કેતકીના મૂળનો ક્ષાર સાજીખાર અને ઉપલેટ એનું ચુર્ણ તેલમાં મેળવી પીએ તો વાતજગુલ્મ દુર થાય છે-૬ ત્રિફળાનું પાણી અને નસોતરનું ચુર્ણ પિત્તગુલ્મમાં પીવું જોઈએ અને કફજ ગુલ્મમાં જુના મધમાં બ્રહત્પંચમૂળનો ઉકાળો મેળવી પાવો. (૭) હીંગ, અમલવેત. વજ, હીમજી હરડે અજમો, ક્ષાર, સીંધવ, અને બીડલવણ એ સર્વનું ચુર્ણ કરી ગરમ પાણી સાથે ફાકે તો સર્વ પ્રકારના ગુલ્મ, ઉલ્ટી, અરૂચિ,મન્દાગ્નિ અને શૂળ એ જલ્દી મટીજાય છે.

**મળરોધ ઉપર વર્તી**–જો મળ કે અધોવાયુનો અવરોધ થાય તો સમુદ્રનું મીઠુ, આદુ,સરસવ અને કાળા મરી એને વાટી કપડે ચોપડી દીવેટ બનાવી એ બત્તીને ગુદામાં રાખે તો મળની શુધ્ધિ થાય અને અધોવાયુ છુટે. ૯

**હિંગ્વાદિ ગુટીકા**–હીંગ, ત્રિકટુ, વજ, અમલવેતસ, કચુરો, ધાણા, અજગંધા, હરડે, કાળીપાટ, આમલી, અજમોદ. ચિત્રકમૂળ,જવખાર, સાજીખાર, દાડમના દાણા,ચવક, પીપરીમૂળ, હપુષા (પલાંશી), સંચળ, સીંધાલુણ, જીરૂ,

અને બીડલવણ એને બારીક વાટી બીજોરાના રસની સાત ભાવના આપવી. (૧૦) પછી તેની એકેક તોલાની ગોળીઓ બનાવવી એમાંથી ૧ ગોળી સવારે ખાવી. એથી સર્વ પ્રકારના ગુલ્મ, શૂળ, આફરો, ઉદરરોગ, અરુચિ, ઉલ્ટી, બરોળ અને મંદાગ્નિ એ રોગ મટી જાય છે. સાજીખાર ૪ ભાર, ગોળ ૮ ભાર અને અજગંધ ચાર ભાર એનું ચુર્ણ કરી પાણી સાથે પીએ તો સર્વ પ્રકારના ગુલ્મ અને શૂળનો નાશ થાય છે.

## રક્તજ ગુલ્મનાં લક્ષણ

તરતમાં સુવાવડ આવેલી હોય તેવી નવપ્રસૂતા સ્ત્રીને અથવા કસુવાવડ થઇ ગઇ હોય તેથી અથવા ઋતુકાળ (માસીક અડચણ આવી હોય તે) વખતે વાયુ કરનારા આહારોનું સેવન કરવાથી વાયુ દુષિત થઈ સ્ત્રીના આર્તવ (રૂધિર)ને ગ્રહણ કરી લે છે અને એ આર્તવથી શૂળ કરનારી ગાંઠ ઉત્પન્ન થાય છે. (૧૨) આ ગાંઠ ગોળાની માફક પેટમાં હાલે છે. અને તેમાં ગર્ભના સંપૂર્ણ લક્ષણ જણાય છે. આ ગાંઠની દસ માસ વ્યતીત થઈ ગયા પછી ચિકિત્સા કરવી. આ રકત ગુલ્મ છે. અહીં દસ માસ પછી ચિકિત્સા કરવાનું એ માટે કહ્યું છે કે જેથી ગર્ભની શંકા ન રહે ૧૩.

**રક્તગુલ્મની ચિકિત્સા**—શતાવરી, કરંજની છાલ, દેવદાર, ભારંગી અને પીપર એનું ચુર્ણ કરી તલના કવાથની સાથે પીએ તો રકતજ ગુલ્મનો નાશ થાય છે. ૧૪

**બીજા ગ્રંથનો પાઠ**-તલના ઉકાળામાં ભારંગમૂળ સુંઠ પીપર અને મરી એનું ચુર્ણ કરી ત્રણ દિવસ સુધી પીએ તો સુવાવસ્થા પછી બંધ થયેલા આર્તવને પણ તે ફરી શરૂ કરે છે.

**કાંકાયન ગુટિકા**-અજમો, જીરૂ, ધાણા, મરી, ગરણી, અજમોદ, કલોંજીજીરૂ દરેક ચાર ચાર શાણ, હીંગ ૭ શાણ;

સાજીખાર, જવખાર, સીંધાલુણ, બીડલવણ, મીઠું, બંગડી ખાર અને નસોતર દરેક આઠ આઠ શાણુ; દંતીમૂળ. કચુરો, પુષ્કરમૂળ, વાવડીંગ, દાડમની છાલ, હરડે, ચિત્રકમૂળ, અમલવેતસ અને સુંઠ દરેક સોળ સોળ શાણુ લઇ બધાં ઔષધોનું ચુર્ણ કરી બીજોરાના રસમાં ઘુટી ગોળીઓ બનાવવી એમાંથી એક બે ગોળી મધ સાથે ખાવાથી વાતગુલ્મ મટે છે, ગાયના દુધ સાથે ખાય તો પિત્તગુલ્મ મટે છે, ગોમૂત્ર સાથે ખાય તો કફજગુલ્મ મટે છે, દશમૂળના ઉકાળા સાથે ખાયતો ત્રિદોષજગુલ્મ અને ઊંટડીના દુધ સાથે ખાય તો સ્ત્રીયોના રકતગુલ્મ મટે છે. હૃદરોગ, સંગ્રહણી, શૂળ, કૃમીરોગ અને હરસ પણ આ ગોળીઓથી મટે છે.

---

# હૃદયરોગ

## હૃદયરોગનું નિદાન

વાતાદિ દોષો કોપ પામીને હૃદયમાં જઈ હૃદયના રસોને દૂષિત કરી હૃદયમાં પીડા ઉત્પન્ન કરે છે તેને હૃદય રોગ કહે છે. ૧

ચિંતા, વાતાદિ વેગનું ધારણ કરવા, શ્રમ, ભય અને આઘાત આદિથી હૃદયમાં વ્યથા થાય છે. એ હૃદયરોગ પાંચ પ્રકારના થાય છે. વાતજ, પિત્તજ, કફજ, સન્નિપાતજ અને કૃમિજ. કફજ હૃદય રોગમાં કફસ્રાવ, અરુચિ, ભારેપણું અને મંદાગ્નિ એ લક્ષણો થાય છે. વાતજ હૃદય રોગમાં સોય ઘોંચાયા જેવી વેદના, અંદર મથન થવા જેવી પીડા થાય છે. (૨) પિત્તજ હૃદયરોગમાં તૃષા, દાહ, મદ, ભ્રમ, ગ્લાનિ, પીડા અને પરસેવો આવવો એ લક્ષણ થાય છે. ત્રિદોષજ હૃદયરોગમાં પાન્ડુત્વ અને અત્યંત ભારેપણું એ લક્ષણ થાય છે અને કૃમિજ હૃદયરોગમાં ઉબકો

આવવો, અરુચ, ભ્રમ, મદ, મન્દાગ્નિ, હૃલ્લાસ, વમન જ્વર, ગ્લાનિ, અત્યંત વેદના અને શોષ એ લક્ષણો થાય છે. ૩.

## હૃદયરોગની ચિકિત્સા

પુષ્કર મૂળ, સુંઠ, વજ, અજમો, ખાખરાનાં બી (પીતપાપડા), કાચકાં અને દેવદારનો ક્વાથ કરી જીરૂં અને મીઠું નાંખી પીવો. તેથી હૃદયરોગ જલ્દીજ મટી જાય છે. ૪ કફજ હૃદયરોગમાં ઉલ્ટી કરાવવી, ઉપવાસ કરાવવા. કળથી, ધાણા, માંસરસ અને જે પથ્ય છે એવા પીપરીમૂળ અને ઇલાયચી એનું ચુર્ણ કરી ઘીની સાથે ચાટે તો હૃદયરોગ અને ગુલ્મરોગ નષ્ટ થાય છે. ૫ પિત્તજ હૃદયરોગમાં મધ અને સાકર મેળવી દ્રાક્ષ તથા પિત્તનાશક અન્નપાન હિતકારક છે. તેમાં હરડેનું ચુર્ણ અને સાકર પાણી સાથે પાવું. અથવા કડુ અને જેઠીમધનું ચુર્ણ પાણી સાથે પાવું ૬ સન્નિપાતજ હૃદયરોગમાં ઉપવાસ અને અન્નપાન જે ત્રણે દોષોમાં હિતકારક છે તે આપવું. કૃમિજન્ય હૃદયરોગમાં પહેલાં પાચન, લંઘન અને ઉષ્ણ પાનની યોજના કરવી. ૭.

**બીજા પ્રયોગો**—હીંગ, વજ, બીડલવણ, સુંઠ, જીરૂ, ઉપલેટ, હરડે, ચિત્રકમૂળ, જવખાર, સંચળ અને પુષ્કરમૂળ એ સર્વનું ચુર્ણ જવના પાણી સાથે પીવાથી હૃદયરોગ અને શૂળનો નાશ થાય છે. [૮] ઘઉંનો લોટ અને કકુભ (અર્જુન વૃક્ષ-સાદડ)ની છાલનું ચુર્ણ બકરીના દુધ કે ગાયના ઘીમાં પકાવી સાકર અને મધ મેળવી પાય તો ઉદ્ધત હૃદયરોગનો નાશ થાય છે. ૯.

इतिश्री वैद्यविनोदे शूलपरिणामशूलोदावर्त्तानाह-गुल्महृदयरोगनिदान चिकित्सोल्लासः ॥



# મૂત્રકૃચ્છ્રનું નિદાન.

કસરત કરવી. માછલી ખાવી, અધ્યશન (પહેલાં ખાધું હોય તે પચ્યા વગર જમવું), અજીર્ણ, મૈથુન, તીક્ષ્ણ ઔષધ અને મદ્યપાન એ કારણોથી મનુષ્યોને મૂત્રકૃચ્છ્રરોગ થાય છે. એ આઠ પ્રકારનો થાય છે. વાતાદિ ત્રણે દોષોથી ૩ પ્રકારનો, દ્વંદ્વજ ૩ પ્રકારનો, સન્નિપાતજ ૧ અને આઘાતજ ૧ પ્રકારનો થાય છે. (૧) જ્યારે દોષ બસ્તિમાં કોપિત થઈ મૂત્રમાર્ગમાં વેદના ઉત્પન્ન કરે છે ત્યારે મનુષ્ય ઘણીજ કઠીનતાથી મૂત્ર ત્યાગ કરે છે. તેને વૈદ્ય મૂત્રકૃચ્છ્ર કહે છે. ૨

## મૂત્રકૃચ્છ્રનાં લક્ષણો.

વાતજ મૂત્રકૃચ્છ્રમાં વંક્ષણ બસ્તિ અને મેઢ્રમાં અત્યંત વેદના થાય છે પેશાબ કઠીનતાથી થાય છે. પિત્તજ મૂત્રકૃચ્છ્રમાં લાલ રંગનો પેશાબ બળતરા અને વેદના સાથે આવે છે. કફજ મૂત્રકૃચ્છ્રમાં ચીકણું મૂત્ર ઉતરે છે અને લિંગમાં ભારેપણું જણાય છે. (૩) ત્રિદોષ મૂત્રકચ્છમાં સર્વ દોષોનાં લક્ષણો થાય છે. અને **આઘાતજ** મૂત્રકૃચ્છ્રમાં મૂત્રાવરોધ, શૂળ અને પથરીના જેવાં લક્ષણો થાય છે અને એ રોગીનો પેશાબ લાલ કિંવા શુક્રયુક્ત હોય છે. ૪

## મૂત્રકૃચ્છ્રની ચિકિત્સા

સ્વેદન, અભ્યંગ, મૂત્રાશય ઉપર ગરમ પાણીથી શેક કરવો, બસ્તિ ઉપર સ્નિગ્ધ પદાર્થ બાંધવો અને માંસરસનું પાન એ ઉપચાર સર્વ પ્રકારના મૂત્રકૃચ્છ્રમાં શ્રેષ્ઠ છે. ગળો, સુંઠ, આસન અને ગોખરૂ એનો ક્વાથ વાતજ મૂત્રકૃચ્છ્રમાં આપવો જોઇએ (૫) પિત્તજ મૂત્રકૃચ્છ્રમાં પયોવિરેચન, ઠંડો લેપ, ઠંડા પદાર્થોનું સેવન અને નાભિ સુધી ઠંડા પાણીમાં બેસવું એ કર્મ કરવું જોઇએ. દારૂહળદર, હળદર, આરૂકબીજ. જેઠીમધ એનું ચુર્ણ ચોખાના ધોવરામણ સાથે પાવું. ૬

દારૂહળદર અને આંબળાં એનો રસ મધ સાથે પાય તો પિત્તજ મૂત્રકૃચ્છ્રનો નાશ થાય છે. શર, કાસડો, કુશ, ડાભ અને શેરડીનાં મૂળ (એ તૃણ પંચમૂળ) એથી સિદ્ધ કરેલું દુધ અથવા એ તૃણ પંચમૂળનો ઉકાળો પીવાથી રકત બંધ થઈ જાય છે કફજ મૂત્રકૃચ્છ્રમાં યવાન્ન, વમન, સ્વેદન અને મધુ એ શ્રેષ્ઠ છે. (૭-૮) ઝીણી ઇલાયચીને બારીક પીસીને ગૌમૂત્ર મધ અથવા કેળાના રસ સાથે પીએ તો કફજ મૂત્રકૃચ્છ્ર મટે છે. (૯) ત્રિદોષ મૂત્રકૃચ્છ્રમાં જવખાર, અને ગોળ હિતકારક છે. અને આઘાતજન્ય મૂત્રકૃચ્છ્રમાં વાતનાશક ક્રિયા હિતકારક છે. (૧૦) સાકરનું સરબત, ગોખરૂ આદિ પદાર્થોથી સિદ્ધ કરેલ ગાયનું ઘી, આંબળાંનો રસ અને શેરડીનો રસ એ સર્વ પદાર્થ મધ નાંખી સર્વ પ્રકારના મૂત્રકૃચ્છ્રમાં આપવું. (૧૧) ગોળ ચાર તોલા, ક્ષાર ૧ તોલો, અને થોડી કેસર તથા નાગકેસર, એને પાણીમાં ઘુંટી પાય તો સર્વ પ્રકારના મૂત્રકૃચ્છ્ર દૂર થાય છે. ૧૨

**ગ્રંથાતરે**—દાહ, વેદના અને મૂત્રાવરોધ યુકત મૂત્રકૃચ્છ્રમાં હરડે, ગોખરૂ, ગરમાળાનો ગોળ, પાષાણભેદ અને જવાસા એનો ક્વાથ કરી મધ મેળવી પાવો. (૧૩) નાની ઈલાયચી, પાષાણભેદ, શિલાજીત, પીપર, કાકડીનાં બી, સીંધાલુણ અને કેસર એનું ચુર્ણ કરી ચોખાના ધોવરામણમાં મેળવી પાય તો આસન્ન મૃત્યુ મૂત્રકચ્છ રોગી પણ બચી જાય છે. [૧૪] લોહભસ્મને મધમાં મેળવી ખાય તો ત્રણ દિવસ ચાટવાથી મૂત્રકૃચ્છ્ર દૂર થઇ જાય છે. ૧૫.

इति मूत्रकृच्छ्रनिदानचिकित्सा।

---

# મૂત્રાઘાત.

**નિદાન**—રૂક્ષ પદાર્થોના સેવનથી, વાતાદિ વેગોના રોકવાથી અથવા વાતાદિ વેગોમાં ઘણે ભાગે મૂત્રનો વેગ

રોકવાથી વાતાદિ દોષો કોપિત થતાં ભયંકર મૂત્રાઘાત રોગ થાય છે. ૧

**મૂત્રાઘાતની ચિકિત્સાઃ**—મૂત્રાઘાતમાં સ્વેદન, સ્નેહન, અને સ્નેહવિરેચન હિતકારક છે. વેદનાવાળા મૂત્રાઘાતમાં ઉત્તર બસ્તિ આપવી. [૨] ગોધાવિનીના મૂળનો ક્વાથ કરી તેમાં ઘી, દૂધ અને ગૌમૂત્ર નાંખી પીવાથી બહુજ દિવસથી રોકાયલા મૂત્રાઘાતનું અવશ્ય ભેદન થાય છે. ૩.

इति मूत्राघातचिकित्सा ॥

# અશ્મરી (પથરી) નિદાન.

જ્યારે વાયુ બસ્તગત શુક્ર, કફ અને પિત્તને સુકાવે છે ત્યારે પથરીનો રોગ પેદા થાય છે. અને જેમ ગાયના પિત્તમાં ગોરોચન ક્રમથી વધે છે એવીજ રીતે પથરીની ક્રમથી વૃદ્ધિ થાય છે. (૧) ડુંટી, શીશ્નની અને બસ્તિના અગ્ર ભાગમાં અત્યંત પીડા થવી, મુત્રકૃચ્છ્ અને જ્વર એ અશ્મરી રોગનાં પૂર્વરૂપ છે. અશ્મરીથી મૂત્રનો માર્ગ રોકાઈ જાય છે, એથી મૂત્ર જુદી જુદી ધારાઓમાં થોડું થોડું વારંવાર નીકળે છે. ૨.

**અશ્મરીની ચિકિત્સા**—આમલીના કોમળ પાનનો રસ, તલનું તેલ મેળવી સવારે પાવાથી દારૂણ અશ્મરી (પથરી) નો રોગ મટે છે. [૩] હળદરનું ચુર્ણ ગોળમાં મેળવી તુષોદકની સાથે પાય તો મહા અશ્મરી રોગ દૂર થાય છે. અથવા ભૂરા કોળાનો રસ જવખાર અને ગોળ મેળવી ખાય તો પથરી નષ્ટ થાય છે. (૪) હીંગ, તેલ અને ગાયનું ઘી એકત્ર કરી પીવાથી શુક્રથી ઉત્પન્ન થયેલ મૂત્રદોષોનો નાશ થાય છે. દ્રાક્ષ, સાકર અને મધ મેળવી

ખાય અથવા ગરમ દુધમાં ગોળ મેળવી પીએ તો મૂત્રકૃચ્છ્ર મટે છે. [૫] બેઠીભોંયરીંગણીનો રસ મધ મેળવી પીએ તો પથરી અને ભયંકર મૂત્રકૃચ્છ્ર રોગ મટે છે. વરણાની છાલનો ક્વાથ ગોળ મેળવી પીવાથી પથરી અને બસ્તિશૂળ મટે છે. ૬

**બીજા પ્રયોગો**—જૂના ઘીમાં કેસર ઘસી ખાય તો પથરી મટી જાય છે. ગોળ બે ભાગ અને જવખાર ૧ ભાગ અને મેળવી ખાય તો પથરી અને મૂત્રકૃચ્છ્રનો નાશ થાય છે. (૭) ગોખરૂ એરન્ડાનાં પાન, પાષાણનો ભેદ, વરણાની છાલ અને સુંઠ એનો કવાથ જવખાર મેળવી પાય તો પથરીનો નાશ થાય છે. ૮.

इति अश्मरीनिदानचिकित्सा ॥

# પ્રમેહ

**પ્રમેહનું નિદાન**—બેસવાનું સુખ, નિદ્રાનું સુખ, નવું અન્ન ખાવું, ગોળના બનેલા પદાર્થો અને દહીં દુધ આદિ કફકારક પદાર્થો એ સર્વ પ્રમેહ રોગનાં કારણો છે. (૧) કફકારક પદાર્થોથી કોપિત થયેલો બસ્તિગત કફ, મેદ, માંસ અને કલેદ એને દૂષિત કરીને પ્રમેહને ઉત્પન્ન કરે છે. એવીજ રીતે ગરમ પદાર્થોના સેવનથી કોપિત થયેલું પિત્ત પ્રમેહને ઉત્પન્ન કરે છે. (૨) ધાતુક્ષય અથવા માર્ગાવરોધને લીધે કોપિત થયેલો વાયુ ધાતુને દૂષિત કરીને પ્રમેહ ઉત્પન્ન કરે છે. શરીરમાં ચિકાશ અને હાથ પગમાં દાહ થવો એ પ્રમેહનાં પૂર્વરૂપ છે—૩

**વીસ પ્રકારના પ્રમેહ**:—ઉદકમેહ, ઇક્ષુમેહ, સાન્દ્રમેહ, સુરામેહ, પિષ્ટપ્રમેહ, શુક્રપ્રમેહ, સિકતામેહ, શીતમેહ, લાલામેહ, ક્ષારમેહ, નીલમેહ, કાલમેહ; મંજીષ્ઠામેહ, રકતમેહ, વસામેહ, મજ્જામેહ, ક્ષૌદ્રમેહ, અને હસ્તિમેહ એ ૨૦ પ્રકારના પ્રમેહ હોય છે. ૪–૫–૬

**પ્રમેહના ઉપદ્રવો**—ખાંસી, અન્નનો અવિપાક, અરૂચિ, વમન, નિદ્રા, અને સળેખમ એ કફજ પ્રમેહનો ઉપદ્રવ છે. લિંગ, અને બસ્તિમાં દાહ અને પીડા, તૃષા અને જ્વર એ પિત્તપ્રમેહનાં લક્ષણ છે. [૭] હૃદયરોગ, કંપ, અરૂચિ, ખાંસી, મૂર્છા અને શૂળ એ વાતપ્રમેહનાં લક્ષણો છે. એ સર્વ પ્રકારના પ્રમેહ યોગ્ય ઉપચાર ન થવાથી બહુ દિવસ જતાં મધુમેહ થઇ જાય છે. ત્યારે એ અસાધ્ય થઇ જાય છે. જેમાં ઘણે ભાગે મધના જેવો પેશાબ થાય છે તેને મધુપ્રમેહ કહે છે. જ્યારે પેશાબ સ્વચ્છ આવે ત્યારે રોગીને આરોગ્ય થયેલો સમજવો જોઇએ. ૮-૯

## પ્રમેહની ચિકિત્સા

કળથી, જવ, ઘઉં, ચણા, તુવેર, કોદરા, જાંગલમાંસ, કડવું શાક, મગ અને શાળના ચોખા એ સર્વ પ્રમેહમાં પથ્ય છે—૧૦ પ્રથમ સર્વ પકારના પ્રમેહમાં વમન, વિરેચન, અને બસ્તિકર્મ કરવાં, કફજ પ્રમેહોમાં ત્રિફળા, દારૂહળદર, નાગરમોથનો ઉકાળો કરી મધ મેળવી પાવો—૧૧. ગળોનો રસ મધ મેળવી પીવાથી, આંબળાનો રસ હળદર મેળવી પીવાથી અથવા ત્રિફળાનું ચુર્ણ અને શીલાજીત મધમાં મેળવી ચાટવાથી સર્વ પ્રકારના પ્રમેહો નાશ પામે છે—૧૩.

**ચંદ્રપ્રભાવટી**:—વડીંગ, ચિત્રકમૂળ, ત્રિફળા, ત્રિકટુ, કરીયાતુ, રાસના દેવદાર, મોથ, કચુરો, પીંપર. પીંપરીમૂળ, સુવર્ણમાક્ષિક, સાજીખાર, જવખાર, ગજપીંપર, હળદર, દારૂહળદર, સીંધાલુણ, સંચળ, બીડલવણ, ધાણા, જંગલી મગ, અને અતિવિષની કળી દરેક એકેક તોલો લઇ બારીક ચુર્ણ કરી, શુદ્ધ ગુગળ ૩૨ તોલા, શિલાજીત ૧૨ તોલા, લોહભસ્મ ૮ તોલા, વાંસકપુર ૪ તોલા, સાકર ૧૬ તોલા, નસોતર દંતીમૂળ, અને ત્રિસુગન્ધ (તજ, ઇલાયચી, તમાલપત્ર, ) દરેક ચાર ચાર તોલા લઇ પછી એ સર્વને

ઘુંટી એકેક તોલાની ગોળીયો બનાવવી. તેનું નામ ચન્દ્રપ્રભાવટી છે. આ ગોળી કુપથ્યથી અસાધ્ય થયેલા, અરોચક, હલ્ટી અને શૂળવાળા પ્રમેહનો નાશ કરે છે. કષ્ટસાધ્ય ઇન્દ્રિય સંબંધી ગ્રન્થી, અંત્રવૃદ્ધિ, અન્ડવૃદ્ધિ, કમળો, પાન્ડુરોગ, કોઢ, બરોળ, ઉદરરોગ, ભગન્દર, શ્વાસ, ખાંસી, નેત્રરોગ, મન્દાગ્નિ, દારૂણ મૂત્રાઘાત, મૂત્રકૃચ્છ્ર, શૂળ, આફરો, ભયંકર પથરીનો રોગ, અને પુરુષોના શુક્રરોગોનો નાશ કરે છે. આ ચન્દ્રપ્રભાવટી વંધ્યા સ્ત્રીઓને પુત્ર આપનારી, અને આર્તવ સમ્બંધી દોષોને દૂર કરનાર છે. આ દવા રસાયનોમાં શ્રેષ્ઠ છે. ૧૪ થી ૨૦.

**નિમ્બ બીજયોગઃ**—છ નિષ્ક મહા નિમ્બ [બકાન લીમડા]નાં બીજ લઈ ચાર તોલા ચોખાના ધોવરામણમાં ઘુંટી બે તોલા ઘી નાંખી પીએ તો સર્વ પ્રકારના જુના પ્રમેહોને દુર કરે છે ૨૧.

**હરિશંકર રસઃ**—નિશ્ચન્દ્ર અભ્રકભસ્મ, પારાની ભસ્મ અને મોરથુથુ બન્ને સરખે ભાગે લઇ આંબળાંના સ્વરસથી સાત દિવસ સુધી ભાવના દઇ પછી અકેક માસાની ગોળીયો બનાવવી એ હરિશંકર રસ છે. એનું સેવન કરવાથી સર્વ પ્રકારના પ્રમેહો શાંત થાય છે–૨૩

**કામિની મદધ્રુનકઃ**—શુદ્ધ પારો, શુદ્ધ ગન્ધક બંનેની કજ્જલી કરી સરખા ભાગે ધંતુરાનાં બી નાંખી ધંતુરાના બીજોના તેલમાં ઘુંટી તૈયાર કરવું. એમાંથી એક રતી સાકર સાથે ખાય તો સર્વ પ્રકારના પ્રમેહો દુર થાય છે. આ રસ મથુનમાં સ્ત્રીઓને દ્રાવણ કરનાર અને પુરુષોના વીર્યને દઢ કરનાર છે. ૨૪–૨૫

**બીજા પ્રયોગોઃ**—જે રોજ સવારે પુષ્કરમૂળનું ચુર્ણ યોગ્ય અનુપાનથી પીએ છે અને રાત્રે હીમજી હરડે ખાય

છે તેનો પ્રમેહ એવી રીતે મટે છે જેમ કે શીવજીનું નામ લેતાં પાપ ચાલ્યું જાય છે-૨૬

ધાણા, જીરૂ અને શાહજીરૂ, એકત્ર ખાંડીને ખાય તો પિત્તજપ્રમેહ મટે છે. ૪ તોલા તલ સવારે ખાય તો પ્રમેહ અને બહુમૂત્ર રોગ મટે છે-૨૭

મધુપ્રમેહ ઉપર બંગભસ્મનું સેવન કરવું અથવા બીજક.ષ્ઠ [બીયાં]નો કવાથ કરી તેમાં ગોળ નાંખી પીવો-૨૮

## પ્રમેહમાં વર્જ્ય પદાર્થો.

કાંજી, સુરા, છાસ દહીં, ઘી, ખાટા પદાર્થો, શેરડીનો રસ, દળેલું અનાજ, તડકો અને માંસ એ પ્રમેહમાં વર્જ્ય પદાર્થો છે. તે ખાવા નહિ.

---

# મેદરોગ

**મેદ રોગનું નિદાન**—મધુર અન્ન સેવન કરવું, દિવસે સુવું કફ કરનાર પદાર્થો ખાવા, કસરત ન કરવી, અને દહીં તથા સ્નેહ પદાર્થોના અધિક સેવનથી ઘણે ભાગે મેદની વૃદ્ધિ થાય છે. ૧

બધા પ્રાણિયોના ઉદરાસ્થિમાં મેદ રહે છે મેદ રહે છે એથી ઘણે ભાગે મેદસ્વી પુરુષનું પેટ વધે છે, એ મેદથી બધા માર્ગો રોકાઈ જવાને લીધે શરીરની બીજી ધાતુ પુષ્ટ થતી નથી અને મેદ વધે છે. જેથી મનુષ્ય સર્વ કામો કરવા માટે અશક્ત થઇ જાય છે. ૩

**મેદ વધે તેની ચિકિત્સા**:—કળથી, મગ, જવ, અને શાળના ચોખાનું સેવન કરવું, કસરત કરવી, ચિંતા કર્યા કરવી, મ્હેનત કરવી, મૈથુન, મધનું સેવન કરવું, જાગવું તથા બસ્તિકર્મ એ સર્વનું મેદસ્વી રોગીયોએ હંમેશાં સેવન કરવું જોઇએ (૪) વાવડીંગ, આંબળાં, સુંઠ, જવખાર, જવ,

લોહભસ્મ, અને જેઠીમધ એનું ચુર્ણ મધ સાથે ચાટવું તો મેદવૃદ્ધિ અને કૃમિરોગ મટે છે. (૫) ભાતના ઓસામણમાં દીવેલાના પાનનો ક્ષાર અને હીંગ મેળવી પીએ તો મેદોવૃદ્ધિ રોગ જલદી જ મટે છે. ૬ ઠંડુ પાણી અને મધ મેળવી સવારે પીએ તો સ્થૂળતા મટે છે. અથવા જવ અને ભાતનું ઓસામણ ઘી એ ગરમ પેવા મેળવી પીએ તો મેદ રોગ મટે છે. ૭

**બીજા પ્રયોગોઃ**—શ્રીવાસ (સુખડ), શિલાજીત, દેવદાર, રેણુંકબીજ, સ્પૃક્કા, નાગરમોથ, કુષ્ઠ (ઉપલેટ), અગર, નાગકેસર, તજ, તમાલપત્ર ચમેલીનાં ફુલ, અને લવીંગ એ સર્વને ધંતુરાના સ્વરસમાં ઘુંટી શરીર ઉપર જાડો લેપ કરે તો સ્થૂલતા આદિ રોગોનો અવશ્ય નાશ કરે છે. (૮) અરડુસાનો સ્વરસ અથવા બીલીના પાનનો સ્વરસ શંખનું ચૂર્ણ મેળવી લેપ કરવાથી શરીરની દુર્ગંધી મટે છે. (૯) અલંબુષાનું ચૂર્ણ કાંજીમાં મેળવી પીવાથી દુષ્ઠ મેદથી ઉત્પન્ન દુર્ગન્ધીનો નાશ કરે છે. (૧૧) હાથ અને પગમાં બહુજ પરસેવો આવતો હોય તો પંચતિકત (હરડે, બહેડાં, આંબળાં, ચિત્રકમૂળ અને નાગરમોથ) અને ગુગળ સરખે ભાગે લઇ ચૂર્ણ કરી તેનું સેવન કરવું એ પંચતિકત ગુગળ મેદવૃદ્ધિને જરૂર મટાડે છે. ૧૨

इति मेद रोग चिकित्सा ।

---

# ઉદરરોગ.

**નિદાન**—અગ્નિમંદ થતાં અજીર્ણ થઇ જાય છે અને અજીર્ણ થતાં શરીરમાં મળ એકઠો થઈ જાય છે. એ મળના સંચયથી કોપિત થયેલ દોષ જઠરાગ્નિને સર્વથા નષ્ટ કરીને ઉદર રોગોને ઉત્પન્ન કરે છે (૧) વાતોદર, પિત્તોદર, કફોદર, સન્નિપાતોદર, બદ્ધોદર, ક્ષતોદર, ઉદકોદર અને પ્લીહોદર એ

પ્રકારે આઠ પ્રકારના ઉદરરોગ થાય છે. આફરો ચઢવો, આળસ, અશક્તિ, અંગસાદ, મળનો રોધ, તૃષા, અને દાહ એ ઉદર રોગોનાં પૂર્વરૂપ છે. ૨

**વાતોદરાદિ લક્ષણઃ**—વાતોદરમાં પગ, હાથ, અને નાભિમાં શૂળ, અંગમર્દ, અરુચિ, અને જડતા એ લક્ષણો થાય છે. પિત્તોદરમાં દાહ, મદ, અતિસાર, ભ્રમ, જ્વર, તૃષા અને મ્હોંમાં કડવાપણું એ લક્ષણો થાય છે. કફોદરમાં ભારેપણું અંગસાદ, શ્વાસ, અરુચિ, પીનસ, ખાંસી અને શોફ એ લક્ષણો થાય છે. ૩

**દૂષ્યોદર લક્ષણઃ**—ખરાબ પાણી પીવાથી, દૂષી વિષ સેવનથી ઝાડા, અને પેસાબના વેગને રોકવાથી તથા વિષ સેવનથી દુષ્ટ થઇ દોષ સન્નિપાતોદર કરે છે. એને દુષ્યોદર કહે છે. ૪

**બદ્ધોદર અને ક્ષતોદરનાં લક્ષણઃ**—બદ્ધોદરમાં ગુદામાંથી કષ્ટ સાથે થોડો થોડો મળ નીકળે છે અને હૃદય તથા નાભિની વચ્ચેનો ઉદરનો ભાગ મોટો થાય છે તેને બદ્ધગુદોદર કહે છે. (૫) શલ્ય, બાણ કે સોઇ આદિ ભોજનની સાથે પેટમાં જતાં ચોંટવાથી પેટમાંનું આંતરડું ફાટી જાય છે. પછી એ ફાટેલા આંતરડાંમાંથી ગુદાદ્વારા પાતળો પાણી જેવો સ્રાવ થાય છે અને નાભીની નીચે ઉદરની વૃદ્ધિ થાય છે. તેને ક્ષતોદર કહે છે. ૬

**જલોદરનાં લક્ષણોઃ**—જેને ઉલ્ટી થઇ હોય જેણે જુલાબ લીધો હોય, અનુવાસન બસ્તિ લીધી હોય, અથવા અનુવાસન બસ્તી લીધી હોય અથવા જેણે સ્નેહપાન કર્યું હોય એવો માણસ જો અત્યંત શીતલ જળ પીએ તો તેનાં જલવાહી સ્રોત દૂષિત થઇ ઉદરમાં પાણીનો સંચય કરી દે છે. [૭] તેમાં ઉદર અત્યંત ઊંચું ચિકણું અને નાભિ ગોળાકાર થાય છે. પાણી પેટમાં ભર્યું હોય તેમ જેમ પાણીથી

ભરેલી પખાલમાં પાણી હાલે છે તે પ્રકારે પેટમાં હાલે છે, ગુડગુડ શબ્દ કરે અને કંપે એને જલોદર અર્થાત જલંધર કહે છે. ૮

**પ્લીહોદરનાં લક્ષણો**—વિદાહી અને અભિષ્યન્દી અન્નપાનોના સેવનથી મનુષ્યનાં રૂધિર અને કફ દૂષિત થઇ પ્લીહાની વૃદ્ધિ કરે છે. તેમાં વામ ભાગમાં ઉદરની વૃદ્ધિ થાય છે, એને પ્લીહોદર કહે છે. ૯

**ઉદર રોગોની ચિકિત્સા**—વાતપિત્તોદરમાં પહેલાં સ્નેહન, સ્વેદન, વિરેચન અને બસ્તિકર્મ એ પ્રયોગ કરવા અને અગ્નિદીપક, હલકું અન્ન, ઘઉં, શાલના ચોખા, અને સાઠી ચોખા આદિ ભોજન માટે આપવા ૧૦ દશમૂળના ક્વાથમાં એરન્ડીયું ( દીવેલ ) મેળવી પાય તો વાતોદર, સોજા, અને શૂલ એ મટે છે. અથવા ગોમૂત્ર સાથે ત્રિફળાનો રસ અથવા દશમૂળનો ક્વાથ આપવાથી વાતોદરનો નાશ થાય છે. ૧૧ ઉંટડીનું દૂધ અથવા બકરીનું દૂધ ઉદરરોગોમાં શ્રેષ્ઠ છે. પિત્તોદરમાં પંચમૂળના ક્વાથ સાથે સિદ્ધ કરેલું દૂધ આપવું ૧૨ દીવેલમાં જવખાર મેળવી પાય તો કફોદરનો નાશ થાય છે. સુંઠ, મરી, પીંપર એનું ચૂર્ણ નાંખી કળથીનું પાણી અથવા દૂધ જમવું હિતકારક છે. (૧૩) રોહીતક અને હરડે એનો ગોમૂત્રમાં કલ્ક બનાવી પીએ તો સર્વ પ્રકારના ઉદરરોગ, પ્રમેહ, અર્શ, અને કૃમિરોગ મટે છે. ૧૪ વિરેચન, આસ્થાપન, બસ્તિ અને સ્વેદન કર્મ એ સર્વ પ્રકારના ઉદરરોગોમાં હિતકારક છે. તથા માંસ શાક, તલ, તળેલું અન્ન, વિદાહી અન્ન, ભારે અન્ન (૧૫) કસરત, રસ્તે ચાલવું, દીવસે સુવું, અને પાણી પીવું એ ઉદરરોગોમાં વર્જ્ય કરવું જઠરરોગોમાં મળનો સંચય બહુજ થાય છે એથી એમાં વિશેષ કરી સંશોધન હિતકારક છે. ૧૬ દીવેલ, દુધ, પાણી અથવા ગોમૂત્રમાં મેળવી પીવે તો સર્વ પ્રકારના

ઉદરરોગ મટે છે. અને માલકાંગણીનુ તેલ પણ ઉદરરોગને મટાડનાર છે (૧૭) બોદારનું ચુર્ણ ગરમ પાણી સાથે સેવન કરે તો આઠ પ્રકારના ઉદરરોગ જલ્દી મટે છે. ૧૮

## છાસનો પ્રયોગ.

વાતોદરમાં સીંધાલુણ પીંપર, અને મરી નાંખી છાસ પીવી પિત્તોદરમાં સાકર મેળવી છાસ પીવી અને કફોદરમાં ત્રિકટુ, જીરૂ, અજમો, ચિત્રકમૂળ, પલાંશી મેળવી છાસ પીવી સંન્નિપાતોદરમાં જવખાર, ત્રિકટુ, અને સિંધાલુણ મેળવી છાસ પાવી અને બદ્ધોદરમાં અજમો, સીંધાલુણ, જીરૂ, ચિત્રકમૂળ અને પલાંશી મેળવી છાસ આપવી ૧૯ ક્ષતોદરમાં રોગીએ મધ અને પીંપર મેળવી તથા જલોદર રોગીએ જવખાર, ત્રિકટુ અને સીંધાલુણ મેળવી છાસ પીવી. ૨૦

## પ્લીહોદર ( બરોળ ) ની ચિકિત્સા.

સીંધાલુણને થોરના દુધમાં ઘુંટી આકડાનાં પાન ઉપર લેપ કરી તે પાનને વાસણમાં મૂકી તળે અગ્નિ સળગાવી બાળવાં. પછી એ રાખને મસ્તુમાં મેળવી પીએ તો ભયંકર પ્લીહારોગ મટે છે. ૨૧ શીમળાનાં કુલોને રાત્રે પલાળી સવારે કટુનું ચુર્ણ મેળવી પીએ તો તત્કાળ પ્લીહાનો વિનાશ થાય છે. અવકના કવાથમાં ચિત્રકનું ચુર્ણ મેળવી પ્રાતઃકાલે પીએ તો બધા ઉદરરોગ જરૂર મટે છે. ૨૩. થોર અને આકડાના દુધમાં પંચ લવણને સાત ભાવના આપવી પછી થોરના ભુંગળામાં તે બધું ભરી બે પહોર સુધી પુટપાકના રીતે પકવવુ. પછી કાઢી ઠંડું થયે ચૂર્ણ કરી તેમાંથી ૨ તોલા દરરોજ સેવન કરે તો આઠ પ્રકારના ઉદરરોગ, પાંચ પ્રકારના ગુલ્મ, શૂળ, વિશૂચિકા, શોફ અને પ્રતુની વાત મટે છે. ૨૪-૨૫ જવખાર અને ખાખરાનો ક્ષાર પ્લીહાનો નાશ કરે છે. કુંવાર પાઠાના રસમાં હળદરનું ચૂર્ણ મેળવી પીએ તો બરોળ અને અપચીનો નાશ થાય

છે. ૨૬ ગોમૂત્રમાં શરપુંખાનો કલ્ક બનાવી સેવન કરે તો પ્લીહા દૂર થાય છે. અથવા પાકેલી કેરીના રસમાં મધ મેળવી પીએ તો પ્લીહા મટે છે. ૨૭

**બિન્દુ ઘૃત**—આકડાનું દુધ ૮ રૂપીયાભાર, થોરનું દુધ ૨૪ તોલા, નસોતર, હરડે, કંપીલો, દંતીમૂળ, ગરણી, ચિત્રકમૂળ, કાળુ નસોતર, શંખાવટી અને ગળી દરેક ચાર ચાર તોલા (૨૮) એ બધાં ઔષધોથી ચાર ગણું પાણી નાંખી કલ્ક બનાવવો. પછી એ કલ્કમાં ૧ શેર ઘી નાંખી મન્દાગ્નિ ઉપર પકાવવું જયારે ઘી સિદ્ધ થઇ જાય ત્યારે અત્યંત દૂષિત કોઠામાં, સોજાવાળા ઉદરરોગમાં, ભગન્દર અને દુષ્ટ ગુલ્મ આ રોગો ઉપર પ્રયોગ કરવો એક ટીપુંજ માત્ર આપવું. આ ઘીનાં જેટલાં ટીપાં પીએ એટલા દસ્ત થાય છે. આ બિન્દુ નામનું ઘૃત છે. યકૃતરોગમાં પ્લીહા મટાડવાની જે ક્રિયા છે તેવીજ ક્રિયા કરવી. ૨૯–૩૧

**બીજા ગ્રંથનો પાઠ**—સાટોડી, લીમડો, પરવળ, સુંઠ, કડુ, ગળો, દારૂ હળદર અને હરડે એ સર્વનો કવાથ સર્વાંગ સોજા, ઉદરરોગ, ઉદરસ, શૂળ, શ્વાસ અને પાન્ડુરોગને મટાડે છે. ૩૨ દેવદાર ખાખરો, આકડાનું મૂળ, ગજપીપર, સરગવો અને આસંન એ સર્વને ગોમૂત્રમાં ઘસી લેપ કરવાથી ઉદરરોગ મટે છે. ૩૩

**ઉદરારિ રસ**—પારદ, તામ્રભસ્મ, લોહભસ્મ, ગંધક, મનશીલ, હળદર, નેપાળો, શિલાજીત, અને ટંકણખાર એ સર્વ ઔષધો સરખે ભાગે લઈ નગોડનો રસ ત્રિકટુનો કવાથ, ભાંગરાનો રસ, ચિત્રકનો કવાથ, આકડાના મૂળનો કવાથ અને લીમડાનો ઉકાળો એની એક એક ભાવના આપી રોગીને શકિત અનુસાર ગોળી બનાવી આપવી. આ ઉદરારિરસ ઉદરરોગોને એવી રીતે નષ્ટ કરે છે કે જેમ વજ્ર પર્વતોની પાંખોને નષ્ટ કરે છે.

**સાધ્યા સાધ્ય વિચારઃ**—બદ્ધ ગુદોદર પંદર દિવસ પછી, સર્વ પ્રકારનાં જલોદર અને જન્મથી થયેલ ઉદરરોગ એ સર્વ અસાધ્ય હોય છે. ૩૪

---

# ઈત્યુદર નિદાન ચિકિત્સા.

## સોજાનું નિદાન અને ભેદ.

ખારા, ખાટા, તીક્ષ્ણ, ગરમ, વિરૂદ્ધ, દુષ્ટ અને ઝેરી વસ્તુ મેળવેલા પદાર્થોનું સેવન કરવાથી વાયુ કોપીત થઇ દોષિત થયેલ કફ, પિત્ત, અને રકત એને બહાર શિરાઓમાં લાવી (૧) ઉપર જતી ત્વચા અને માંસનો આશ્રય લઇ ઊંચો અને કઠણ સોજો ઉત્પન્ન કરે છે. વાત, પિત્ત, કફ એનાથી જુદા જુદા પ્રકારનો બબે દોષોના યોગથી ત્રણ પ્રકારનો અને સંન્નિપાત, આઘાત, તથા વિષ એ ત્રણેથી એક એક પ્રકારનો, થાય છે એ પ્રકારે સોજાના નવ ભેદ છે. ૨

**સોજાનું પૂર્વરૂપ અને જુદાં જુદાં લક્ષણોઃ**—ભારેપણું, અંગગ્લાનિ, નસો ઉપર તરી આવવી, અને સંતાપ એ લક્ષણો સોજા ઉત્પન્ન થતા પહેલાંજ થાય છે. વાતજ શોફમાં ત્વચાનું પાતળાપણું, પ્રસુપ્તિ ( અંગ સુન્ન થઇ જવું ) રોમાંચ અને વેદના એ લક્ષણો થાય છે. પિત્તજ શોફમાં અત્યંત દાહ અને પાક થાય છે ૩ કફજ સોજા સ્થિર અને પાંડુવર્ણના થાય છે તથા તેના યોગથી અરોચક રોગ થઈ જાય છે. બે દોષોથી ઉત્પન્ન થયેલા સોજામાં બબે દોષોનાં લક્ષણો થાય છે અને સંન્નિપાતજ સોજામાં ત્રણે દોષોનાં લક્ષણો થાય છે. શસ્ત્ર આદિના છેદન અને ભેદનથી તથા ઘાથી જે સોજા ઉત્પન્ન થાય છે. તેને અભિઘાતજ કહે છે. વિષ વાળા જીવોના શરીર ઉપર ફરવાથી અને જે જીવો ઝેરી નથી તેની પણ દાઢ આદિ લાગવાથી તથા

ભીલામાંથી જે સોજો ઉત્પન્ન થાય છે તેને વિષજ સોજો કહે છે. ૪

**સોજાની ચિકિત્સાઃ**—બાદીના સોજામાં પંદર દિવસ સુધી નસેતરનો કવાથ પીવો અથવા દીવેલ પીવું અથવા શેક કરી પરસેવો કઢાવવો તથા અભ્યંગ કરવો (૫) પિત્તના સોજામાં નસોતર, ગળો અને ત્રિફળાનો ઉકાળો પીવો. કફના સોજામાં ત્રિફળાનું ચૂર્ણ ગૌમૂત્ર સાથે પીવું (૬) દ્વંદ્વજ સોજામાં બે દોષો અનુસાર ચિકિત્સા કરવી. સન્નિપાતજ સોજામાં ત્રણે દોષોની ચિકિત્સા કરવી. તથા સરગવાની છાલ, પીંપર, મીણ, ખલી અને અળશી એનો લેપ કરવાથી સોજો મટે છે. (૭) ગજપીંપર, હળદર, કાળીપાટ, ભોંયરીંગણી, સાટોડી, નાગરમોથ, ત્રિકટુ, જીરૂ, ચિત્રકમૂળ અને કડુ એનું ચૂર્ણ ત્રિદોષના સોજાનો નાશ કરે છે. (૮) અભિઘાતજ અને વિષજ સોજામાં ઠંડા પાણીનો દરેરો કરવો અથવા ઠંડો લેપ કરવો ઉત્તમ છે. તલ અને માટી એને વાટી લેપ કરવાથી ભીલામાનો સોજો મટે છે. (૯) જેઠીમધ, દુધ, તેલ અને માખણ એનો લેપ કરવાથી ભીલામાનો સોજો મટે છે. તથા ડાંગરના પાંદડાંનો લેપ કરવાથી ભીલામાંનો સોજો મટે છે. (૧૦) હરડે, ગળો, ચિત્રકમૂળ, સાટોડી, દારૂહળદર, હળદર, દેવદાર અને સુંઠ એ સર્વનો કવાથ પીવાથી હાથ, પગ, પેટ અને મ્હોં ઉપર આવેલા સોજા તથા આખા શરીરના સોજા મટે છે (૧૧) હળદર, દારૂહળદર, રતાંજળી, સુખડ, લોધર, સાટોડી, વાળો, રસવંતી, મોરવેલ, હીમજી હરડે, ગેરૂ, અને પદ્મક, એ સર્વનો લેપ ત્રિદોષજનક સોજામાં હિતકારક છે. (૧૨) લીમડો, સાટોડી અને આકડાનાં પાન એનો કવાથ કરી એનાથી શેક કરે તો સર્વ પ્રકારના સોજા મટે છે, શરીરપર રહેવાતા રહેવાતો ગરમ મૂત્રનો શેક કરવો અથવા મુળાનાં પાનના રસનો શેક કરવો. (૧૩) સાટોડી, સરસવ, દેવદાર, સુંઠ, અને સરગવાની છાલ

એને કાંજીમાં ઘસી લેપ કરે તો સર્વ પ્રકારના સોજા મટે છે. અથવા બ્હેડાની ગોટલીનો લેપ પણ હિતકારક છે. (૧૪) સોજાવાળા દરદીએ ગૌમૂત્રની ભાવના દીધેલ મંડુર મધ સાથે ચાટવી સોજાવાળા દરદીને જુના જવ અને ચોખાનું ભોજન પથ્ય છે (૧૫) દળેલા પદાર્થ, મીઠું, મધ દિવસે સુવું જંગલી પશુઓ સિવાય અન્ય પશુઓનું માંસ, દુધ દહીં. ગોળ, તેલ અને ભારે પદાર્થ એ સોજાવાળાને વર્જિત છે. (૧૬) ગોળ અને આદુ, ગોળ અને નસોતર, ગોળ અને હરડે, અને ગોળ અને સુંઠ એમાંથી કોઇ યોગને પ્રતિદિન એક એક તોલો વધતા ક્રમે બાર તોલા સુધી સેવન કરવું (૧૫) ૧૫ દિવસ અથવા એક માસ સુધી આ પ્રકારે સેવન કરવાથી દારૂણ સોજા, જીર્ણજ્વર, અર્શ, સંગ્રહણી, શ્વાસ અને અરોચક અને સળેખમ એ રોગો મટે છે. ૧૮,

इति शोक चिकित्सा।

---

# अथ वृद्धि रोग.

---

નિદાન—અધોગત વાયુ કોપિત થઇ સોજા અને શૂળ કરતો અન્ડ સંધિમાર્ગ દ્વારા અંન્ડ કોષોમાં પ્રાપ્ત થઇ અંડોની ધમનીને પીડા કરે છે તેને અન્ડોની વૃદ્ધિ કહે છે. બોજો ઉઠાવવો, રસ્તે ચાલવું, હાથ પગથી વિરૂદ્ધ આચરણ કરવું અને વાયડાં અન્ન પાનનું સેવન કરવું એ કારણોથી જ્યારે વાયુ કોપિત થાય છે ત્યારે તે આંતરડાંને બે ગુણી કરી પોતાના સ્થાનથી નીચે લઇ જાય છે અને વંક્ષણમાં સ્થિત આંતરડાંને ગાંઠની સમાન કરી દે છે. એ ગાંઠને દબાવવાથી વાયુ શબ્દ કરે છે અને તે છોડી અંડો (ગોળી) ને વધારે છે તેને આંત્રવૃદ્ધિ કહે છે. ૧ થી ૫.

**અન્ડ વૃદ્ધિની ચિકિત્સા:**—અન્ડવૃદ્ધિમાં ૧ માસ સુધી એરંડીયું ( દીવેલ ) દુધમાં મેળવી પાવું અને મન્ડાદિ ક્રમથી અગ્નિને પ્રદિપ્ત કરી બસ્તિકર્મ કરવું. ૬ ગોમૂત્રમાં ગુગળ અને દીવેલ મેળવી પીવે તો બહુજ દિવસની શૂળવાળી અન્ડવૃદ્ધિ જલ્દી નાશ પામે છે. ૭ સુખડ, કમળ, વાળો, પદ્મક, અને જેઠીમધ, એને દુધમાં ઘુંટી લેપ કરવો તો દાહ, સોજા, અને વેદના એ દૂર થાય છે. ૮ પંચવલ્કલ ( વડ. પીંપર, ઉમરડો, નેતર અને પારસ પીંપળાની છાલ ) નું ચુર્ણ કરી ઘીમાં મેળવી લેપ કરવો હિતકારક છે. અને એ પાંચે છાલનો શીત કષાય ( હીમ ) બનાવી તેનું પરિષેચન કરવું (૯) સાટોડી, દીવેલીયો, ( એરંડીનાં બી ) તલ અને જવનું ચુર્ણ એ સર્વને કાંજીમાં ઘસી ગરમ કરીને લેપ કરવાથી અન્ડવૃદ્ધિ મટી જાય છે. એવીજ રીતે વજ અને સરસવનો લેપ પણ હિતકારક છે. ૧૦ રાસ્ના, ગળો. એરંડાનુંમૂળ, બલા, જેઠીમધ અને ગોખરૂ એનો કવાથ કરી દીવેલ મેળવી પીવાથી અંત્રવૃદ્ધિ મટે છે. ૧૧ પાન, અભ્યંગ, અને બસ્તિકર્મમાં નારાયણ તેલનો પ્રયોગ કરવો અને આદુ તથા કાયફળ એ પણ અંત્રવૃદ્ધિને મટાડે છે. ૧૨

**વર્ધ્મ રોગ**—ભારે અન્નના સેવનથી દોષો કોપાયમાન થઈ વંક્ષણના સાંધામાં જઇ ગાંઠની માફક સોજો ઉત્પન્ન કરે છે એને વર્ધ્મ કહે છે. ૧૩

**વર્ધ્મની ચિકિત્સા**—હરડે, અને પીંપરના કલ્કને દીવેલમાં મેળવી સીંધાલુણ મેળવી ખાય તો વર્ધ્મ રોગ મટે છે. ૧૪ ગોમૂત્ર અથવા ઘેટીના દુધમ દેવદારને ઘસી ગરમ કરી લેપ કરે તો વર્ધ્મ રોગ અને શૂળ મટે છે. ૧૫

इति वैद्य विनोदेऽष्टमोल्लासः ॥ ८ ॥

# અથ ગલગન્ડ-ગન્ડમાલા નિદાન

**નિદાન**—ગળામાં દુષિત થયેલ, કફ, વાયુ અને રકત એ મેદનો આશ્રય કરીને ગ્રંથીની માફક સોજો ઉત્પન્ન કરે છે. તે મોટો અથવા નાનો અન્ડ સમાન લાંબો ગળામાં થાય છે તેને ગલગન્ડ કહે છે. તેની વૃદ્ધિ અને પાક બહુ દિવસે થાય છે અને તેમાં કઠોરતા પણ હોય છે. ૧-૨

**ગલગન્ડની ચિકિત્સા**—મૂળાના બી, સણનાં બી, અળસી, જવ, સરસવ, અને સરગવાનાં બી એ સર્વને ખાટી છાસમાં ઘસી લેપ કરવો તો એથી ગલગન્ડ અને ગ્રન્થિગન્ડ એનો નાશ થાય છે. અથવા વરણાના મૂળનો કવાથ મધ મેળવી પીવાથી ગલગન્ડનો નાશ છે. ૩-૪. ચોખાના પાણીમાં કાંચનારની છાલ ઘસી સાટોડીનું ચુર્ણ મેળવી પીવે તો ગન્ડમાલા અને ગલગન્ડ મટે છે. ૫ અથવા ચોખાના ધોવરામણમાં ગરમાળાના મૂળને ઘસી ગલગન્ડ અને ગન્ડમાલા પર લેપ કરવાથી આરામ થાય છે. ૬ જટામાંસી, વજ, ચિત્રકમૂળ, ત્રિફળા, ગળો, પીંપર અને દેવદાર એ ઔષધોનો કલ્ક બનાવી ભાંગરાના રસમાં તેલ સિદ્ધ કરવું પછી એ તેલમાં મધ મેળવી લેપ કરવો અથવા નસ્ય આપવું તો ગલગન્ડ મટે છે. ૭

**ગન્ડમાલા અને અપચીનાં લક્ષણ**—મન્યા, ગળુ, કુખ, ખભા, અને વંક્ષણમાં મેદ અને કફથી બોર, આંબળાં અને મોટા બોર જેવી ઘણી ગાંઠો ઉત્પન્ન થાય છે. એ ધીરે ધીરે પાકે છે. તેને ગન્ડમાલા કહે છે, તેમાંથી કેટલીય પાકીને સ્ત્રવવા લાગે છે. કેટલીય બેસી જાય છે. અને કેટલીય નવી ઉત્પન્ન થાય છે. આ ગન્ડોની એવી સ્થિતિ બહુ દિવસ સુધી રહે છે. એને અપચી કહે છે. ૮-૯ ૧૦

**ગન્ડમાલા અને અપચીની ચિકિત્સા**—સરસવ, લીમડાનાં પાન અને ભીલામાં એને બાળી તેની રાખ બક-

રાના મૂત્રમાં વાટી લેપ કરવાથી અપચીનો નાશ થાય છે. ૧૧ અપચી, ગન્ડમાલા, કમળો અને ગલગન્ડ એ અલંબુષા રોગોમાં અલંબુષાના પાનનો રસ બબે તોલા પીવો. ૧૨ સુખટ વજ, હરડે, પીંપળાની લાખ અને કડુ એના કવાથની સાથે સિદ્ધ કરેલ તેલ પીવું તો અપચી સમૂળગી નષ્ટ થઇ જાય છે. ૧૩ વરણાના મૂળનો કવાથ મદ અને ઘી મેળવી પાય તો બહુજ દિવસની ગન્ડમાલા અને અપચીનો જલ્દી નાશ થાય છે. ૧૪ કાંચનારની છાલ ચોખાના ધોવણમાં ઘસી બે કે ચાર તોલા પીવે તો ગન્ડમાલા મટે છે. ૧૫ આકડાનું દુધ જપા ( લાલ કે કાળી જાસુદના ફુલ ) પુષ્પ, તેલ અને ક્ષારોદક સર્વ સરખે ભાગે લઇ સાત દિવસ સુધી ગન્ડમાલા પર લેપ કરવો તો ગન્ડમાલા મટે છે. ૧૬ છછુંદરના તેલનો લેપ કરવાથી ગન્ડમાલા મટે છે. ૧૭

इति गन्डमाला निदान चिकित्सा

---

# ગ્રન્થ્યર્બુદ નિદાન

વાતાદિ દોષ કોપિત થઇ મેદ, રકત, માંસ અને શિરાઓને દુષિત કરી ઉંચી તથા ગોલાકાર, ગાંઠરૂપ સોજાને ઉત્પન્ન કરે છે એ સોજો ધીરે ધીરે પાકે છે. એને ગ્રન્થી કહે છે. ૧ શરીરના કોઇપણ પ્રદેશમાં કોપિત થયેલ વાતાદિ દોષ માંસ અને રકતને દૂષિત કરી ગોલાકાર, ઘણી જડવાળી, મન્દ વેદનાવાળી કઠીન ગાંઠ સમાન અને બહુત ઉંડેલી માંસની ઉંચાઇને ઉત્પન્ન કરે છે, તેને અર્બુદ કહે છે. ઠોંસા કે લાકડી આદિના પ્રહારથી દોષિત થયેલ માંસ વેદના રહિત સોજાને જલ્દી ઉત્પન્ન કરે છે તેને માંસાર્બુદ કહે છે. અર્બુદમાં કફ અને મેદની અધિકતા હોય છે. એથી એ પાકતું નથી ૨-૪

**ગ્રન્થિ અને અર્બુદની ચિકિત્સા**—મૂળાનો ખાર, સાજીખાર અને શંખનું ચુર્ણ, એનો લેપ કરવાથી ગાંઠ અને

અર્બુદ રોગ મટે છે. ૫ દંતીમૂળ, ચિત્રકમૂળ, ભિલામાં, આકડાનું દુધ, થોરનું દુધ, ગોળ અને હીરાકસી એ સર્વે સરખે ભાગે લઈ લેપ કરે તો અત્યંત વધેલી ગાંઠ પણ પાકી ફુટી જાય છે. ૬ વિદ્રધિ સમાન પ્રચ્છન લગાવી અર્બુદની ચિકિત્સા કરવી અથવા ક્ષાર અને અગ્નિથી દગ્ધ કરી અથવા અનેક પ્રકારોના સ્વેદોથી અર્બુદનું દમન કરવું. ૭ નાડીને સ્વેદ કરી સીંગીથી લોહી કાઢવું. રાળ, પ્રિયંગુ, ગુગળ અને જેઠીમધને બારીક પીસી લેપ કરવાથી સર્વ પ્રકારના અર્બુદોને નાશ થાય છે. હળદર, લોહભસ્મ, પતંગ, ઘરનો ધુમાડો, અને મનસીલ એનું ચુર્ણ કરી મદમાં મેળવી જાડો લેપ કરવાથી મેદ અને અર્બુદ એ બંન્નેનો નાશ થાય છે. થોર અને ગન્ડેરીકાનો શેક કરવાથી અર્બુદ મટે છે ૮-૧૦ એવી રીતે મીઠાનો અથવા શીશાનો શેક અર્બુદને મટાડે છે, હળદર, મૂળાનો ખાર, અને શંખનું ચુર્ણ એનો સાત દિવસ સુધી લેપ કરવાથી સિધ્મ અને અર્બુદનો નાશ થાય છે. ૧૧ શરીરના કોઈ મર્મ સ્થાન પર ઉત્પન્ન થયેલ અર્બુદની શાંતિને માટે પોઈને કાંજી અને છાસમાં પીસી તેમાં મીઠું મેળવી દિવસે અને રાત્રે બંન્ને વખત લેપ કરીને પટ્ટી બાંધી દેવી. ૧૨ સરગવાનાં બી, સરસવ, તુલસીનાં બી, જવ, અને કનેરને છાસમાં ઘસી લેપ કરે તો અર્બુદરોગ દુર થાય છે. ૧૩

इति ग्रन्थ्यर्बुद निदान चिकित्सा

---

# શ્લીપદનું નિદાન—હાથીગુ

પગમાં મેદ અને માંસના આશ્રયથી જે સોજો ઉત્પન્ન થાય છે તેને શ્લીપદ કહે છે જે દેશોમાં વરસાદનું પાણી બહુ દિવસ સુધી ભર્યું રહે છે અને જયાં બધી રૂતુઓમાં ઠંડી રહે છે ત્યાં શ્લીપદ રોગ ઘણું કરીને થાય છે. શ્લીપદમાં કફ વધુ હોવાથી ભારેપણું અને મોટાપણું એ લક્ષણો થાય છે. ૧–૨

**શ્લીપદની ચિકિત્સા**—સ્વેદન, અભ્યંગ, લંઘન વિરેચન, રક્તવિમોક્ષણ, (લોહી કઢાવવું) અને ગરમ તથા શ્લીપદની ઉષ્ણતાને હરનાર લેપ એ ઉપાયોથી પ્રારંભમાં શ્લીપદની ચિકિત્સા કરવી ૩ એક મહીના સુધી દીવેલ ગોમૂત્રમાં મેળવી પીવું અથવા ગુલ્ફોની ઉપર ચાર આંગળ લાંબી નસને ખોલવી ૪ અથવા કાસમર્દ (કાસમર્દ) ની જટાના કલ્કને ગાયના ઘીમાં મેળવી પીવાથી શ્લીપદ રોગ જલ્દી મટી જાય છે. ૫ હીમજી હરડે અથવા ગળોનો ગોમૂત્રમાં કલ્ક બનાવી પીવો. ૬ સુંઠ, સરસવ, દેવદાર અને સરગવાની છાલને ગૌમૂત્રમાં વાટી લેપ કરવો અથવા સુંઠ, સરસવ અને સાટોડી અને ગોમૂત્રમાં વાટી લેપ કરવાથી શ્લીપદ જલ્દી મટે છે. ૭ શ્લીપદ રોગની શાંતિ માટે સરસીયું તેલ પીવું અથવા સાત નાગરવેલનાં પાનનો કલ્ક બનાવી ગરમ પાણી સાથે પીવો. ૮ હળદર અને ગોળ મેળવી ગોમૂત્ર સાથે પીવે તો એક વર્ષ સુધીનો જુનો શ્લીપદનો રોગ તથા વિશેષે કરીને દાદર અને કોઢનો નાશ થાય છે. ૯ અથવા વરધારાનું ચુર્ણ કાંજી વિગેરેની સાથે પાવું. જવ, સરસીયું તેલ, અને કાચબાનું માંસ એનું સેવન કરવાથી શ્લીપદ રોગ મટે છે. ૧૦ જો આ ઉપાયોથી શ્લીપદની શાંતિ ન થાય તો અગ્નિથી ડામ દેવો. ૧૧

**इति श्लीपद निदान चिकित्सा**

# અથ વિદ્રધિનું નિદાન

હાડકાંમાં રહેનારા અને અત્યંત દુષિત થયેલા વાતાદિદોષ ત્વચા રકત, મેદ અને માંસને દુષિત કરી ઘોર, અતિ વેદનાવાળા, ગોળ, અથવા લાંબો સોજો ઉત્પન્ન કરે છે. એને વિદ્રધિ કહે છે. તે વિદ્રધિ પિત્તજ, કફજ, સન્નિપાતજ, ક્ષતજ અને રકતજ એ પ્રકારે છ પ્રકારની થાય છે. ૧

**વાતાદિ વિદ્રધિનાં લક્ષણો**—વાતજ વિદ્રધિનો વર્ણ કાળો અથવા લાલ હોય છે તેમાં અત્યંત વેદના થાય છે. અને ઉંચાપણું હોય છે, પિત્તજ વિદ્રધિ શ્યામવર્ણ અને દાહ તથા જ્વર યુક્ત હોય છે. કફજ વિદ્રધિ માટીના સકોરા સમાન, અને સ્નિગ્ધ હોય છે. સન્નિપાતજ વિદ્રધિની ઘંટ સમાન આકૃતિ હોય છે. અને તેનો પાક વિષમ હોય છે. પત્થર આદિ વાગવાથી અથવા અન્ય કોઇ પણ પ્રકારના ઘાથી જે વિદ્રધિ ઉત્પન્ન થાય છે તેમાં જ્વર, તૃષા અને દાહ એ લક્ષણો થાય છે. રકતજ વિદ્રધિમાં વેદના, દાહ, અને જ્વર એ લક્ષણો થાય છે. ૨-૩-૪

**અન્થાન્તરાત**—કોપિત થયેલા વાતાદિ દોષ એક એક અથવા સર્વ મળીને ગુદા, બસ્તિ, મુખ, નાભિ, કુખ, વંક્ષણ, બગલ, પ્લીહા યકૃત, હૃદય, અને કલોમ (તૃષાનું સ્થાન) એ સ્થાનોમાં ગુલ્મની માફક લક્ષણો વાળી, સર્પની ફીણની માફક ઊંચી વધેલી વિદ્રધિને ઉત્પન્ન કરે છે. એ અંદરની વિદ્રધિયોનાં લક્ષણો બહારની વિદ્રધિયો માફક જાણવાં. નાભિ ઉપર થનારી વિદ્રધિ પાકતાં ઉર્ધ્વમાર્ગ અર્થાત મુખદ્વારા સ્રવે છે અને નાભિની નીચે થનારી વિદ્રધિ પાકતાં અધોમાર્ગ અર્થાત ગુદદ્વારા સ્રવે છે. (નાભિમાં થનારી વિદ્રધિ પાકતાં મુખ અને ગુદા બંન્ને માર્ગોદ્વારા સ્રવે છે.) જો અધોમાર્ગદ્વારા સ્રાવ થાય છે તો રોગી બચી જાય છે. ઉર્ધ્વ માર્ગદ્વારા સ્રાવ થાય છે તો રોગી મરી જાય છે. ૫-૮

હૃદય, નાભિ, અને બસ્તિ એ સ્થાનો છોડી બીજા સ્થાન ઉપર થયેલ વિદ્રધિ જો પાકી બહાર ફુટી જાય તો કદાચિત રોગી બચી જાય છે. પરંતુ હૃદય, નાભિ, અને મૂત્રાશય તેમાં ઉત્પન્ન થયેલ વિદ્રધિ બહાર ફુટી જાય તો મનુષ્ય કદી પણ બચી શકતો નથી કેમકે હૃદયાદિ સ્થાન મર્મ સ્થળ છે. ૯

**વિદ્રધિન ચિકિત્સા**—સર્વ પ્રકારની વિદ્રધિયોમાં જળો મૂકાવી લોહી કઢાવવું શ્રેષ્ઠ છે. મૃદુ વિરેચન અને લઘુ અન્નની સર્વ વિદ્રધિયોમાં યોજના કરવી, તથા પિત્તજ વિદ્રધિઓને છોડી બાકીની વિદ્રધીયોમાં સ્વેદન ઉત્તમ છે. ૧૦ જો વિદ્રધિ પાકી ન હોય તો તેમાં જે ઔષધી વ્રણના સોજામાં કહી છે તેનો પ્રયોગ કરવો. જવ, સરગવાનું મૂળ, ઘઉં, વિદ્રધિ અને મગ એને બારીક પીસી ઘી મેળવી સ્વેદ, ઉપનાહ અને લેપમાં પ્રયોગ કરવાથી વિદ્રધિ ક્ષણ માત્રમાં લુપ્ત થઈ જાય છે. ૧૧

**પુનર્નવાદિ ક્વાથ**—સાટોડી, સુંઠ, દેવદાર, હરડે, અને દશમૂળ એનો ક્વાથ કરી ગુગળ અને એરન્ડીયું નાંખી પીવે તો વાતજ વિદ્રધિ મટે છે. ૧૨

**પિત્તજ વિદ્રધિ પર પ્રયોગ**—પિત્તજ વિદ્રધિ ઉપર જેઠીમધ, વાળો, અને ચંદન એને દુધમાં વાટી લેપ કરવો અથવા સો વાર ધોયેલા ઘીનો લેપ કરવો. ૧૩ અથવા ત્રિફલાનો ક્વાથ ૧ તોલે, નસોતરનો કલ્ક નાંખી પીવે અથવા ગાયનું છાણ, મૂત્ર, ગોમૂત્ર, રેતી અને લોઢું એનાથી સ્વેદન કરવું. ૧૪

**કફ વિદ્રધિ પર**—કફજ વિદ્રધિ ઉપર દશ મૂળનો ક્વાથ ઉત્તમ છે.

**અંતર વિદ્રધિની ચિકિત્સા**—હીંગ, સીંધાલુણ, હીરાકસી અને શીલાજીત એનું ચુર્ણ મેળવી વરણાની છાલનો

ઉકાળો પીવો તો અંતર વિદ્રધિ મટે છે. હરડે સીંધાલુણ, ધાવડીનાં ફુલ, એનું ચુર્ણ કરી ઘી અન મધ સાથે ખાય તો બહુજ સોજાવાળા અંત વિદ્રધિનો નાશ થાય છે. અથવા સરગવાનું મૂળ મધમાં મેળવી ખાવું. ૧૫-૧૬. રકતજ વિદ્રધિ અને આગન્તુજ વિદ્રધમાં કુશળ વધે પિત્તજ વિદ્રધિ સમાન બધા ઉપચાર કરવા. ૧૭ દંતીમૂળ ચિત્રક ગેદન્ત, કરંજની છાલ, અને કનેર અને કાંજીમાં વાટી શોફવાળા પાકેલી વિદ્રધિ ઉપર લેપ કરવો ૧૮ ... ળ ત્રિફળા, કુલથી, નસોતર જવ, ભોજપત્ર અને સરગવાની છાલ એની સાથે તલનું તેલ સિદ્ધ કરી પ્રયોગ કરવો તો વિદ્રધિ અને ગુલ્મના શૂળમાં હિતકારક છે. ૧૯

इति विद्रधि निदान चिकित्सा

---

# વ્રણના ભેદ અને લક્ષણ

વ્રણ બે પ્રકારનાં થાય છે. શારીર અને આગન્તુજ એમાંથી જે વાતાદિ દોષો દ્વારા ઉત્પન્ન થાય છે તે શારીર અને જે શસ્ત્ર આદિ વાગવાથી થાય છે તે આગન્તુક, વણ કહેવાય છે. ૧ વાતજ વ્રણમાં તોડ, શૂળ, શ્યામવણ અને કુટવા જેવી પીડા થાય છે. પિત્તજ વ્રણમાં તૃષા, મોહ, દાહ અને જવર એ લક્ષણો થાય છે કફજ વ્રણ સ્નિગ્ધ અને પાન્ડુવર્ણ હોય છે. રકતજ વ્રણમાં રકતસ્ત્રાવ અને અત્યન્ત દાહ થાય છે. ૨ દુષ્ટ વ્રણમાં રકત અને દુર્ગન્ધી યુકત પરૂ વહે છે. ઘા સડે છે. અને દુર્ગંન્ધી બહુ આવે છે. શુદ્ધ વ્રણમાં અશુદ્ધ વ્રણનાં વિપરીત લક્ષણો થાય છે. અને એથી તેમાં સ્ત્રાવ નથી થતો. ૩

**વ્રણમાં ચિકિત્સા** વ્રણ પાટો બાંધવાથી મૃદુ થઈ જાય છે. શુદ્ધ થાય છે અને પુરે છે માટે બુદ્ધિમાન વૈદ્યે

વ્રણ ઉપર યત્નથી પાટો બાંધવો ઉચિત છે. ૪ પ્રથમ વિમ્લાપન કરવું, બીજીવાર અપસેચન કરવું, ત્રીજીવાર ઉપનાહ, ચોથું પાટો બાંધવો, પાંચમું શોધન અને છઠું રોપણ એ ૭ ક્રિયા ક્રમથી કરવી. વાતજન્ય વ્રણમાં શાખોટ (શાખોટક) ની છાલનો લેપ કરવો. પિત્તજન્ય વ્રણમાં ધરો, કમળ, જેઠીમધ, અને સુખટનો લેપ કરવો હિતકારક છે કફજન્ય વ્રણમાં દેવદાર, આસન્ધ, રાળ, મરડાશીંગી અને આસનનો લેપ કરવો. ૫-૬ ૭ ઉંમરડો, પીંપરો, પારસ પીંપરો, અને વડના ઝાડની છાલ તથા નેતરને પાણીમાં બારીક પીસી ઘીમાં મેળવી લેપ કરવાથી આગન્તુક વ્રણ અને રકતથી ઉત્પન્ન થયેલ સોજા દૂર થાય છે. ૮ વિષજન્ય વ્રણ ઊપર વિષ નાશક અથવા પિત્ત નાશક વિધિ હિતકારક છે. વાતજ વ્રણમાં સ્નિગ્ધ, ખાટું, અને ખારૂં. એનો લેપ કરવો પિત્તજ વ્રણમાં શીતલ, અને દુધ મિશ્રિત લેપ કરવો અને કફજ વ્રણમાં સ્નિગ્ધતા દુર કરવા માટે ક્ષાર અને ગોમૂત્ર યુકત લેપ કરવો. ૯ કઠણ, દારૂણ, અને વેદનાવાળા સોજા પાકવા માટે સ્વેદન કર્મ કરી લોહી કઢાવવું. ૧૦ જે વ્રણની અંદર પરૂ ભરાયું હોય તેમાં નસ્તર લગાવવું એ શ્રેષ્ટ છે. ૧૧ કબુતર, કંક અને ગીધની વીષ્ટા અથવા ક્ષાર એ ગાંડને ફોડી નાંખે છે. અત્યન્ત કઠણ સોજામાં હાથી દાંતનો લેપ કરવો જોઇએ. ૧૨ અથવા જવ, ઘઉં, અને અડદ એના લોટની પોટીસ બાંધવી શ્રેષ્ટ છે. લેપ કરતી વખતે વ્રણના મોં ઊપર લેપ ન કરવો કેમકે મુખમાંથી પરૂ બહાર નીકળે છે. ૧૩ પછી પરવળ અને લીમડાના પાનના કવાથથી વ્રણને ધોવું. ત્રીફળા, ખેરસાર દારૂહળદર અને ન્યગ્રોધાદિ ગણ એ ઓષધ વ્રણપર સદા હિતકારક છે. ૧૪ અથવા કેવળ સારિવા (ઉપલસરી) નું મૂળ, મદમાં મેળવી લેપ કરવાથી વ્રણ શુદ્ધ થઇ જાય છે. ૧૫ બંને જાતની હળદર, સીંધાલુણ, લીમડાનાં પાન; જેઠીમધ, નસોતર, અને તલ એ સર્વને

વાટી ઘીમાં મેળવી લેપ કરવાથી બધાં વ્રણ શુદ્ધ થઇ જાય છે અને ભરાઈ આવે છે. ૧૬

**બીજા ગ્રન્થના ઉપાયો**—સાંધા અને મર્મસ્થાનોના વ્રણો તથા સૂક્ષ્મ મુખવાળા વ્રણોને બત્તી નાંખી શુદ્ધ કરતાં લીમડાનાં પાન, ઘી, મદ, દારૂ હળદર અને જેઠી મધ એને વાટી કપડા પર લપેટી બત્તી ઘાવમાં મૂકવી ૧૭ અથવા તલના કલ્કનો લેપ કરવો તો ઘા શુદ્ધ થાય છે અને પુરાય છે. શાસ્ત્ર આદિથી છિન્ન અને અગ્નિથી બળેલા વ્રણપર ઘી અને મદ મેળવી લગાવે તો દાહ શાન્ત થાય છે. ૧૮ અથવા શતાવરીના રસનું વારંવાર સેચન કરવું દુગ્ધ, સાકર મદ, તેમ, જેઠીમધ, અને રતાંજળી એ સર્વને વાટી લેપ કરવાથી સેજા, અને દાહ યુક્ત વ્રણ શાન્ત થાય છે. કરંજ લીમડો અને નગોડ એનાં પાનનો રસ ઘા ઉપર લગાવવાથી કીડા મરી જાય છે. ૧૯ સુરસાદિગણ (ધોળી તુળસી, કાળી તુળસી, નાનાં પાનની તુળસી અક્ષમાલા, વાવડીંગ, સફેદ મરવો, ઉંદરકર્ણી, કાયફળ, કસોંદી, નાક છીકણી, ધોળી નગોડ ભારંગી, અતિમુક્ત કલતા (રાયબેલ) ભોંગરો, ગોરખ મુન્ડી, લીમડો, ગન્ધ્ર તૃણ અને નગોડ એ સુરસાદિગણ છે.) ની ઔષધીયોનો રસ અથવા લસણને વાટી લેપ કરવાથી કીડા મરી જાય છે. ૧૯ લીમડાનાં પાન, વજ, હીંગ, ઘી, મીઠું, સરસવ એનો ધુપ દેવાથી કૃમિ, રાક્ષસ પીડા, અને વ્રણની ખુજલી તથા વ્યથાનો નાશ થાય છે. કબુતરના કાન, લસણ, સીંધાલુણ, અને ચિત્રકમૂળ એ સર્વને ઘોડાની લીદના રસમાં પીસી લેપ કરવાથી વ્રણ સ્થાનપર વાળ જામી જાય છે. ૨૦–૨૨ મનસીલ, મજીઠ, લાખ, હળદર, દારૂહળદર, એ સર્વ વાટી મદ અને ઘી મેળવી લેપ કરવાથી વ્રણ શુદ્ધ થઈ જાય છે. ૨૩ હાડ ભસ્મ, હીરાકસી ત્રીફળા, અને લવીંગ એનો લેપ કરવાથી નવી ત્વચા કાળી પડી જાય છે. ૨૪ જે વ્રણ દુર્ગન્ધ યુક્ત

હોય, જેનો વર્ણ ખરાબ હોય, જેમાં સ્રાવ બહુ હોય, અને જેમાં વેદના બહુ હોય એવા વ્રણોને અશુદ્ધ સમજી તેનું શોધન કરવું ૨૫ સ્નિગ્ધ, થોડા ગરમ અને પાતળા જુના ચોખાનો ભાત અને જાંગલ પશુઓના માંસનું સેવન કરવાથી વ્રણનો જલ્દી આરામ થાય છે. ૨૬ તંદુલીય વાસ્તુક (તાંદળજા)ની ભાજી, ડોડી, સુનિષણ્ઠાક (ચૌપતીયા) વાસ્તુક બાલ, (નેત્રવાળો) મૂળા, રીંગણ, પટોલ, કારેલાં, દાડમ અને આંબળાં એને ઘીમાં સેકી સીંધાલુણ મેળવી ખાવાથી વ્રણનો નાશ થાય છે અને એવા જ બીજા પદાર્થોના શાક અથવા મગ આદિના રસ સાથે ભોજન કરે તો ઉત્તમ છે. ૨૭–૨૮

**વ્રણ ઉપર નિષેધ કર્મ**—પરિશ્રમ કરવાથી વ્રણમાં સોજો આવે છે. જાગવાથી સોજો અને લાલાશ, દિવસે સુવાથી સોજો, લાલાશ અને વેદના અને મથુન કરવાથી સોજો લાલાશ, વેદના અને મૃત્યુ પણ થાય છે. ૨૯

**સદ્ય વ્રણની ચિકિત્સા**—તત્કાલના થયેલો ઘા જોશ્ળ સાથે હોય તો જેઠીમધનો કલ્ક અને સ્હેજ ગરમ કરેલું ઘી મેળવી તેનાથી સેચન કરવું ૩૦ મધુર કષાય અને સંપૂર્ણ શીત ક્રિયાનો વ્રણમાં પ્રયોગ કરવો. જો સદ્ય પ્રણ કોપીત થઇ જાય તો ઉર્ધ્વ (વમન આદિથી) અને અધઃ (વિરેચન આદિથી) શોધન કરવું ૩૧ રોગીનું બળ જોઇ લંઘન ભોજન, અને ફકત મોક્ષણ કરાવવું. અને જે ઘાવમાંથી વધુ રૂધિર વ્હેતું હોય તો રોગીને તાજુ ગરમ રકત પાવું. ૩૨ રકત અત્યંત વ્હેવાથી વાયુ અત્યન્ત વેદના કરે છે. એથી રોગીને સ્નેહપાન કરાવવું અને પ્રણ ઉપર વાત નાશક ઔષધીયોથી પરિષેક, લેપ સ્વેદન, ઉપનાહ અને સ્નેહ બસ્તિનો પ્રયોગ કરવો. સદ્યવ્રણમાં સાત દિવસ પછી ઉપર પ્રમાણે ક્રિયા કરવી ૩૩–૩૪ સદ્યોવ્રણમાં ઘી અને મદ કાંઇક ગરમ કરી સેવન કરવું અને જે આમાશ-

ચમાં રૂધિર હોય તો ઉલ્ટી કરાવવી શ્રેષ્ટ છે. ૩૫ તથા જો પકવાશયમાં રૂધિરનો સંચય થયો હોય તો નિઃસંદેહ વિરેચન આપવું. વાંસકપુર, તજ, એરન્ડમૂળ, ગોખરૂ અને પાષાણ ભેદનો કવાથ કરી હીંગ અને સીંધાલુણ મેળવી પાવો તો કોઠામાંના રૂધિરનો સ્રાવ થાય છે જવ, બોર અને કળથી એના સ્વચ્છ રસ સાથે લઘુ અન્ન જમવા આપવું અથવા ચવાગુમાં સીંધાલુણ મેળવી પાન કરાવવું ૩૬-૩૭-૩૮

**જાત્યાદિઘૃત**—ચમેલીનાં પાન, લીમડાનાં પાન, પરવળનાં પાન, કડુ, દારૂ હળદળ, હળદર, ઉપલસરી, મજીઠ હરડે, મીણ, મોરથુથુ, જેઠીમધ, કરંજનાં બી, એ સર્વે સરખે ભાગે લઈ ઘી સિદ્ધ કરવું એ ઘીથી અનેક સૂક્ષ્મ મુખવાળા, મર્મના આશ્રિત, નિરંતર સ્રવનારા, ગંભીર, વેદના વાળા અને ભીતર ગમન કરનારાં વ્રણુ શુદ્ધ થાય છે અને પૂરાઇ જાય છે. ૩૯

**જાત્યાદિ તેલ**—ચમેલીનાં પાન, પરવળનાં પાન, કરંજનાં પાન, કડુ, હળદળ, દારૂહળદર, મહુડાં, કરંજનાં બી, હરડે, પીપર કમળ. લોધર, પદ્મક. ગૌરીસર. (સ્ફોતા બી) અજમોદ, ઉપલેટ, મીણ, અને મોરથુથુ એ સર્વ સરખે ભાગે લઈ કલ્ક બનાવી એની સાથે તલનું તેલ સિદ્ધ કરવું. આ તેલ સર્વ પ્રકારનાં વ્રણ, કોઢ, દાદર, વિસર્પ, ઝેરી જાનવરોના દંશ, સાપના દંશ, સદ્યોવ્રણ, અને નખ, તથા દાંતોથી થયેલા ઘા એ સર્વમાં હિતકારક છે. આ તેલ મર્દનને માટે હિતકારક છે. ઘાવને શુદ્ધ કરનાર અને ભરનારા છે તથા શસ્ત્ર આદિના ઘામાં દુષ્ટ માંસમાં હિતકારક છે. ૪૦-૪૨.

**સપ્ત વિંશ ગુગળ**—હરડે, બેડાં, આમળાં, સુંઠ, મરી. પીંપર, વાવડીંગ નાગરમોથ. ગળો, પરવળ, પલાંશી, ઇન્દ્રાવરણાં, હળદળ, દારૂહળદળ, પુષ્કળમૂળ, ચવક, ચિત્રક-મૂળ, જવખાર, બીડલવણ, સીંધાલુણ ધાણા, સંચળ, પીં-

પરીમૂળ, દેવદાર, ગજપીંપર, એ સર્વ સમાન ભાગે લઈ ચુર્ણ કરી કપડે ચાળી પછી એ ચુર્ણથી બમણો શુદ્ધ ગુગળ લઇ એક એક તોલાની ગોળીયો બનાવવી. એ ગોળી શુદ્ધ સાથે ખાવાથી દુષ્ટ વ્રણ ખાંસી, ભગંદર, આફરો, ઉન્માદ, અંત્રવૃદ્ધિ, આઠ પ્રકારના ઉદરરોગ, પથરી અને મૂત્રકચ્છ એ રોગો મટે છે. આ સપ્તવિંશતક નામનો ગુગળ દોષેનો નાશ કરનાર છે અથવા ત્રિફલાના ચુર્ણનાં ગુગળ મેળવી સેવન કરવાથી પણ વ્રણનો નાશ થાય છે. ૪૩-૪૬.

**અગ્નિદગ્ધ વ્રણની ચિકિત્સા**—અગ્નિથી દાઝયાથી થયેલ વ્રણ પ્લુષ્ટ, દુર્દગ્ધ, અતિ દગ્ધ અને સમ્યગ્દગ્ધ એ ભેદોથી ચાર પ્રકારનો હોય છે. પ્લુષ્ટ અગ્નિ દગ્ધ વ્રણમાં અગ્નિનો તાપ આપવો અને ગરમ ઔષધનો પ્રયોગ કરવો ૪૭. દુર્દગ્ધ વ્રણમાં પહેલાં શીતલ ક્રિયા કરવી અને પછી ઉષ્ણ ક્રિયા કરવી. અને શીતલ ઘીનો લેપ અને પરિષેક આદિ કરવાં. અતિદગ્ધ વ્રણમાં વિશીર્ણ માંસને શસ્ત્ર આદિથી કાપી વૈદ્ય શીતલ ક્રિયા કરવી લેપ કરવો. ૪૮. સમય જેમકે તંદુલકનાં પાન અથવા તેંદુની છાલનો કવાથ કરી ઘી મેળવી લેપ કરવી દગ્ધવ્રણમાં વૈદ્ય વાળકપુર, પારસ પીંપરો, રતાંજલી, સુખડ, ગેરૂ, અને ગળો એને ઘી ઘીમાં મેળવી લેપ કરવો ૪૯. કુબેરવૃક્ષ (કુવેર)ના લાકડાને એક માટલીમાં રાખી આગ લગાવી માટલાનું મોં બંધ કરી દેવું. જ્યારે એ લાકડું બીલ્કુલ બળી જાય ત્યારે તેના કોયલાને ઘીમાં મેળવી વ્રણ ઉપર લેપ કરવો તો એથી બળેલા વ્રણમાં આરામ થાય છે. પીંપરાની સુકી છાલનું ચુર્ણ કરી તેને વ્રણ ઉપર ભભરાવવું. કૈંચુઆનું તેલ લગાવવાથી બધા દાઝેલા વ્રણનો નાશ થાય છે. શીમળાના મૂળને પાણીમાં ઘસી લેપ કરવાથી તથા વાલુકા એલુઆને પાણીમાં ઘસી લેપ કરવો. ૫૦. જવની રાખ તથા જવખાર એને તેલમાં મેળવી લેપ કરવાથી અગ્નિથી દાઝવાથી થયેલા ઘા

અને તેનો દાહ તત્કાલ શાન્ત થાય છે. ૫૧. જુનાં સુખા થોરને બાળી તેની રાખ પાણીમાં ઘુંટી લેપ કરવાથી તેલથી બળેલા ફોલ્લાઓમાં આરામ થાય છે. ૫૨. જો આંખમાં આકડાનું કે થોરનું દૂધ પડી જાય તો ગાયનું ઘી આંખમાં નાંખવું. શેલુષ, બીજાનો ગર્ભ, ત્રિફળા અને દારૂહળદરના કવાથમાં ગોરોચન મેળવી નેત્રોના વ્રણમાં ટપકાવે તો હિતકારક છે. મીણ, જેઠીમધ, લોધર, રાળ, મજીઠ, લોધર, રાળ, મજીઠ, રતાંજળી અને મોરવેલ એ સર્વ વાટી કલ્ક બનાવી ઘીમાં પકાવી પછી એ ઘીનો ઉપયોગ કરવો. આ ઘી સર્વ પ્રકારના અતિ દગ્ધ થયેલા વ્રણોને પૂરનાર છે ૫૩—૫૪. પરવલનો કવાથ અને કલ્કમાં સિદ્ધ કરેલું અરસીયું તેલ દગ્ધવ્રણની પીડા, સ્રાવ દાહ અને વિસ્ફોટક એનો નાશ કરનાર છે ૫૬. કપીલો, વાવડીંગ, તજ અને દારૂહળદર એ સર્વ વાટી તેલમાં પકવી એ તેલ લગાવવાથી વ્રણની ગ્રંથીનો નાશ થાય છે. ૫૭

**વ્રણ ઉપર વર્જીત પદાર્થ**—અનન્ત ખટાઇ, દહીં, શાક, આનુપ માંસ, જલચર જીવોનાં માંસ, જલચર જીવોનાં માંસ, દૂધ અને ભારે અન્ન એ સર્વના વ્રણ રોગીએ ત્યાગ કરવો. ૫૮

**इति श्री वैद्य विनोदे गलगन्ड गन्डमालाबुद श्लीपद विद्रधि आगन्तुक व्रण निदान चिकित्सा नवमोल्लास ९.**

---

# અથ ભગ્ન નિદાન—હાડકું ભાગવું.

ભગ્ન બે પ્રકારના થાય છે. એક કાંડ ભાગવું અને બીજું સાંધો તુટવો. કાન્ડ ભગ્નમાં હાડકુ તુટી જવું વિગેરે થાય તો રોગીને કોઇપણ અવસ્થામાં બેસવું, ઉઠવું, ઉભા થવું આદિ કશામાં સુખ પડતું નથી. ૧. ભગ્ન સ્થાન દબાવવાથી શબ્દ થાય છે શૂળ થાય છે અને ત્યાં હાથથી સ્પર્શ થઇ

શકતો નથી. સંધિ ભગ્નમાં સોજા અને રાત્રે વેદના એ લક્ષણો થાય છે. ૨.

**ભગ્નની ચિકિત્સા**—હાડકું ભાગે તો પ્રથમ ટાઢા પાણીની તેના ઉપર ધાર કરવી. પછી કાદવનો લેપ કરી કુશ (કાસડો) મૂકી પાટો બાંધી દેવો. ૩. ઉમરડો, પીપરો, ખાખરો, વાંસ, કદંમ, રાળ. અર્જુન વૃક્ષ અને નેતર એની છાલ અથવા કુશ બાંધી ઉમરથી મજબુત પાટો બાંધી દેવો. ૪. ટાઢના દિવસોમાં સાત દિવસે પાટો ખોલવો, અને સાધારણ સમયમાં પાંચ દિવસે બંધ ખોલવા અથવા ભગ્ન દોષોનો વિચાર કરી થોડાકે વધુ દિવસોએ ખોલવા. ૫. મજીઠ કે જેઠીમધને પાણીમાં વાટી લેપ કરવો અથવા સો વાર ધોયેલા ઘીમાં ચોખાનો લોટ મેળવી લેપ કરવાથી વાગવાથી ઉત્પન્ન થયેલ રોગ અને સોજો તત્કાલ નષ્ટ થાય છે. અથવા ન્યગ્રોધાદિ ગણના કષાયને ઠંડો કરી તેને શેક કરવો અને વેદનાવાળા ભગ્ન ઉપર પંચમૂળનો કવાથ અથવા દૂધનો પરિષેક કરવો. ૬–૭.

**ભગ્નમાં પીવાનાં ઔષધ**—માંસ, માંસરસ, દૂધ, ઘી, ઓસામણ અને બૃંહણ અન્નપાન એ કુશળ વૈદ્યે ભગ્નરોગીને આપવાં. ૮. મધુર ઔષધોથી સિદ્ધ કરેલ ગાયનું દૂધ અને ઘી, દ્રાક્ષનો રસ મેળવી થંડો થયે ભગ્નરોગીએ પ્રાતઃકાલે પીવો, ૯. લસણ વાટી તેમાં મધ, લાખ, ઘી અને સાકર મેળવી ખાવાથી છિન્ન, ભિન્ન અને પોતાના સ્થાનથી હઠી ગયેલ હાડકું ઠીક થઇ જાય છે. ૧૦. અર્જુન વૃક્ષની છાલ અને પીંપરની લાખ એનું ચુર્ણ અને શુદ્ધ ગુગળ ઘીમાં મેળવી સેવન કરવું અને દૂધ તથા ઘીનું ભોજન કરવું તો તુટેલું હાડકું જોડાય છે. ૧૧ બાવળના ફળી (પરડા) નું ચુર્ણ મધમાં મેળવી ત્રણ દિવસ સુધી પીએ તો અસ્થિ ભંગમાં હિતકારક છે. ૧૨. બાવળના પરડા, ત્રિફળા, અને

ત્રિકટુ એ સરખે ભાગે લઇ સર્વની બરાબર ગુગળ મેળવી ખાય તો સંધિ ભગ્નમાં લાભદાયક છે ૧૩.

**ભગ્નરોગીને વર્જ્ય**—મીઠું, તીખા પદાર્થ, ક્ષાર, ગરમ પદાર્થ, અત્યંત ખટાશ, મૈથુન, વ્યાયામ અને રૂક્ષ અન્ન એ ભગ્નરોગીએ સેવન ન કરવાં. ૧૪

**इति भग्न निदान चिकित्सा**

---

# નાડીવ્રણ નિદાન

જેમાં બહુ પરૂ ભરેલું હોય એવા પાકેલા વ્રણની જે માણસ ઉપેક્ષા કરે છે, તેનું પરૂ ત્વચા, યાંસ, શિરા, સ્નાયુ, સંધિ, હાડકું, કોઠો તથા મર્મસ્થાનોમાં છિદ્રોમાં થઇ એની અંદર પ્રવેશ કરે છે. ૧. અને એ પરૂ પોતે નીકળવા માટે એક માર્ગ કરી લે છે. અને એ માર્ગમાં થઈ નાડી મારફત અત્યંત વહ્યા કરે છે તેને નાડીવ્રણ કહે છે. ૨.

**નાડીવ્રણની ચિકિત્સા**—સીંધાલુણ, ચિત્રકમૂળ, આકડો, કાળાં મરી, ભાંગરો, નાગકેસર, હળદર, દારૂહળદર એના કલ્ક સાથે સિદ્ધ કરેલું તેલ જલ્દી કફવાતથી ઉત્પન્ન થએલ વ્રણનો નાશ કરે છે. ૩. મધ અને સિંધાલુણ એની બત્તી નાડીવ્રણને હરનારી છે. દુષ્ટ વ્રણને માટે જે ઉપચાર કહ્યા છે એ ઉપચાર કરવાથી પણ નાડીવ્રણનો નાશ થાય છે. ૪. કચુરાના રસમાં સરસીયું અને સિન્દુરનો કલ્ક નાંખી પકાવવું. અને પછી એ તેલથી અભ્યંગ કરવો તો નાડીવ્રણ, દુષ્ટ વ્રણ અને વિસર્પ મટે છે. ૫. કૃશ, દુર્બળ અને બીકણ મનુષ્યના નાડીવ્રણનું અને સશક્ત મર્માશ્રિત નાડીવ્રણનું ક્ષાર સૂત્રથી છેદન કરવું. શસ્ત્રથી કદી છેદન કરવું નહિ. ૬.

**इति नाडीव्रण निदान चिकित्सा**

---

# ભગન્દરનું નિદાન

**નિદાન**—ગુદાના પાછલા ભાગમાં બે આંગળપર એક ફોલ્લી થાય છે જેમાં બહુજ વેદના થાય છે અને જ્યારે તે ફાટી જાય છે ત્યારે તેને ભગન્દર કહે છે. એ પાંચ પ્રકારની થાય છે-૧.

**શતયોનક ભગન્દરનાં લક્ષણ**—રૂક્ષ અને કષાય પદાર્થોના સેવનથી કોપેલ વાયુ ગુદામાં એક ફોલ્લી ઉત્પન્ન કરે છે તેની ચિકિત્સા ન કરવાથી તે પાકી જાય છે અને તેમાં અત્યંત વેદના થાય છે. તથા તેના ફુટવાથી લાલાશ પડતું પરૂ વહે છે. પછી તેમાં અનેક છિદ્ર પડી જાય છે જેમાંથી મૂત્ર, વિષ્ટા, અને વીર્ય વહેવા લાગે છે. એ ભગન્દરમાં ચાળણી સામાન અનેક છિદ્ર પડી જાય છે એથી તેને શતયોનક ભગન્દર કહે છે. ૨-૩.

**ઉષ્ટ્ર શિરોધર ભગન્દરનાં લક્ષણો**—અત્યંત પિત્તકારક પદાર્થોના સેવનથી કોપિત પિત્ત ગુદા પ્રદેશમાં લાલ રંગની ફોલ્લી ઉત્પન્ન કરે છે એ ફોલ્લી જલ્દી પાકી જાય છે અને ફુટી તેમાંથી ગરમ પરૂ વહેવા લાગે છે. એ ભગન્દર ઉંટની ગર્દન સમાન આકાર વાળું હોય છે એથી તેને ઉષ્ટ્ર શિરોધર કહે છે-૪.

**પરિશ્રાવી ભગન્દરનાં લક્ષણો**—કફના સંયોગથી સફેદ રંગની કઠણ ફોલ્લી થાય છે. તેમાં બહુજ ચળ આવે છે, તે ફુટતાં તેમાં બહુ પરૂ વહે છે. એથી તેને પરિશ્રાવી ભગન્દર કહે છે. ૫.

**શમ્બુકાવર્ત ભગન્દરનાં લક્ષણો**—ગાયના સ્તન સમાન ફોલ્લી થઇ પાકીને ફુટી જાય છે અને તેમાં અત્યન્ત વેદના થાય છે. અને પરૂ વહે છે. તથા તેના સ્રાવક માર્ગ શંખના આવર્ત માફક હોય છે અને શંબુક નામના શંખ જેવા હોય છે એથી તેને શમ્બુકાવર્ત ભગંન્દર કહે છે. ૬

**ઉન્માર્ગી ભગન્દરનાં લક્ષણો**—ગુદાની સમીપ કાંટો આદિ લાગી જવાથી અને નખ આદિથી ખજુરવાથી ફોલ્લો ઉત્પન્ન થાય છે તે વધે છે, ફુટે છે અને જો તેની ઉપેક્ષા કરવામાં આવે તો તેમાં કીડા પડી જાય છે. તે કૃમિ, ત્વચા, માંસ આદિને વિદીર્ણ કરી અનેક મુખવાળાં અનેક વ્રણ ઉત્પન્ન કરે છે. તેને ઉન્માર્ગી ભગન્દર કહે છે. સર્વ પ્રકારનાં ભગન્દર દુઃખદાયક, ભયંકર અને કષ્ટસાધ્ય છે. ૭-૮.

## ભગન્દરની ચિકિત્સા

ભગન્દરની ફોલ્લીની એ પ્રકારે ચિકિત્સા કરવી કે એ પાકવા ન પામે, વમન, વિરેચન આદિથી શુદ્ધિ, રક્તસ્રાવ, પરિષેક અને અનેક પ્રકારના લેપ એ પ્રકારે ચિકિત્સા કરવી. ૯. ભગન્દરની પીટિકા નામની ફોલ્લીપર સુંઠ, ગળો, વડનું પાન અને ઈંટ એને વાટી લેપ કરે તો શ્રેષ્ઠ છે. ૧૦. અને ફોલ્લી પાક્યા પછી પાટન ક્ષાર અને અગ્નિદાહ ઇત્યાદિ કર્મ કરી યથા દોષ અને યથા બળ વ્રણ અનુસાર ચિકિત્સા કરવી. ૧૧.

તજ, વજ, લોધર, ઘરનો ધુમાસ, લીમડાનાં પાન, હળદર, દારૂહળદર, હરડે એ સર્વ બરાબર લેઇ બારીક વાટી ભગંદર ઉપર લેપ કરવો. એ ભગન્દરનું શોધન કરે છે અને ભરી દે છે. ૧૨. ત્રિફળાના રસમાં બીલાડીના હાડકાને વાટી લેપ કરવાથી તત્કાળ ભગંદરનો નાશ થાય છે અને દુષ્ટ વ્રણનો પણ નાશ કરે છે. ૧૩. થોરનું દુધ, આકડાનું દુધ, દારૂહળદર, એની બત્તી બનાવી વ્રણની નાડીમાં ઘાલવી. સમસ્ત દુષ્ટ નાડી પરૂ વહેનારી, સોજા વાળી, શૂળ વાળીનો નાશ કરે છે. ૧૪. ઉપલેટ, તલ, પીંપર, સીંધવ, દંતી મૂળ, નસોતર, મોરથુથુ, હરડે, બેઢાં, આંબળાં, હળદર એ સર્વ બરાબર લઈ ચુર્ણ કરવું અને મધ મેળવી સેવન કરવાથી વ્રણનું શોધન કરે છે. ૧૫. ત્રિફળા ભાગ ૩, ગુગળ ભાગ ૫,

પીંપર ભાગ ૧ એની ગોળીયો કરવી. ૧૬. એ ગોળીયો વેદના, સોજા, ગુલ્મ, અર્શ, ભગંદર વાળાને વધુ હિતકારક છે અને હળદર, આકડાનું દુધ, સીંધાલુણ ગુગળ, આસન, કડા છાલ, એનાથી સિદ્ધ કરેલું તેલ ચોપડવામાં ઉત્તમ છે. આ સિદ્ધ તેલથી ભગંદરનો નાશ થાય છે. ૧૭ અને કસરત, મૈથુન, ચાલવું, ઘોડાપર સવારી કરવી, ગળ્યા પદાર્થો જમવા એનો ભગંદરવાળાએ ત્યાગ કરવો. ભગંદર મટી ગયા પછી પણ એક વર્ષ સુધી આ પદાર્થોનું સેવન ન કરવું. ૧૮.

इति भगन्दर चिकित्सा

---

# ઉપદંશ

હાથથી વાગવાથી. નખ અને દાંત લાગી જવાથી, યોનિદોષથી અત્યંત સ્ત્રીસંગ કરવાથી અને મૈથુન પછી લિંગ ન ધોવાથી તથા એવી રીતે અન્ય બહુ અપચારોથી લિંગમાં ઉપદંશ રોગ થાય છે. જે પાંચ પ્રકારનો થાય છે–૧.

## વાતાદિ ઉપદંશનાં લક્ષણ

વાયુના યોગથી લિંગ ઉપર તોડ (સોંય ભોંકાયા જેવી વેદના થવી ) ભેદ અને સ્ફુરણયુક્ત કાળા રંગની ફોલ્લીયો થાય છે. પિત્તના યોગથી લાલ રંગની ફોલ્લીયો થાય છે. કફના યોગથી ખુજલી અને સોજાવાળી સફેદ રંગની ફોલ્લીઓ થાય છે. જેમાં જાડી રસી થાય છે. ત્રિદોષમાં અનેક રંગનો સ્રાવ અને પીડાવાળી ફોલીયો થાય છે. એ ઉપદંશ અસાધ્ય છે. ૨–૩

**ત્યાજ્ય ઉપદંશ**—જે ઉપદંશમાં લિંગનું માંસ ગળતું હોય અને જંતુઓએ લિંગને ખાઈ નાખ્યું હોય તેની વૈદ્યે ચિકિત્સા ન કરવી ૪. જે મૂર્ખ બુદ્ધિવાળો મનુષ્ય

ઉપદંશ ઉત્પન્ન થતાં તેની ચિકિત્સા નથી કરતા તેના લિંગમાં દાહ થઇને તે પાકે છે. કીડા પડી જાય છે અને લિંગ ગળી જાય છે અને અંતે રોગી મરી જાય છે–૫.

**ઉપદંશની ચિકિત્સા**—સર્વ પ્રકારના ઉપદંશમાં રોગીને સ્નિગ્ધ અને ખિન્ન કરી લિંગ ઉપર જળો લગાવવી. અથવા શિરા ખોલીને રૂધિર કહાડવું. ૬. જો શરીરમાં ગરમીનો દોષ અધિક વધી ગયો હોય તો રોગીને સારી રીતે વિરેચન આપવું. લિંગ પાકે નહિ એવા ઉપાય કરવા કેમકે પાકવાથી લિંગ ગળી જાય છે–૭.

**ઉપદંશ ઉપર લેપ અને પરિષેક**—વાતજ ઉપદંશમાં મહુડાં, જેઠીમધ, દેવદાર, અગર, દેવદાર, રાસ્ના, ઉપલેટ, અને પદ્મક એનો લેપ એનો પરિષેક વૈદ્યોએ કહ્યો છે–૮ પિત્તજ ઉપદંશમાં જેઠીમધ, વાળો, મજીઠ, ગેરૂ, રસવંતી, પદ્મક, ચન્દન અને કમળ એને ટાઢા પાણીમાં વાટી લેપ કરવો. ૯. ત્રિફળાનો કવાથ મધ મેળવી પરિષેક કરવો અથવા ઘી, દુધ, ગોખરૂ, શેરડીનો રસ, મધ અને પાણી એનો પરિષેક કરવો. કફજ ઉપદંશમાં આરગ્વધાદિ ગણની ઔષધીયોના કવાથથી સેચન કરવું. ૧૦. વડની કુંપળો, અર્જુન વૃક્ષ, લોધર, હરડે, જાંબુ અને હળદર એનો લેપ સર્વ પ્રકારના ઉપદંશોના ઘા માટે હિતકારક છે. તથા એ ઔષધોનો કવાથ કરી એનાથી સેચન કરવું એ પણ લાભદાયક છે. ૧૧. ભાંગરાના રસથી સેચન કરવું સર્વ પ્રકારના ઉપદંશોમાં હિતકારક છે. બંદુકના પાનનું ચુર્ણ અને દાડમની છાલનું ચુર્ણ મેળવી આ રોગમાં ઘા ઉપર લગાવવું અથવા સોપારી ઉકાળીને લેપ કરવો. ૧૨. ચણોકણી બાળી ભસ્મ કરવી; તે ભસ્મ, હરતાલ અને મનસીલ એનું ચુર્ણ ઉપદંશ રોગને જલ્દી શાંત કરે છે. ૧૩. ત્રીફળાને કઢાઇમાં બાળી તેની રાખ અને જટામાંસીને મધમાં મેળવી ઉપદંશ ઉપર લેપ કરવો એથી તત્કાલ વ્રણ સારો થઇ જાય

છે. ૧૪. રસવંતી અને હરડે અથવા સરસનું ચુર્ણ એને મધમાં મેળવી લેપ કરવાથી સર્વ પ્રકારના ઉપદંશ દુર થાય છે. ૧૫ કરેણુના મૂળને પાણીમાં ઘસી લેપ કરવાથી અસાધ્ય લિંગની વેદના પણ મટે છે. ૧૬. ઉપદંશ રોગમાં લિંગને સારી રીતે પાણીથી ધોઇ પછી હીરાકસીનું ચુર્ણ ભભરાવવું. ૧૭. કરંજ, શાલનું વૃક્ષ, અર્જુન વૃક્ષ, લીમડો, જાંબુડો, અને વડ આદિ ક્ષીર વૃક્ષોની છાલનો કલ્ક અને ઉકાળો કરી તેમાં ઘી સિદ્ધ કરી લેપ કરવાથી દાહ, પાક સ્ત્રાવ, અને લાલાશ પડતો ઉપદંશ રોગ મટે છે. ૧૮. જે ઘી ઉપલેટ અને નાડી વ્રણમાં કહેલાં છે તે સેક, અભ્યંગ અને ભોજનનો આ રોગમાં પણ પ્રયોગ કરવો. ૧૯.

**ઉપદંશ ઉપર બીજા પ્રયોગો**—ગંધક, ઇલાયચી, કાળાં મરી, લવીંગ, અને શુદ્ધ પારો એ સર્વનું ચુણ કરી પાનના રસમાં ઘુંટી ઘી મેળવી ઉપદંશના ઘા ઊપર લેપ કરવો. ૨૦ દુધ અને ભાતનું પથ્ય કરવું. એમ કરવાથી ઘા અને વેદનાવાળો સર્વ પ્રકારનો ઉપદંશ મટે છે; અથવા એવી જ રીતે ગન્ધકાદિ ચુર્ણને પણ ઘીમાં મેળવી પાનના રસની સાથે સેવન કરવાથી ઊપદંશ મટે છે. ૨૧.

इति उपदंश निदान चिकित्सा

---

# અથ લિંગાર્શ નિદાન

લિંગ, સાંધા, અને લિંગની સુપારી નીચે એકની ઊપર એક માંસનાં અંકુર ઊત્પન્ન થાય છે. જે મરઘડાની કલગી સમાન થાય છે. એ પિચ્છલ અને વેદનાવાળાં થાય છે. એને વૈદ્યો લિંગવર્તી કહે છે. અથવા કોઇ કોઇ લિંગાર્શ કહે છે ૨

**લિંગાર્શ ચિકિત્સા**—રસવંતી, સાજીખાર, મોરથુથુ, શિલાજીત, અંજન (સુરમો), હરતાલ, મનસીલ એ સર્વને વાટી લેપ કરવાથી સર્વ માંસના અંકુરો દૂર થાય છે. ૩. લિંગવર્ત્તિમાં વ્રણ સમાન ચિકિત્સા કરવી. ક્ષારથી લિંગને ઘર્ષણ કરી હીરાકસીના ચુર્ણનો લેપ કરવો જેથી લિંગવર્ત્તિ રોગ મટે છે. ૪.

**इति लिंगार्श निदान चिकित्सा**

## શુકદોષ નિદાન

જે મન્દબુદ્ધિ મનુષ્ય વિષયાસક્ત થઇ લિંગને મોટો કરવાની ઇચ્છાથી લિંગ ઉપર વાત્સ્યાયન આદિના કહેલા શુક (વિષજન્તુર્જલમન્ડુક) જે યોગમાં મુખ્ય છે એવા યોગનો લેપ કરે છે તેના લિંગ ઉપર ફોલ્લી ઉત્પન્ન થાય છે એ સર્વને શુકજન્ય સમજવી જોઇએ. (આ શુકરોગ ૧૮ પ્રકારનો છે.) ૧.

**શુકદોષની ચિકિત્સા**—સર્વ પ્રકારના શુકદોષોમાં વિષનાશિની ક્રિયા કરવી. જળો મૂકાવી લોહી કઢાવવું અથવા ઇન્દ્રિયની શિરાનું વેધન કરવું ૨. ગુગળ અને ત્રિફ-ળાનો જુલાબ આપવો તથા દુધમિશ્રિત ઠંડો લેપ અને શેક કરવો. ૩. ઘરનો ધુમાશ, બંને હળદર, આંબાહળદર, તુળસી અને જેઠીમધ એનાથી સિદ્ધ કરેલા તેલનું અભ્યંગ કરવાથી પંદર દિવસમાં લિંગના રોગ દૂર થાય છે. ૪ કલ્ક. કષાય, ઘી, તેલ, ચુર્ણ, રસક્રિયા, શોધન અને રોપણ એ સર્વ ઉપચારોને રોગીનું બલાબલ અને દોષકાલાદિના તારતમ્યને જોઇ કરવા. ૫. માત્ર રસવંતીનો લેપ કરવાથી સર્વ પ્રકાર-ના લિંગ દોષ દૂર થઇ જાય છે. ૬.

**इतिशुक निदान चिकित्सा ।**

# કુષ્ઠનું નિદાન

વિરૂદ્ધ, દુષ્ટ અને અશુદ્ધ ભોજન, નવું અન્ન, દહીં, માછલી, અડદ, તલ, ગોળ દૂધ સાથે ખાવો દિવસે અત્યંત સૂવું, અતિ મૈથુન કરવું, અને ખાટા પદાર્થોના સેવનથી, અને ગુરૂ બ્રાહ્મણાદિનું અપમાન કરવાથી તથા એવીજ રીતે અન્ય દુષ્ટ કર્મોના કરવાથી તત્કાલ દુષ્ટ થયેલ વાતાદિ દોષ, ત્વચા, રકત, માંસ, એને દુષિત કરીને રોગ ઉત્પન્ન કરે છે. એને વૈદ્ય કુષ્ઠ રોગ કહે છે. ૧-૨.

**કુષ્ઠના ભેદ**—ઉદુમ્બર, રૂક્ષજીવ્હા, કપાલક, સિદ્ધ, પુન્ડરીક, વૈપાદિક, કાકણુ, મન્ડલ, કિલાસ, દદ્રુ, કિટિભ, ચર્મ, કન્ડુ, ચર્મદળ, પામા (ખસ), વિચર્ચિકા, વિસ્ફોટક અને શતારૂ એ સર્વ સંમત ૧૮ પ્રકારના કોઢ છે. કુષ્ઠ ઉત્પન્ન થતાં પહેલાં વ્રણ દાહ, અને ખુજલી એ લક્ષણ થાય છે. ૩-૪.

**અઢાર પ્રકારના કોઢનાં લક્ષણો**—ઉદુમ્બર કોઢ ઉમરડાના પાકેલા ફળ સમાન થાય છે. તેમાં પિત્તનો સંબંધ વિશેષ હોય છે. જે રીંછની જીભ સમાન ખરખરો હોય છે તેને ઋક્ષ જીવ્હક કહે છે. તેમાં વાતપિત્તનો સંબંધ વિશેષ હોય છે. ૫. જે કોઢ કાળો. લાલ, કઠોર ખીપડાસમાન હોય છે તેને કપાલ કુષ્ઠ કહે છે (તેમાં વાતનો સંબંધ વિશેષ હોય છે.) જે કોઢ ઘણે ભાગે છાતીપર હોય છે અને અમલાણુ (તુંબડી)ના ફુલ સમાન હોય છે તેને સિધ્મ કુષ્ઠ કહે (તેમાં વાતકફનો સંબંધ વધુ હોય છે.) ૬. જે કોઢ સફેદ કમળના પાનની સમાન હોય અને અંદરથી લાલ હોય તેને પુન્ડરીક કુષ્ઠ કહે છે. (તેમાં કફપિત્તનો સંબંધ વિશેષ હોય છે.) જેના હાથની હથેળી અને પગના પગથળી ફાટી જાય (વૈઢ ફાટવા) અને વેદના

બહુ થાય તેને વૈપાદિકા કુષ્ઠ સમજવો. ૭. જે કોઢમાં ચણોખણી સમાન લાલ અને તીવ્ર વેદનાવાળો હોય તે કાકણુ કુષ્ઠ કહેવાય છે. એ પ્રસાદષ. હોય છે. (તેમાં ત્રણે દોષોનો સંસર્ગ હોય છે.) જે કોઢ સફેદ, લાલ, કઠણ, સ્નિગ્ધ, ઉત્પન્ન અને મંડલાકાર હોય છે તે મંડલ કુષ્ઠ કહેવાય છે એ કષ્ટસાધ્ય હોય છે. (એમાં કફનો સંયોગ વધુ હોય છે) ૮. જે કોઢ ખુજલી સાથે અને લાલ રંગના ફોલ્લાથી વ્યાપ્ત હોય છે તેને કિલાસ કુષ્ઠ કહે છે (તેમાં વાતકફનો સંબંધ વધુ હોય છે. જેમાં ખુજલી અને લાલાશ યુકત ફોલ્લીયો ઉત્પન્ન થાય છે અને જે મન્ડલ કુષ્ઠ સમાન ઉઠેલા હોય તેને દદ્રુ કુષ્ઠ (દાદર) કહેવાય છે. ૯. એમાં કફપિત્તનો સંબંધ વધુ હોય છે ૯. કિટીભ કુષ્ઠ કાળો અને સ્પર્શ કરવામાં ખરખરો જણાય છે. જે કોઢ કાળો અને હાથીના ચામડાના સમાન મોટો હોય છે તેને ચર્મકુષ્ઠ કહે છે તેમાં વાતપિત્ત વિશેષ હોય છે. ૧૦. જે કુષ્ઠ હાથ અને કુલાપર ફોલ્લારૂપે ઉત્પન્ન થાય છે તેને વિદ્વાનો કન્ડુ (ખસ) કહે છે. તેમાં કફનો સંબંધ વિશેષ હોય છે. જે કોઢ લાલ રંગનો, શૂળ વાળો અને ફોલ્લાથી વ્યાપ્ત હોય છે તેનું નામ ચર્મદલ કુષ્ઠ કહે છે. ૧૧. જે કોઢમાં નાની નાની ઘણી ફોલ્લીયો હોય છે, જેમાં સ્રાવ થાય છે અને ખુજલી આવે છે તેને પામા (ખુજલી) કહે છે. તેમાં કફપિત્તનો સંબંધ વિશેષ હોય છે. જે ફોલ્લાયોમાં ચળ ઘણી આવે, સ્રાવ બહુ થાય અને રંગ કાળો હોય તેને વિચર્ચીકા કોઢ કહે છે. તેમાં કફનો સંબંધ વધુ હોય છે. ૧૨. જે ફોલ્લા કાળા અને લાલરંગના હોય છે અને જેની ત્વચા પાતળી હોય છે તેને વિસ્ફોટક કોઢ કહે છે. તેમાં કફપિત્તનો સંબંધ વિશેષ હોય છે. જે કોઢ લાલ અને લીલા રંગનો તથા દાહ અને શૂળયુકત હોય છે, જેમાં ઘણું વ્રણ હોય છે તેને શતારૂ કુષ્ઠ કહે છે. ૧૩.

**વાતજાદિ કુષ્ઠોનાં લક્ષણો**—જે કોઢ કાળો, લાલ અત્યન્ત રૂક્ષ અને વેદનાવાળો હોય તેને વૈદ્યો વાતકુષ્ઠ કહે છે. બીજકોઢ દાહ, સ્રાવ અને લાલીયુક્ત હોય છે અને કફજ કોઢ ગાઢા, ગીલા અને ખુજલી યુક્ત હોય છે. ૧૪

**સંબંધ દોષ**—પ્રસંગ, ગાત્રસ્પર્શ, શરીરનો, સ્પર્શ, એકી સાથે બેસવું, ભોજન કરવું એ કારણોથી નેત્રસ્પન્દ, જ્વર અને કુષ્ટ એ રોગ એક મનુષ્યથી બીજાને ઉત્પન્ન થાય છે. એથી એને સંક્રામક કહે છે. ૧૫

કુષ્ઠ **ચિકિત્સા**—વાતજ કુષ્ઠમાં ઘૃતપાન કરાવવું કફજ કુષ્ઠમાં વમન અને પિત્તજ કોઢમાં ફસ ખોલાવવી અને વિરેચન આપવું. ઝીણી ઈલાયચી, હળદર, વાવડીંગ, શતાવરી, દંતીમૂળ, ઊપલેટ, રસવંતી. બલા અને ચિત્રકમૂળ એનો લેપ કરવાથી દાદર, ખસ, સફેદ કોઢ અને વિચર્ચિકા એ દુર થાય છે. હળદર, હરડે, બાવચી, કરંજનાં બી, વાવડીંગ, સીંધાલુણ અને સરસવ એ સર્વનો લેપ હિતકારક છે. કરંજનાં બી, કુંવાડીયાનાં બી અને ઊપલેટ એ ઔષધોને ગોમૂત્રમાં ઘસી લેપ કરવો. આંબળાં, થોર, રાળ અને કુંવાડીયો એ સર્વને તુષોદકમાં ઘુંટી લેપ કરવાથી દાદર મટે છે. અમલતાસનાં પાન, છાસમાં ઘુંટી કોઢ ઊપર મર્દન કરવું. કાકમાચી ( પીલુડી ) નાં પાન અને કનેરનાં પાન છાસમાં વાટી લેપ કરવાથી ખસ અને દાદર મટે છે. ઊપલેટ, કુંવાડીયાનાં બી, સીંધાંલુણ, વાવડીંગ અને સરસવ એને કાંજીમાં ઘસી લેપ કરવાથી ખસ અને દાદર મંડલ કુષ્ઠ અને સિધ્મ દુર થાય છે. કસોંદીના મૂળને કાંજીમાં ઘસી લેપ કરવાથી દાદરનો નાશ થાય છે એમાં સંદેહ નથી. દુર્વા, કુંવાડીયાં, સીંધાલુણ, હરડે, બાવચી અને કુઠેરકને છાસ અને કાંજીમાં ઘુંટી ત્રણ વાર લેપ કરવાથી દાદર મટે છે. કેળાનો ખાર અને હળદર એનો લેપ કરવાથી સિધ્મ કુષ્ઠ દુર થાય છે. ગન્ધક અને જવખારને સરસીયા તેલમાં મેળવી

લેપ કરવાથી સિધ્મ કુષ્ઠ મટે છે. સ્નાન, ભોજન, પાન, પ્રલેપ અને ઉદ્વર્તનમાં ખેરના ઊકાળાનો પ્રયોગ કરવાથી ત્વચાના રોગનો નાશ થાય છે. ત્રિફલા, ગળો, પરવળ, લીમડો, અરડુસો અને ખેરસાર એનો કવાથ સવારે પીવાથી કંડુ, વિસર્પ, ખસ, અને કિટિભકોઢ મટે છે. જો બાવચીનાં બી એક તોલાભાર ગરમ પાણી સાથે પીએ અને દુધ ઘીનું ભોજન કરે તો સર્વ પ્રકારના કોઢ મટે છે. ગળોનો રસ સેવન કરવાથી પણ કોઢ મટે છે. રાઇ, ગોળ, અને સીંધાલુણને સારી રીતે ઘુંટી લેપ કરવો અને ઉપરથી બીલાડીનાં ચામડાં બાંધી દે તો એથી ચર્મદલ નામનો કોઢ મટે છે. મધ, મીણ, સીંધાલુણ, ગોળ, ગુગળ, ગેરૂ, ઘી, આકડાનું દુધ અને રાળ એનો લેપ કરવાથી બહુ દિવસનો પાદસ્ફુટન ( પગના વેઢ ફાટવા ) મટે છે. જાયફળ ઘસી લેપ કરવાથી વિપાદિકા ( વેઢ ફાટવા ) મટે છે. એવીજ રીતે રાળ, તેલ અને મધ મેળવી લેપ કરવાથી વેઢ ફાટેલા મટે છે. ગોમૂત્ર ૮ તોલામાં હળદરનો કલ્ક મેળવી અને યથેચ્છ આહાર વિહાર કરવો તો એથી લુખસ અને ખસનો નાશ થાય છે. ગંધકને સરસીયા તેલમાં મેળવી લેપ કરવાથી ખસ મટે છે. ૧૯ થી ૩૧.

**બીજા ગ્રંથના પાઠ**–સિન્દુર, ગુગળ, રસવંતી, મીણ અને મોરથુથુ એ સર્વ સરખા ભાગે લઈ કલ્ક બનાવી સરસીયા તેલમાં પકવવું. એ તેલ એક વાર લગાવવાથી ખસ, સ્રાવ થતી ફોલ્લીયો અથવા શુષ્ક ફોલ્લીયો એને બળપૂર્વક મટાડે છે.

**બીજા લેપ**–સીંધાલુણ, ગાયનું છાણ, અને હળદરને મધમાં ઘુંટી લેપ કરવાથી ખસ અને લુખસનો નાશ થાય છે. જીરૂ ચાર તોલા ઘુંટી તેમાં ૨ ભાર સિંદુર મેળવી સરસીયા તેલમાં પકવવું. એ તેલ જલ્દી ખસનો નાશ કરે છે. ૩૩–૩૪.

**મહામરિચ્યાદિ તેલ**—મરી, પીંપર, સુખડ, ઉપલેટ, થોરનું દુધ, દેવદાર, ગાયનું છાણુ, હળદર, દારૂહળદર, હરતાલ, મનસીલ, વાળો, આકડો, વારૂણિક (ઇન્દ્રવારણાનું મૂળ) અને વછનાગ એ સર્વ બબે તોલા લઇ સરસીયા તેલ અને ચાર ગણા ગોમૂત્રમાં પકાવી તેલ સિદ્ધ કરવું, એ તેલ કુષ્ઠરોગ, ખસને મટાડે છે તથા એ તેલ મર્દન કરવાથી કિટિભ, ખસ, લુખસ, વિસ્ફોટક, મન્ડલ. રક્તોદ્ભવ રોગ, અને શાખાશ્રિત હાથપગના રોગ એ સર્વ નાશ થાય છે. આ તેલ સિદ્ધ કરવા માટે ઉપરની ઓષધીયોના કલ્કથી ચાર ગણું તેલ નાંખવું કેમકે એવી રીત છે કે કલ્કથી ચારગણું સ્નેહ, અને સ્નેહથી ચાર ગણો કવાથ નાંખવો. કવાથને બદલે ગોમૂત્ર નાંખવું. ૩૮.

**રજન્યાદિ તેલઃ**—આકડાના પાનનો રસ કાઢી તેમાં હળદરનો કલ્ક મેળવી સરસીયા તેલમાં ઉકાળી તેલ સિદ્ધ કરવું. એ તેલ ચોપડવાથી ખસ, લુખસ, અને વિચર્ચિકા એ રોગો મટે છે. ૩૯

**મહાવજ્રક ઘૃત**—અરડુસી, પરવળ, ત્રિફળા, ગળો, ભોંયરીંગણી, લીમડાની છાલ અને કરંજ એ ઔષધોનો કલ્ક અને કષાય કરી ઘી સિદ્ધ કરવું. એ ઘીને વજ્રક ઘૃત કહે છે. એ ઘી સેવન કરવાથી જેમાં કાન આંગળીઓ અને નાક ગળી ગઈ હોય એવા કોઢ મટે છે. ૪૦

**સફેદ કોઢ ઉપર લેપ**—હરતાલ ૧ ભાગ અને બાવચી ચાર ભાગ એને ગૌમૂત્રમાં બારીક ઘુંટી લેપ કરવાથી સફેદ કોઢ મટે છે ૪૧.

**રસાયન પ્રયોગો**—બીયાનો સાર, ખેરસાર, લોહભસ્મ, વાવડીંગનો સાર, લીમડાનો સાર, ત્રિફલા, અને ગળો એ ઔષધોનો એકત્રિત કરી સેવન કરવાથી કોઢ અને સફેદ કોઢ મટે છે. ૪૨

**લેપવિધિ**— ધરો, હળદર, દારૂહળદર, એનો લેપ ખસ, અને લુખસનો નાશ કરે છે. સ્વર્ણક્ષીરી (દારૂડી), પુંવાડીયો, વાવડીંગ, સીન્દુર, પારો, ગંધક અને ઉપલેટ એ સર્વ ઓષધોને ધંતુરાનાં પાન અને લીમડાનાં પાનના રસમાં ઘુંટી લેપ કરવાથી ચેળ વાળો લુખસ, ખસ, દાદર અને ખરજવું મટે છે. ભેંસના માખણમાં સિંદુર અને કાળાં મરી વાટી લેપ કરવાથી પામાકુષ્ઠ (ખસ) મટે છે. ગંધકને લીંબુના રસમાં વાટી લેપ કરવાથી ધોળા કોઢ મટે છે તથા લીંબુના રસમાં નવસાર ઘસી લેપ કરવો એ પણ ધોળા કોઢ મટાડનાર છે. ૪૬.

**ગળત્કોઢનાં લક્ષણો**—નાકના અગ્ર ભાગનું ગળવું, હાથ અને પગમાં દાહ અને સોજા, આંગળીયો ગળી જવી અને સ્વરભંગ એ લક્ષણો ગળત્કોઢનાં હોય છે. સર્વ પ્રકારના કોઢ વાત અને રક્તથી ઉત્પન્ન થાય છે એથી સર્વ ઉકાળામાં લોહી કઢાવવું જોઈએ. ૪૭ થી ૪૮.

**ગળત્કુષ્ઠપર પ્રયોગ**—પારદ, અભ્રક ભસ્મ, શુદ્ધ ગંધક, લોહભસ્મ. તામ્રભસ્મ, ગળો, કરંજનાં બી. શીલાજીત, ત્રિફળા. ગુગળ ચિત્રકમૂળ અને તેંદુ એ સર્વ સમાન ભાગે લઇ (૪૯) મધ અને ઘીમાં ઘુંટી માટીના ચીકણા વાસણમાં રાખી સાત દિવસ પછી તેમાંથી એક બે માસા દરરોજ ખાય તો ગળત્કુષ્ટ મટે છે. ૫૦.

**કુષ્ઠ ઉપર વર્જ્યાવર્જ્ય:**—કુષ્ઠરોગ ઉપર દુધ, સાકર અને ભાત પથ્ય છે. અને રીંગણાં, અડદ આદિ તથા સ્રીસંસર્ગ એ કુષ્ઠ રોગીયો માટે અપથ્ય છે. ૫૧.

**માણિક્ય તીલક રસ**—પારદ, ગંધક, સોનામુખી, લોહભસ્મ, અભ્રકભસ્મ, હીંગુલ, જેઠીમધ અને ઉપલેટ એ સર્વ સરખે ભાગે લઇ શતાવરીના રસમાં ત્રણ દિવસ સુધી ઘુંટી સુકવી લેવું. પછી મંજીષ્ટાદિ કવાથમાં ત્રણ દિવસ

સુધી ઘુંટી સુકવી લેવું તે પછી એ ઔષધોને પાકી મૂષમાં રાખી મૂષનું મોં બંધ કરી દેવું અને વાલુકા યંત્રમાં ત્રણ દિવસ સુધી પકવવું પછી સ્વાંગશીતલ થતાં ઔષધ કહાડી લેવું એ માણિક્ય તીલક નામનો રસ અશ્વિની કુમારે કહ્યો છે. એ રસ કુષ્ઠરોગને એવી રીતે મટાડે છે કે જાણે ઉત્તમ મિત્ર હૃદયની વ્યથાને દુર કરે છે. ૫૨—૫૫.

**અન્ય પ્રયોગ**-ધાણા, લાલ મઠનું મૂળ, પારદ, ગંધક, હીંગ, બાવચી, લીમડો, તલ, ચિત્રકમૂળ, નાગભસ્મ, સર્વ ઔષધો સરખે ભાગે લઇ મધમાં મેળવી એક એક તોલાની ગોળીયો બનાવવી અને એ ગોળીયોને છાયામાં સુકવી દુધ સાથે સેવન કરે તો સફેદ કોઢ મટે છે. કુષ્ઠરોગ ઉપર દુધની ખીર સદા પથ્ય છે. અને સર્વ પ્રકારના ક્ષાર અને ખાટા પદાર્થ વર્જ્ય છે. ૫૬-૫૭. શરીરના જે ભાગ ઉપર કોઢ ઉત્પન્ન થઈ સ્પર્શજ્ઞાન રહેતું નથી અર્થાત હાથ મૂકવાથી કાંઇ માલમ પડતું નથી, ત્યાં છાણાંની રાખ લગાવવી. ગુદા, હથેળી અને હોઠ ઉપર થોડા દિવસથી ઉત્પન્ન થયેલ ધોળા કોઢ મટાડવાનું વધે વિશેષ કરીને ત્યાગ કરવું કારણ એ કોઢ મટતા નથી. સ્રીસંભોગ માંસ અને મદ્ય ( દારૂ ) એનો ત્યાગ કરનારા કુષ્ઠરોગી કુષ્ઠથી મુક્ત થાય છે. ૫૮-૫૯.

इति कुष्ठरोग निदान चिकित्सा

# ઉદર્દશીત પિત્ત ( શીળવા ) નિદાન

શીતલ વાયુના સ્પર્શથી શરીરમાં કફ અને વાયુ દુષિત પિત્ત સાથે મળી શરીરમાં ફેલાઇ અંદર અને બહાર ત્વચા ઉપર જલ્દી દાહ અને ખુજલી સાથે સોજા ઉત્પન્ન કરે છે. એ સોજા કીડીના ચટકા માફક હોય છે અને એમાં જ્વર

અને વમન થાય છે. તેને ઉદર્દરોગ કહે છે અને કોઇ તેને શીતપીત્ત કહે છે. ૧–૨ ઉલટી કરનાર ઔષધના સેવનથી સારી રીતે ઉલટી ન થવાથી અથવા શરીરમાં પિત્ત અને કફનો પ્રકોપ થવાથી અથવા સ્વતઃ આવેલી ઉલટીના વેગને રોકવાથી ઉદીર્ણ પિત્ત કફ, અને અન્નના નિગ્રહથી શરીર ઉપર ખુજલી સાથે ચકતાં પડી જાય છે. તેને કોઢ કહે છે. ૩ શીતપીત્તમાં વાયુની અધિકતા હોય છે, ઉદર્દમાં કફની અધિકતા હોય છે અને ખુજલી, ચકામાં અને લાલાશ જેમાં થાય છે તેને કોઢ કહે છે. ૪

## ઉદર્દ કોઢ ચિકિત્સા

આ રોગ ઉત્પન્ન થતાં તત્કાલ પરવળ, અરડુસી અને લીમડો એનાથી ઉલટી કરાવવી અને નસોતરનું વિરેચન આપવું. સરસીયું તેલ શરીરે ચોળવું અને ગરમ પાણીથી શેકવું. ૫ ત્રિફળા ચુર્ણ મધ સાથે ચટવું અથવા સાકર, જેઠીમધ અથવા ગોળ અને આદુ મેળવી ખાવું અથવા ત્રિકટુ, જવખાર અને અજમો ખાવો કિંવા ગોળ સાથે આંબળાં ખાવાં. ૬. કુલથીનો રસ અને તીતર તથા લવા પક્ષીના માંસ રસ સાથે ભોજન સદા પથ્ય છે, પરન્તુ એ ભોજન દોષ અને કાલ અનુસાર શીતલ અથવા ઉષ્ણ હોવું જોઇએ. ૭. લીમડાનાં પાન અને આંબળાં ઘીમાં વાટી ઉદર્દ કુષ્ઠમાં આપવાં. સરસવ, કુંવાડીયાનાં બી, હળદર અને તલ એને સરસીયા તેલમાં મેળવી શરીર ઉપર માલીશ કરવાં. ૮. વૈદ્યે શુદ્ધ કોઠાવાળા રોગીને કુષ્ઠ નાશક ક્રિયાઓથી ઉપચાર કરવા તથા કોઢ, ઉદર્દ અને શીત પિત્તમાં અમ્લપિત્તની ક્રિયા હિતકારક છે. ૯.

इति उदर्द रोग निदान चिकित्सा

# અથ અમ્લપિત્ત નિદાન

વિદાહી, તીખું, ખાટું, વિરૂદ્ધ અને પિત્તનો પ્રકોપ કરનાર અન્ન પાનના સેવન કરનારા મનુષ્યના શરીરમાં પ્રકોપ થવાથી પહેલાં પિત્ત બહુજ સંચિત થઇ જાય છે. તેને મુનિજન અમ્લપિત્ત રોગ કહે છે. ૧

**અમ્લપિત્તનાં લક્ષણો**—કડવા અને ખાટા ઓઢકાર આવવા. હૃદય અને કંઠમાં બળતરા થવી, અન્ન ન પચવું, અરુચિ. ગ્લાની, ઉબકો આવવો અને ભારેપણું એ લક્ષણો વૈદ્યોએ અમ્લપિત્ત રોગનાં કહેલાં છે. અમ્લપિત્તમાં તૃષા, મૂર્છા, અગ્નિમાંદ્ય, ભ્રમ અને મોહ થાય છે. ભોજન કર્યો પછી તથા ભોજન કર્યા વગર પણ કડવી અને ખાટી ઉલ્ટી થાય છે ૩. અમ્લપિત્ત હાથ પગમાં બળત્રા, ઉષ્ણતા, અત્યન્ત અરુચિ, જ્વર, ચકત્તાં, ફોલ્લીઓ ખસ, અને કુષ્ડ એ ઉપદ્રવેને ઉત્પન્ન કરે છે. ૪.

વાતયુકત, વાતકફ યુકત, અને કફયુકત ત્રણ પ્રકારનું અમ્લપિત્ત થાય છે. વાતયુકતમાં કંપન, વમન અને શૂળ, કફયુકતમાં ષ્ઠીવન ( મોંમાં કોગળા આવવા ) અને શરીરનું ભારેપણું અને વાતકફ યુકતમાં બંન્નેનાં લક્ષણો થાય છે. આ અમ્લપિત્ત રોગ નવીન ઉત્પન્ન થયેલો પણ પ્રયત્ન કરવાથી સાધ્ય થાય છે.

**અમ્લપિત્તની ચિકિત્સા**—પ્રથમ રોગીને સ્નિગ્ધ કરી મધ અને આમળાંનો રસ આપી ઉત્તમ રીતે ઉલ્ટી કરાવવી. તે પછી મદમાં નસોતર આપી વિરેચન કરાવવું. પછી અનુવાસન બસ્તિ આપવી. ૭. કડવો રસ જેમાં મુખ્ય હોય એવાં ભોજન આપવાં જવ અને ઘઉંના પદાર્થ તથા અનાજનો સત્તુ સાકર મેળવી રોગીને આપવો. ૮. એ પ્રકારે ભોજ કર્યા છતાં જો ખાટા ઓઢકાર આદિ આવે તો ગરમ પાણી પાઇ ઉલ્ટી કરાવવી વિદ્વાન વૈદ્યે ઉર્ધ્વગામી અમ્લ-

પિત્તને વમનથી અને અધોગામીને વિરેચનથી મટાડવાં. ૯ એ પ્રકારે સારી રીતે દેહને શુદ્ધ કર્યા પછી પણ દોષની શાન્તિ ન થાય તો ઠંડા ઉપચાર કરી રકતમોક્ષણ કરાવવું. ૧૦. દ્રાક્ષ, હરડે, પીંપર, ધાણાં, જવાસો અને સાકરનું ચુર્ણ કરી મધ મેળવી ચાટવું. એથી કફ, ગળાની બળતરા, તૃષા, અમ્લપિત્ત અને જ્વર એ મટે છે. ૧૧. ગળો, લીમડાનાં અને પટોલનાં પાન એનો કવાથ મધ સાથે પાય તો તેથી અનેક પ્રકારનાં રકતપિત્ત અને ઘોર દાહવાળા અમ્લપિત્તનો નાશ થાય છે. ૧૨. પટોળ, ઇન્દ્રજવ, અને પીંપર એનો કવાથ મધ સાથે પીએ તો અમ્લપિત્ત, ઉલ્ટી અને તાવ મટે છે. ૧૩. પટોળ, કડુ, ત્રિફળા એનો કવાથ સાકર મેળવી આપવાથી અમ્લપિત્તનો નાશ થાય છે. ગળો, ચિત્રક મૂળ, પરવળ અને લીમડો એનો કવાથ મધ સાથે પીવો હિતકારક છે. ૧૪. જે અમ્લપિત્તમાં એમ લાગે કે શરીર બળે છે, તો તેનું સંશોધન આપવું હિતકારક છે. કેમકે શોધન વગર શાન્તિ થઇ શકતી નથી. ૧૫.

**રસાયન યોગ**—ત્રિફળા, ત્રિકટુ, વાવડીંગ, ચિત્રકમૂળ, અને નાગરમોથ એ સર્વ ઔષધો ચાર ચાર તોલા લેવાં, ગંધક ૨ તોલા (૧૬) અને શુદ્ધ પારદ ૧ તોલો લઇ પછી ગંધક અને પારાની કજ્જલી કરી બાકીની બધી ઔષધીઓનું ચુર્ણ મેળવી તેમાંથી ૧ તોલાભાર મધ અને ઘીના સાથે સેવન કરવું. ૧૭. ઉપરથી ઠંડું પાણી અથવા ગાયનું દુધ પીવું આ રસાયન મન્દાગ્નિ અમ્લપિત્ત, પરિણામ શૂળ, કમળો, અને પાન્ડુરોગ મટે છે. ૧૮.

**નાલિકેર ખન્ડ**—સારી રીતે છીણેલું કોપરૂં ૧ કુડવ અને એથી ચારગણું મધ અને સાકર લઇ પછી એ સર્વને નારીયેળના પાણીમાં મેળવી મન્દાગ્નિથી પકાવવું અને ઠંડુ થયે મોથ, ધાણા, પીંપર, તજ, તમાલપત્ર, અને એલચી દરેક ચાર ચાર માસા ખાંડી મેળવી દેવું અને ઉત્તમ ચીકણા

વાસણમાં ભરીને રાખવું. આ નારિકેલ ખન્ડ શ્વાસ, ખાંસી, પરિણામ શૂળ, અને અતિદારૂણ અમ્લપિત્તને મટાડે છે. પુસ્ત્વ, શુક્ર અને બળને વધારે છે. રકતપિત્ત અને ગળાની બળતરાને મટાડે છે. આ પ્રયોગમાં છીણેલા કોપરાને ૪ ભાર ઘીમાં તળી લેવું. ૧૯–૨૨.

**જીરકાદિ ઘૃત**—જીરૂ અને ધાણા એને વાટી ૧ પ્રસ્થ ઘીમાં પકાવી તેમાંથી અર્ધો પલ દરરોજ સેવન કરવાથી ભયંકર અમ્લપિત્ત મટે છે. ૨૩.

**इति अम्लपित्त निदान चिकित्सा**

---

## વિસર્પ રોગ નિદાન

તીખું, ખાટું, તીક્ષ્ણ અને ગરમ પદાર્થોના સેવનથી દૂષિત થયેલ રૂધિર, માંસ, ત્વચા, લસીકા અને ધાતુઓને દૂષિત કરી ભયંકર વિસર્પ રોગ ઉત્પન્ન કરે છે. ૧

**વિસર્પ નામનું કારણ**—આ રોગ શરીરમાં ચારે તરફ ફેલાય છે. એથી એને વિસર્પ કહે છે. પૃથક, દ્વન્દ્વ અને સમસ્ત દોષોના યોગથી વિસર્પ સાત પ્રકારનો થાય છે. ૨.

**વિસર્પોનાં લક્ષણો**—વાતજ વિસર્પમાં વાતજ્વરનાં બધાં લક્ષણો હોઈ સોજો ઉત્પન્ન કરે છે. પિત્તજ વિસર્પમાં સોજો જલ્દી ફેલાય છે. કફજ વિસર્પમાં ખુજલી અને ચિકાશ વાળો સોજો હોય છે. અને ત્રિદોષજ વિસર્પમાં ત્રણે દોષોનાં લક્ષણો હોય છે. ૩. આગ્નેય વિસર્પ વાતપિત્તથી ઉત્પન્ન થાય છે. ગ્રન્થિ વિસર્પ કફ વાતથી ઉત્પન્ન થાય છે. અને ભયંકર કર્દમ નામ વિસર્પ પિત્ત કફથી થાયછે. ૪. વાતપિત્તના યોગથી શરીરમાં જ્યાં જ્યાં વિસર્પ ફેલાય છે તે ભાગ અગ્નિથી બળેલા જેવો થઇ જાય છે. ફોલ્લા નીકળી આવે છે અને અત્યંન્ત દાહ થાય છે. અને શરીર

એવું જણાય છે કે જાણે અંગારાનો ઢગલો છે એ અગ્નિ વિસર્પ છે. ૫. કફ વાતના યોગથી જે વિસર્પ ઉત્પન્ન થઇ ગ્રંથિઓની માળા ઉત્પન્ન કરે છે તેને ગ્રંથિ વિસર્પ કહે છે. અને જે વિસર્પમાં માંસ કીચડ સમાન થઇ ગળવા લાગે છે તેને કર્દમ વિસર્પ કહે છે. ૬.

**વિસર્પની ચિકિત્સા**—સર્વ પ્રકારના વિસર્પમાં લંઘન, ફસ ખોલાવવી, વિરેચન, ઉલ્ટી, લેપ અને સેચન એ ઉપચારો કરવા. ૭. લીમડો અને પરવળના રસથી અથવા પીંપર અને મીંઢળથી ઉલ્ટી કરાવવી. અને ત્રિફળા તેમજ નસોતરનું વિરેચન શ્રેષ્ઠ છે. ૮. વાતજ વિસર્પમાં રાસ્ના કમળ, દેવદાર, ચન્દન, વજ ને જેઠીમધ, એ સર્વ ઔષધોને ઘીમાં ઘસીને લેપ કરવો અથવા ગાયનું છાણુ, ગોમૂત્ર, અને દુધ એને ગરમ કરીને લેપ કરવો. ૯. પિત્તજ વિસર્પમાં મજીઠ, પદ્મક, વાળો, વડ, પીંપળો, ચંદન. જેઠીમધ, અને નીલકમળ એને દુધમાં ઘસી લેપ કરવો. ૧૦. સિરસ, જટામાંસી, નેત્રવાળો, ઉપલેટ, જેઠીમધ, બંને હળદર, ઇલાયચી, તગર અને ચન્દન એ દસ ઔષધોને ઘીમાં બારીક ઘુંટી લેપ કરવાથી રતવા, સોજા, તાવ, કોઢ અને દાહ એનો નાશ થાય છે. ૧૧ જેઠીમધ, ત્રીફળા, વાળો કનેર, નડમૂળ, અને જવાસો એનો લેપ કફજ વિસર્પનો નાશ કરે છે. ૧૨.

**અમૃતાદિ ક્વાથ**—ગળો, અરડુસાનાં પાન, પરવળ, લીમડાની છાલ ત્રીફળા, ખેરસાર અને ગરમાળાનો ગોળ એ સરખે ભાગે લઈ કવાથ કરી અને પછી એ કવાથથી ચોથા ભાગે ગુગળ મેળવી સેવન કરે તો એથી વિષ, વિસર્પ અને અઢાર પ્રકારના કોઢ મટે છે. ૧૩.

**ભુનિમ્બાદિ ક્વાથ**—કરીયાતુ, અરડુસી, કડુ, પરવળ, ત્રિફળા, લીમડો, અને સુખડ એનો કવાથ રતવા, દાહ

તાવ, સોજા, ખુજલી, વિસ્ફોટક, તૃષા અને વમન એ રોગોને મટાડે છે. ૧૪.

**ત્રિદોષજાદિ વિસર્પો ઉપર કર્મ**—ત્રિદોષજ વિસર્પમાં ત્રણે દોષોની ચિકિત્સા કરવી, અગ્નિ વિસર્પમાં વાત અને પિત્તનું શમન કરનાર ઉપચાર કરવા, કર્દમ વિસર્પમાં ઘણે ભાગે કફ પિત્તનાશક ક્રિયા કરવી અને ગ્રંથિ વિસર્પમાં વાત કફને દુર કરનાર ક્રિયા કરવી. ૧૫-૧૬.

**વિસર્પ ઉપર તેલ**—એરંડાનું મૂળ, કડવી તુંબડી, લીમડો, બાવચી, કુંવાડીયો, કડવા તુરીયાનાં બી, અંકોલ, એરંડાનાં બી, એ સર્વ ઔષધોને બારીક વાટી ગોમૂત્ર, દહીં, દુધ, તલનું તેલ, અને બકરીનું મૂત્ર એની જુદી જુદી ભાવના આપી પાતાલયંત્ર દ્વારા તેલ કહાડવું. એ તેલ વિસર્પ અને સફેદ કોઢને બહુજ જલ્દી મટાડે છે. ૧૭-૧૮.

**इति विसर्प निदान चिकित्सा**

---

# વિસ્ફોટક નિદાન

તીખું, ખાટું, અને ઉષ્ણ આદિ પદાર્થોના સેવનથી કોપેલ દોષ માંસ અને રૂધિરને દુષિત કરી જ્વર સહિત ભયંકર ફોલા ઉત્પન્ન કરે છે ૧. અગ્નિથી બળ્યા સમાન સર્વ શરીરમાં અથવા શરીરના કોઇ ભાગમાં અનેક પ્રકારના ફોલ્લા પડી જાય છે એને વિસ્ફોટક કહે છે. ૨.

**વિસ્ફોટકની ચિકિત્સા**—એમાં વિસર્પ રોગના જેવી ક્રિયા કરવી જોઇએ. ઉલટી, અને વિરેચન આપવું ઉત્તમ છે. મગ, તુવેરની દાળ, મસુર એનું ઓસામણ, જવ, શાળના ચોખા, સુંઠ, કારેલાં, પિત્તપાપડા, અને સુનિષણ્ણક એનું શાક અને અન્ય કડવા દ્રવ્યોનુ ભોજન કરવું. ૩-૪ ગળો ખેરસાર, મોથ, સપ્તપર્ણ, પટોળ, અરડુસી અસિતવેત્ર અને બન્ને હળદર એનો ઉકાળો અનેક પ્રકારના વિસર્પ, કોઢ,

વિસ્ફોટક. ખસ, મસૂરિકા, શીતપિત્ત, અને જ્વરનો નાશ કરે છે ૫ પરવળ, લીમડો, ત્રીફળા, ગળો, મૂર્વા, હળદર, કડુ, જવાસો, સુખડ, અરડુસી, નાગરમોથ, અને લીમડો એનો કવાથ (૬) ત્વચાના દોષ, વિસ્ફોટક, રતવા ખસ, દાહ, જ્વર, અને ઉલ્ટીના રોગોને જલ્દી મટાડે છે. વાળો લોધર, કમળ, સુખડ અને ઊપલસરી એનો લેપ વિસ્ફોટકનો નાશ કરે છે. ૭. કમળ, જેઠીમધ, લોધર, નાગકેસર, વાવડીંગ, અને હળદર, તગર, ઉપલેટ, ઇલાયચી, તમાલપત્ર, મેરથુથુ, અને રાળ એ સર્વ ઔષધેને પાણીમાં ઘુંટી એક પ્રસ્થ ઘી મેળવી મન્દાગ્નેથી પકાવવું. એથી લગાવવાથી વિસ્ફોટક અને વિસર્પ રોગ મટે છે. ૮ કંપીલો, બીજાનો ગર્ભ, લીમડો, મોથ, ઘઉંલા, લોધર, ત્રીફળા, ખરેટી, કડાછાલ, રાળ, અગર, ધાવડીનાં ફુલ અને સુખડ બારીક વાટી કલ્ક બનાવી તલનું તેલ મેળવી સારી રીતે પકવવું. આ તેલ વિસ્ફોટક ગલગન્ડ, કુષ્ઠ, વિસર્પ, નાડીવ્રણ, અને સર્પ, ઉંદર તથા ઝેરી જંતુઓના વિષનો નાશ કરે છે. ૯-૧૦.

इति विस्फोटक निदान चिकित्सा

---

# વાળાનું નિદાન.

હાથ અને પગમાં દોષ કોપાયમાન થઇ સોજા ઉત્પન્ન કરે છે અને પછી તે સોજો ફુટી ઘા થઇ જાય છે. એ ઘામાં કોપેલા દોષ માંસને સુકવી સુતરના તાર સમાન સ્નાયુ ઉત્પન્ન કરે છે તે પછી એ સુતરના તાર જેવો પદાર્થ ( વાળો ) વારંવાર બહાર નીકળે છે. એને સ્નાયુ ( વાળો ) કહે છે. ૧

આ વાળો જો પાકયા વગરજ અડધો તુટી જાય તો ઘણું દુખ થાય છે એથી એને પકવીને બહાર કાઢવો. એ બહાર નીકળી ખરી પડે તો સોજો શાંત થાય છે. પરંતુ

થોડો પણ અંદર બાકી રહી જાય તો બીજા સ્થાન ઊપર ફુટી નીકળે છે. (૨) આ રોગને વાળો કહે છે એમાં વિસર્પ રોગ માફક ચિકિત્સા કરવી. દેશ, કાલ, દોષ અને બળ અનુસાર સ્નેહ, સ્વેદ અને લેપ આદિનો પ્રયોગ કરવો. ૩.

**વાળાની ચિકિત્સા**—બાવળના પરડાના બીજનો લેપ કરવાથી વાળો મટે છે. અથવા દેડકાને કાંજીમાં પકાવી બાંધવો. ગાયનું ઘી પીવાથી અથવા નગોડનો રસ ત્રણ દિવસ સુધી પીવાથી વાળો મટી જાય છે. ૪. નાગર મોથ, અતિવિષની કળી, પીંપર, સુંઠ, ભારંગી અને બેડાં એનું ચુર્ણ કરીને સ્હેજ ગરમ પાણી સાથે પીવાથી વાળો જલ્દી મટે છે. (૫) ધંતુરાનાં પાન બાંધવાથી વાળો જલ્દી બહાર નીકળી આવે છે. મરેલા ઘોડાની દાઢને પાણીમાં ઘસી લેપ કરવાથી વાળાની પીડા મટે છે. ૬. ધંતુરાનાં પાનપર થોડું ઘી લગાવી ગરમ કરીને વાળા ઉપર બાંધે અથવા કાંસકીનાં પાન ઉપર ગોળો બનાવી બાંધે તો વાળો મટે છે. ૭

**इति स्नायुक निदान चिकित्सा**

---

# મસૂરિકાનું નિદાન

મનુષ્યને શરીરક દોષોથી અથવા યમની પ્રેરણાથી મસૂરિકા રોગ-તક્ર, ઓરી, આકસ્મિક, અને શીતલા એમ ચાર પ્રકારનો થાય છે. એ ચારે પ્રકારના રોગ ઉત્પન્ન થતા પહેલાં જ્વર આવે છે. ૧. અને ખાંસી, પ્રલાપ, અરુચિ, દાહ, તૃષ્ણા, ભ્રમ, અંગસાદ અને અસ્વાસ્થ્ય એ લક્ષણો થાય છે. જે મસૂરીકાનો છાસ સમાન વર્ણ હોય છે, વ્યથા થાય છે અને શરીર ઉપર ફોલ્લીયો ઉઠી બેસી જાય છે તેને તક્રાખ્ય મસૂરિકા રોગ કહે છે, ૨. જેનો રંગ પ્રવાળના ચુર્ણ સમાન હોય છે અને જેમાં પ્રથમ તીવ્ર જ્વર આવે છે, તેને ઓરીની મસૂરીકા કહે છે. એ નવ દિવસે શાંત

થઈ જાય છે ૩. જેમાં દાહ, જ્વર અને પીડાવાળા ફોલ્લા શરીરમાં જણાય છે, જે અકસ્માત પ્રગટ થાય છે અને અકસ્માત લોપ થઈ જાય છે તેને આકસ્મિક મસૂરિકા કહે છે. ૪ જેમાં પાકેલા પીલુ સમાન જ્વરવાળી ફોલ્લીયો થાય, શરીર ચમચમાટ કરે અને ખુજલી ઘણી થાય તથા રોગીને ઘણે ભાગે ઉલ્ટી થાય તેને મુનિજનો શીતલા કહે છે. ૫.

**મસુરીકાની ચિકિત્સા**–સર્વ પ્રકારના ઓષ રોગોમાં મસૂરિકા સમાન ક્રિયા કરવા કારણ કે મસૂરિકા અને ઓષ એકજ છે. આ રોગમાં વૈદ્યોએ દાહનાશક ક્રિયા કરવી જોઇએ. ૬. તુમ્બરીના પાણીને હલાવી પીવું અથવા યથાવિધિ ચણા શેકીને ખાવા, એમ કરવાથી ઓષ રોગ બહાર નીકળી જાય છે અને મધ જ્વર આદિ સર્વ શાન્ત થઇ જાય છે. ૭ ઘટોત્કચની પ્રતિમા બનાવી એની પૂજા કરવી અને રજસ્વલા સ્ત્રીયોને પાસે આવવા ન દેવી: ૮. સાતમા દિવસે ગાયના છાણનો ભૂકો માથે રાખવી તે પછી હળદર અને ચોખાના ચુર્ણનો લેપ કરવો ૯, ઘટો-ત્કચની પૂજા કરીને રોગીના પગમાં કોડી બાંધી દેવી. આ પ્રકારે કરવાથી રોગીને માંગલ્ય અને સ્વાસ્થ્ય પ્રાપ્ત થાય છે. (૧૦) ઓષ રોગના શાંત થયા પછી દાહ તાપ અને જ્વરની શાંતિ ન થાય તો કફપિત્ત રોગો ઉપર હિતકારક ઔષધોનો જલ્દી પ્રયોગ કરવો: ગળો, ધાણા, પદ્મક, નેત્ર-વાળો અને લીમડો (૧૧) પટોલ નાગરમોથ, અરડુસી, ધાણા, જવાસા, કરીયાતુ, કડુ, ગળો પીત્તપાપડા અને લીમડો એનો કવાથ અપકવ મસુરિકાનો નાશ કરે છે. ૧૨,

તક્ર મસુરીકા કફથી ઉત્પન્ન થાય છે. ઓરી રકત-પિત્તથી, આકસ્મિક વાતથી અને શીતલા ત્રિદોષથી થાય છે.૧૩

ઓષોને પણ મસુરીકા કહે છે. તેથી તેની યત્ન પૂર્વક ચિકિત્સા કરવી. મસૂરિકા રોગના આરમ્ભમાં કેવળ માંસ

રસ ન પીવો (૧૪). જે મસૂરીકા ચારે તરફ ફેલાય છે તથા ફોલ્લા સાથે કિલન્ન અને શ્રાવવતી (જેમાંથી પરૂ વહે છે.) હોય છે, તે દશાંગ ચુર્ણનો લેપ કરવાથી શાંત થઇ જાય છે ૧૫. કોઈ રાખોડી લગાવવાનું કહે છે. કોઇ સુકાયેલ છાણાનું ચુર્ણ લગાવવાનું કહે છે. વ્રણના જેવી ચિકિત્સા કરવી અને તેલ વિગેરે અપથ્ય પદાર્થોનો ત્યાગ કરવો. ૧૬ જપ, હોમ, ઉપહાર, દાન અને સ્વસ્ત્યયન આદિથી ઘટોત્કચ, બ્રાહ્મણ, ગાય, શિવ, અને પાર્વતીનું પૂજન કરવું. ૧૭ વ્રણના સોજા દૂર કરનાર અને વા રોગોને દૂર કરનાર ઉપચાર કરવા. અને ઘા દૂષિત થાય તો જળો લગાવી લોહી કઢાવવું ૧૮.

## ક્ષુદ્રરોગ નિદાન

જે ગાંઠાદાર, પીડા વાળી, ચીકણી અને મગના જેવી ફોલ્લીયો વાતકફના યોગથી બાળકોના શરીર ઉપર થાય છે તેને અજગલ્લિકા કહે છે. ૧

**અજગલ્લિકાની ચિકિત્સા**—અજગલ્લિકામાં જળો લગાડવી લોહી કઢાવવું અને પાકતાં વ્રણના જેવી ચિકિત્સા કરવી. ફટકડી, અને છીપના ખારના કલ્કને વારંવાર લેપ કરવો. ૨

**કક્ષા નિદાન**—બાહુ, પાર્શ્વ, ખભા, અને કુખ એ સ્થાનોમાં પિત્તના પ્રકોપથી કાળા રંગના વેદના વાળા ફોલ્લા થાય છે તેને કક્ષા કહે છે. ૩

**પનસિકાનું નિદાન**—કાનની અંદર જે તીવ્ર વેદના વાળી, સ્થિર, અને અંદર પાકનાર ફોલ્લીયો ઉત્પન્ન થાય છે તેને પનસિકા કહે છે. ૪

**પનસિકાની ચિકિત્સા**—મનસીલ, દેવદાર અને ઉપલેટ એના કલ્કનો લેપ કરવો અને પાકયા પછી નસ્તર લગાવી વ્રણની માફક ચિકિત્સા કરવી. ૫

**વિદારિકા નિદાન**—વિદારીકન્દ સમાન ગોળ લાલ-રંગની ગાંઠ, બગલ અને વંક્ષણમાં થાય છે. એ ત્રણે દોષોથી ઉત્પન્ન થાય છે અને ત્રણે દોષોનાં લક્ષણો થાય છે. એને વિદારિકા કહે છે. ૬.

**વિદારિકાની ચિકિત્સા**—લોહી ઘણું કાઢવું, સ્વેદન અપતર્પણ અને સરળવો તથા દેવદારના લેપથી વિદારિકા-ને મટાડવી (૭) અને જ્યારે પાકી જાય ત્યારે તેમાં નસ્તર લગાવી પટોળ, લીમડો અને તલ એના કલ્કમાં ઘી મેળવી લગાવવું. ૮.

**માષ ( મસા ) અને તિલકાલક** (તલ)—શરીર ઉપર વેદના વગર, કઠણ, અડદના જેવા કાળા અને ઊઠેલા જે ગુમડાં થાય છે તેને માષ (મસા) કહે છે. (૯) વાત, પિત્ત અને કફના યોગથી કાળા, તલ જેવા અને વેદના રહિત જે ડાઘ ત્વચા ઉપર પડી જાય છે તેને તિલકાલક (તલ) કહે છે. ૧૦. મસા અને તલને શસ્ત્રથી કોચી ક્ષાર અને અગ્નિથી દગ્ધ કરવા. ૧૧.

**મુખ દુષિકા, ન્યચ્છ, વ્યંગ અને નીલિકાઃ**—કફ, વાયુ અને રકત ના પ્રકોપથી શેમળાના કાંટાની માફક તરૂણ મનુષ્યના મ્હોં ઉપર જે ફોલ્લીયો થાય છે તેને મુખ દૂષિકા (મોંઢાના મસા) કહે છે. ૧૨. શરીર ઉપર મોટા અથવા નાના કાળા અથવા સફેદ અને વેદના રહિત જે મંડલાકાર ડાઘ ઉત્પન્ન થાય છે તેને ન્યચ્છ કહે છે. ૧૩, ક્રોધ અને પરિશ્રમથી પ્રકુપિત થયેલ વાયુ પિત્તથી મળી સહસા મ્હોં ઉપર આવી વેદના વગર સૂક્ષ્મ અને કાળા ચકતાં મ્હોં ઉપર પડી જાય છે તેને વ્યંગ કહે છે. ૧૪.

મુખદૂષિકા, ન્યચ્છ, વ્યંગ અને નીલિકા એ રોગોને શિરાવેધન, પ્રલેપ, અને અભ્યંજન આદિથી

દૂર કરવા ૧૫. લોધર, ધાણા અને વજ એને વાટી લેપ કરવાથી મ્હોં પરના મસા મટે છે અને ગોરોચન તથા મરી વાટી મ્હોં ઉપર લેપ કરવાથી ઉપરના ગુણ થાય છે. ૧૬. સરસવ, વજ, લોધર, અને સીંધાલુણ એનો લેપ પણ મસાને મટાડે છે અને ઉલ્ટી કરાવવાથી પણ જવાનીની ફોલ્લી મટે છે. ૧૭. આંગળીના ચોથા ભાગની બરાબર જાડો લેપ કરવો. એ લેપ જયાં સુધી ન સુકાય ત્યાં સુધી રહેવા દેવો અને સુકાતા પહેલાં તેને કાઢી નાંખવો કારણ કે સુકાઇ જાય તો એ લેપ ત્વચાને બગાડે છે. ૧૮. વ્યંગ ઉપર સસલાના લોહીનો લેપ હિતકારક છે. અથવા મજીઠ-નો મધ સાથે લેપ કરવો. ૧૯. અર્જુન વૃક્ષની છાલ અથવા ધોળા ઘોડાના ખરની મષી અથવા આકડાનું દૂધ અને હળદર એનો લેપ કરવાથી (૨૦) બહુજ દિવસના જુના મસા મટે છે. ૨૧. તેલની ૨૧ દિવસ સુધી પ્રતિ મર્ષણ નસ્ય આપવાથી કપાળ ઉપર ઉઠેલી ફોલ્લીઓ એવી નષ્ટ થાય છે કે જેમ ધર્મના સેવનથી પાપોનો સમૂહ નાશ પામે છે. ૨૨.

**કુંકુમાદિ તેલ**—કેસર, સુખડ, તમાલપત્ર, વાળો, કમળ, નીલકમળ, ગોરોચન, હળદર, દારૂહળદર, મજીઠ, જેઠીમધ, ઉપલસરી, લોધર, પતંગ, ઉપલેટ, ગેરૂ, નાગકેસર, સ્વર્ણક્ષીરી, ઘઉંલા, અગર અને રતાંજળી (૨૩-૨૪) એ સવ ઔષધો દરેક એકેક તોલો લઇ કલ્ક કરી એક પ્રસ્થ તેલમાં પકાવવું. એ તેલ રાજરાણી અથવા ધનવાન મનુષ્યો-ના મ્હોં ઉપર લગાવવાથી તલ, ફોલ્લી, વ્યંગ, નીલિકા, મસા, મ્હોં બગડી જવું અને વિવર્ણતા એ જલ્દી મટી જઇ અત્યંત મનોહર રૂપ થઇ જાય છે. મુખકમળ કેસરની માફક કાન્તિમાન થાય છે. ૨૫-૨૭.

**પાદદારી ( પગ ફાટવા )**—જે લોકોને ઘણું ચાલ-વાનું હોય છે તેમના પગ અત્યંત રૂક્ષ થઇ જાય છે અને

વાયુ પગના તળીયાને વિદીર્ણ કરી દે છે. જેથી અત્યંત વેદના થાય છે તેને પાદદારી કહે છે. (૨૮) આ રોગમાં પગને શુદ્ધ કરનારી શિરાનું ભેદન કરવું અથવા પગને સ્નિગ્ધ કરી સ્વેદન કરી વસા, ચરબી, મજ્જા, ઘી અને દૂધ એને મેળવી લેપ કરવો અથવા રાળ અને સીંધાલુણના ચુર્ણને ઘી અને મધમાં મેળવી સરસીયા તેલમાં ઘુંટી લેપ કરવો હિતકારક છે. ૨૯-૩૧.

**ચિપ્પ રોગનું વર્ણન**—મનુષ્યના નખ નીચે માંસમાં કોઈ કારણથી કોપિત થયેલ વાત, પિત્ત સ્થિત થઇ દાહ અને પાક ઉત્પન્ન કરે છે એ વ્યાધિને ચિપ્પ કહે છે. ૩૨. ચિપ્પમાં રકતસ્રાવ કરવો અને શોધન ક્રિયા કરવી. શસ્ત્રથી યથાયોગ્ય છેદન કરી ઘામાંથી લોહી કઢાવવું ૩૩. દાડમનું ફુલ અને જવાસા એની સાથે હરડેને પીસી લેપ કરવાથી નખના કિનારોની રાધ અને શૂળ તત્કાલ શાંત થાય છે. ૩૪. લોઢાના પાત્રમાં હરડેનું ચુર્ણ નાંખી હળદરના રસમાં ઘુંટી એ કલ્કને ચેપ ઉપર વારંવાર લેપ કરવો. ૩૫. ચોખાના મૂળમાં હરતાલ ભરી માટીના વાસણમાં રાખીને મ્હોં બંધ કરી દગ્ધ કરવું પછી તેનું ચુર્ણ કરી લેપ કરવાથી દુષ્ટ થયેલ નખ આરોગ્ય રહે છે. ૩૬

**અરૂંષિકા**—કફ, રકત, અને કૃમિના પ્રકોપથી મસ્તકમાં બહુ મુખવાળું અને અત્યંત કલેદયુકત વ્રણ થાય છે તેને અરૂંષિકા કહે છે. ૪૭. અરૂંષિકા રોગ ઉપર વૈદ્યે જળો લગાડી દુષ્ટ લોહીને કઢાવવું, છાસ અને સીંધાલુણ તથા ઉકાળાના પાણીથી વારંવાર ધોવું. ૩૮. તે પછી પટોળ, લીમડા અને અરડુસો એને વાટી વારંવાર લેપ કરવો. માટીના ઠીકરામાં ઉપલેટને શેકી તેના ચુર્ણને તેલમાં મેળવી લેપ કરવાથી અરૂંષિકા, અન્ડુ, કલેદ, દાહ અને પીડા મટે છે ૩૯.

**હરિદ્રાદિ તેલ**-હળદર, દારૂહળદર, કરીયાતુ, ત્રિફળા, લીમડો અને સુખડ એ ઔષધોથી સિધ્ધ કરેલું તેલ અરૂંષિકા રોગમાં લગાવવું હિતકારક છે. ૪૦.

**દારુણક**—કફ અને વાતના પ્રકોપથી વાળની જગાએ ઉંદરી થઇ રૂક્ષ થઇ જાય છે એ રોગને દારુણક કહે છે. ૪૧. દારુણક રોગમાં લલાટના શિરાને સ્નિગ્ધ અને સ્વિન્ન કરી શસ્ત્રથી ભેદન કરી લોહી કઢાવવું અને અવપીડક અને શિરો વિરેચન આપી અભ્યંગ કરવો. ૪૨. કોદરાના ઘાસના ક્ષારના પાણીથી દરુણકને ધોવા, દારુણક રોગમાં પ્રિયાલનાં બીજ, જેઠીમધ, ઉપલેટ, અડદ અને સીંધાલુણ એને મધમાં મેળવી લેપ કરવો. ચણોખડીનો કલ્ક કરી તેમાં તેલ અને ભાંગરાનો રસ નાંખી તેલ સિદ્ધ કરવું પછી એ તેલને ચોપડવાથી ખુજલી, દારુણક, હૃદયરોગ, ઉપલેટ અને મસ્તક રોગ મટે છે. ૪૩-૪૪.

**ભૃંગરાજ તેલ**—ભાંગરો, ત્રિફળા, કમળ, સારીવા, લોહ અને ગાયના છાણની સાથે તેલ સિદ્ધ કરવું. એ લગાવવાથી દારુણક રોગ મટે છે. અને ખરી ગયેલા વાળ એ તેલ લગાવવાથી ખરી જતા અટકે છે અને સ્થિર થાય છે ૪૫.

**ઇન્દ્રલુપ્ત-ટાલ પડવી**—વાયુની સાથે કોપેલ પિત્ત રોમકૂપોને બંધ કરી દે છે જેથી વાળ ઉત્પન્ન થતા નથી. આ રોગને ઇન્દ્રલુપ્ત, ખાલિત્ય અને રુષ્યા કહે છે. ૪૬-૪૭. ઇન્દ્રલુપ્ત રોગમાં રોગીને સ્નિગ્ધ અને સ્વિન્ન કરી મસ્તકની ફસ ખોલી તે પછી મનશીલ, હીરાકસી અને મોરથુથુ તથા મરી એને વાટી લેપ કરવો. ૪૮. કડુને પટોળના પાનના રસમાં ઘસી ત્રણ દિવસ સુધી લગાવવાથી બહુ દિવસના રુષ્યા રોગની શાંતિ થાય છે. ૪૯. ભોંયરીંગણીનો રસ મધમાં મેળવી ચોપડવાથી ઇન્દ્રલુપ્ત મટે છે હાથીદાંતની રાખ બકરીના દૂધ અને રસવંતીમાં મેળવી લેપ કરવાથી મનુષ્યના પગના તળીયે પણ વાળ ઉગે છે. ૫૦. માલતીનાં

પાન, કણેર, ચિત્રકમૂળ અને કરંજ એના કલ્ક સાથે સિદ્ધ કરેલું તેલ માલીશ કરવાથી ઇન્દ્રલુપ્તનો નાશ થાય છે. ૫૧. ઇન્દ્રલુપ્ત રોગમાં માથામાં વારંવાર લોહી કઢાવી ચણોખડી વાટી લેપ કરવો એથી ઇન્દ્રલુપ્તનો નાશ થાય છે. ૫૨.

**પલિતરોગ [ વાળ ધોળા થવા ] ચિકિત્સા**

આંબળાં નંગ ૨, હરડે નંગ ૨, બ્હેડાં નંગ ૧, લોહ ચુર્ણ ૧ તોલો અને આંબાની ગોટલી મેળવી એક રાત ખલમાં પડયા રહેવા દેવા પછી બીજે દિવસે તેનો લેપ કરવો. આ લેપ અકાળે અર્થાત તરુણ અવસ્થામાં ઉત્પન્ન થયેલા પલિતરોગનો તત્કાલ નાશ કરે છે. ૫૩–૫૪.

**અગ્નિરોહિણી**—કાખમાં માંસને વિદારણ કરનાર, શરીરની અંદર દાહ અને જવર કરનાર અને બળતા અગ્નિ સમાન પ્રકાશમાન જે ફોલ્લા ઉત્પન્ન થાય છે તેને અગ્નિ રોહિણી કહે છે. એ અગ્નિ રોહિણી નામના ફોલ્લા સન્નિપાતથી ઉત્પન્ન થાય છે તે અસાધ્ય છે. એ સાત, બાર અથવા પંદર દિવસમાં મનુષ્યને મારી નાંખે છે. ૫૫–૫૬. રોહિણી ઉપર લંઘન, રકતમોક્ષણ અને રુક્ષ ઉપચાર કરવા અને પિત્ત વિસર્ગમાં જે જે ઉપાય કહ્યા છે તેનો રોહિણીમાં પ્રયોગ કરવો. ૫૭.

**ગુદભ્રંશ**—( આમણ નીકળવી ) રુક્ષ અને દુર્બળ શરીર મનુષ્યની ગુદા પ્રવાહણ અને અતિસારથી બહાર નીકળી આવે છે તેને ગુદભ્રંશ કહે છે. ૫૮. ગુદાભ્રંશમાં ગુદાને સ્વિન્ન કરી ઘી લગાડી હાથથી અંદર લઇ જવી અને કમળ અને કમલિની ( પોયણી ) નાં પાન સાકર મેળવી ભક્ષણ કરવાં. ૫૯. અથવા ઉંદરની ચરબીથી ગુદભ્રંશ ઉપર લેપ કરવો અથવા ઉંદરના માંસને ગરમ કરી તેનાથી શેક કરવો. ૬૦.

**વૃષણ કૃચ્છ્ર**—જે મનુષ્ય સ્નાન કરીને શરીરનો મેલ સ્વચ્છ નથી કરતા તેના અન્ડકોશોમાં મળ એકઠો થઇ જાય

છે અને જ્યારે તે મળ પરસેવો આવવાને લીધે ઢીલો હોય છે ત્યારે ખુજલી આવે છે અને ખંજવાળવાને લીધે જલ્દી ફોલ્લા થઇ જાય છે. જેમાંથી સ્રાવ થવા લાગે છે. આ વ્યાધિને વૃષણકૃચ્છ્ર કહે છે. એ કફ અને રક્તના પ્રકોપથી થાય છે. ૬૧-૬૨. રાળ, ઉપલેટ, સીંધાલુણ અને સફેદ સરસવ એનું ઉબટન કરવાથી વૃષણકૃચ્છ્ર અનાયાસ શાન્ત થઇ જાય છે. ૬૩. ક્ષુદ્રરોગોમાં ઘણે ભાગે શસ્ત્ર ક્રિયા, ક્ષાર પ્રયોગ, દાહ, લેપ અને રક્તસ્રાવ એ સામાન્ય ઉપચાર કહેલા છે. ૬૪.

इति क्षुद्ररोग निदान चिकित्सा

---

# હોઠ, દાંત રોગ નિદાન.

આનુપમાંસ, કાલી સરસો, અડદ, દૂધ ઇત્યાદિના સેવનથી કોપિત થયેલા દોષ મુખમાં કફપ્રધાન અનેક રોગ ઉત્પન્ન કરે છે. ૧. વાયુના પ્રકોપથી હોઠ ઉપર ચીરા પડી જાય છે અને તેના ઉપરની ત્વચા ફાટી જાય છે. અને પિત્તના પ્રકોપથી સર્વ હોઠ ઉપર ફોલ્લીયો થઇ જાય-છે. જેથી બહુ દરદ થાય છે. ૨. કફથી હોઠ પીળા, શીતલ અને ભારે થઇ જાય છે. તથા સન્નિપાતથી અને ફોલ્લીયોથી વ્યાપ્ત થઇ જાય છે. જેમાં બહુજ દરદ થઇ જાય છે. ૩. લોહીથી હોઠ રક્ત સમાન લાલ થાય છે અને એમાંથી રૂધિર વહે છે. દાંતના મૂળ, મુખ અને કંઠના રોગ ઘણે ભાગે રક્ત અને કફના પ્રકોપથી ઉત્પન્ન થાય છે. પિત્તના યોગથી જીભ દાહસહિત, લાંબી, રાતા રંગની, કાંટાવાળી થાય છે અને કફના યોગથી જીભ ભારે અને મોટી થાય છે અને તેમાં માંસ જેવા ઉંચા કાંટા ઉત્પન્ન થઇ જાય છે. ૧.

જીભના રોગની ચિકિત્સા—જીભના વિકારોની શાંતિને માટે રક્ત મોક્ષણ શ્રેષ્ઠ છે. ગળો, પીંપર અને લીમડો એનો ક્વાથ કરી મ્હોંમાં માત્ર રાખી મૂકવો ઉત્તમ છે. ૨. પરવળ, ત્રિકટુ, કટુ, કાળી પાટ, સીંધાલુણ, અને ભારંગમૂળ એનું ચુર્ણ કરી મધમાં મેળવી લેપ કરવો અને મધ અને તેલ મેળવી એના કોગળા મ્હોંમાં રાખવા ૩ વાવડીંગ, પીંપર અને રસવંતી એનું ચુર્ણ જીભ ઉપર ચોપડી મ્હોં ગળતું રાખી લાળ પડવા દેવી, (દોષસ્રાવ કરવો) અથવા સફેદ સરસવ અને સીંધાલુણ એના કોગળા ધારણ કરવા. ૪ ઉપજીવ્હા રોગમાં ક્ષારનો લેપ કરી દોષસ્રાવ કરાવવો. તથા શિરો વિરેચન અને કોગળા કરવા અને લેપથી પણ ચિકિત્સા કરવી. ૫. ત્રિકટુ, જવખાર, હરડે અને ચિત્રક એનું ચુર્ણ જીભ ઉપર મસળવું અથવા એ ઔષધીઓથી તેલ સિદ્ધ કરી ચોપડવું. એથી ઉપજીવ્હા રોગની શાંત થાય છે. ૬. અરડુસીના ક્વાથમાં મધ, ઘરનો ધુમાડો અને માલતીના પાનનું ચુર્ણ મેળવી જીભ ઉપર મસળવાથી કઠીન ઉપજીવ્હા રોગ અને અધિ જીવ્હા રોગ મટે છે. ૭.

इति जिव्हा रोग निदान चिकित्सा

---

## કન્ઠના રોગોનું વર્ણન

તાળવાના મૂળમાં દુષ્ટ થયેલ કફ અને રક્તથી મોટો સોજો થાય છે અને જે ફુલેલી બસ્તી સરખી જણાય છે. એના પ્રભાવથી તરસ, ખાંસી અને શ્વાસ એ ઉપદ્રવો થાય છે, એને વૈદ્યો કન્ઠશુન્ડી કહે છે. કન્ઠશુન્ડીને શસ્ત્રથી કાપી ત્રિકટુ, સીધાલુણ અને વજ એને મધમાં મેળવી મસળવું. થોરનું દુધ લગાવવાથી ગલશુન્ડીનો નાશ થાય છે. ૨. નંગોડનું મૂળ ચાવવાથી ગલશુન્ડીનો નાશ થાય છે તથા

લીમડાના ઉકાળાના કોગળા મ્હોંમાં રાખવા. ૩. ખેરના ઉકાળામાં મધ મેળવી સેવન કરવું ઉત્તમ છે. કડુ, અતિવિષ, દેવદાર, કાળી પાટ, મોથ અને ઇન્દ્રજવ એનો ગોમૂત્રમાં ક્વાથ કરી પીવાથી કન્ઠરોગ મટે છે. એથી વૈદ્ય દુષિત લોહીને સાવધાનીથી વારંવાર કહાડવું. ૪.

**હોઠના રોગોની ચિકિત્સા**—લોબાન, રાળ, ગુગળ, દેવદાર, જેઠીમધ, અને મહુડાનો સાર એનું ચુર્ણ કરી સાવધાનીથી હોઠ ઉપર ઘસવું. ૫. પિત્તજ હોઠરોગમાં ઠંડા પાણીનો તરડો દેવો. વમન, વિરેચન અને ઘૃતપાન હિતકારક છે અને કફજ ઓષ્ઠ રોગોમાં શિરો વિરેચન, નસ્ય, ધુમ્રપાન અને કવલ ગ્રહનો પ્રયોગ કરવો. ૬. જવખાર, સુંઠ, મરી અને પીંપર એનું ચુર્ણ કરી મધમાં મેળવી હોઠ ઉપર મસળવાથી જલ્દી હોઠના રોગ મટે છે. ધાણા, રાળ, ગેરૂ અને મીણ એથી સિદ્ધ કરેલ તેલ અથવા ઘી હોઠના ઘાને આરોગ્ય કરે છે. ૭. ધઉંલા, ત્રિફળા અને લોધર એને મધમાં મેળવી લગાવવું અથવા સોવાર ધોયેલા ઘીને હોઠ ઉપર લગાવવું. ૮.

**દંતરોગોની ચિકિત્સા**—માલકાંકણી, લોધર, ઉપલેટ, દારૂહળદર, કાળી પાટ, જેઠીમધ, કડુ, તેજ પત્ર, પીંપરીમૂળ એનું ચુર્ણ કરી ઘીમાં મેળવી દાંતે લગાવવાથી દાંતમાંથી લોહી વહેવું, માંસનું વિશીર્ણ થવું આદિ દુર થાય છે. એજ રીતે શિરોવિરેચન રકતાવ, નસ્ય અને સ્નિગ્ધ ભોજન હિતકારક છે ૯-૧૦. સ્રાવ થતો હોય તેવા દંતવેષ્ટરોગ અને પરૂ નીકળતું હોય તેવા દાંતના મૂળ સંબંધી વ્રણમાં પાંચે નમક અને જવખાર મધમાં મેળવી લગાવવું હિતકારક છે. ૧૧. દાંત હાલતા હોય તો તલને બારીક વાટી તેને પાણીમાં પલાળી તેનાથી કોગળા કરવા, મુખરોગ અને દંતહર્ષમાં તલનો કલ્ક હંમેશાં હિતકારક છે. ૧૨. બકુલનાં પાન ચાવવાં. તે હાલતા દાંતને જમાવનાર છે. ઘી, પીંપર, અને મધ એને મેળવી

મ્હોંમાં રાખવાથી દાંત હાલવા અને દરદ બંધ થઇ જાય છે. ૧૩. દાંતમાં કીડા પડી જાય તો હીંગ ગરમ કરી દાંતમાં રાખવી. તથા ગરમ તેલ, ગરમ ઘી અને વાત નાશક પદાર્થોના ઉકાળાના કોગળા મ્હોંમાં ધારણ કરવા હિતકારક છે. ૧૪. મોટી ભોંયરીંગણી, ગોરખ મુન્ડી, એરન્ડાનું મુળ અને ભોંયરીંગણી એનો ઉકાળો કરી તેમાં તેલ મેળવી કોગળા કરવા, એથી કૃમી જન્ય દાંતની પીડા મટે છે. દંતીમૂળ, સ્વર્ણ ક્ષીર (દારૂડી), હીરાકશી, વાવડીંગ અને ઇન્દ્રજવ એનું ચુર્ણ કરી થોર અને આકડાના દુધમાં મેળવી દાંતના છિદ્રોમાં ભરવું હિતકારક છે. દાંતના રોગીએ દાતણ, રુક્ષ અન્ન, ખટાશ અને ઠંડા પાણીનો ત્યાગ કરવો. ૧૭.

**જીભના રોગ**—વાયુના યોગથી જીભ કાપા પડેલી, સ્પર્શજ્ઞાન રહિત અને શ્યામ વર્ણની થવી, તાળવાના પાક વિગેરેમાં પિત્તનાશક ઉપચારો કરવા. ૪–૫. સાધ્ય રોહિણી રોગમાં રકતમોક્ષણ હિતકારક છે. તથા ઘર્ષણ, ધુમ્રપાન, ગન્ડુષ અને નસ્ય એ પણ હિતકારક છે. ૬. લઘુપંચ મૂળનો ઉકાળો કરી તેમાં ઘી મેળવી ગરમ ગરમ મ્હોંમાં ધારણ કરવો. ૭. માલકાંગણી, દેવદાર, હળદર, કાળી પાટ, રસવંતી, જવખાર, અને પીંપર એનું ચુર્ણ કરી મધમાં ગોળી બનાવવી. અને તેને સર્વ પ્રકારના કંઠરોગમાં મ્હોંમાં રાખવી. ૮.

**इति कन्ठरोगोपक्रमः ।**

## મુખના રોગોનું વર્ણન

**મુખપાકમાં**—શિરાવેધન કરી રકત કઢાવવું અને શિરો વિરેચન તથા નસ્ય આપવું. અને ઘણું કરીને રોજ રોજ ચમેલીનાં પાન ચવરાવવાં. ૧. ચમેલીનાં પાન, ત્રિફળા, ગળો, દારૂહળદર, જવાસો અને દ્રાક્ષ એનો ઉકાળો કરી

મધ મેળવી તેના કોગળા કરવાથી મુખ સંબંધી અનેક રોગ મટે છે. જાંબુ, આંબલી અને ચમેલીનાં પાન, હરડે, આંબળાં, લીમડો અને પરવળ એનો ઉકાળો કરી મ્હોંમાં ધારણ કરવો. ૨. જાયફળ, જાવંત્રી, સફેદ ડમરો, કેસર અને ગોળ એને બારીક ઘુંટી ગોળીયો બનાવી તે મુખમાં ધારણ કરવાથી મુખની દુર્ગંધી મટે છે ૩. ઉપલેટ, ચણકબાબ, મોથ, ધાણા, ઇલાયચી અને જેઠીમધ, એનો કવલ ગ્રહે, લસણ અને મદિરાની દુર્ગંધીને મટાડે છે ૪.

इति मुखरोगोपक्रम

---

# કર્ણરોગ નિદાન

જે સમય કાનમાં ગયેલ વાયુકોપત થઇ ચારે તરફ ઘુમે છે તે સમયે કાનોમાં શૂળ ઉત્પન્ન થાય છે. તેને કર્ણ શૂળ કહે છે. ૧. જ્યારે વાયુ કાનના છિદ્રમાં રહે છે ત્યારે ભેરી, મૃદંગ, અને શંખ આદિના અનેક સ્વર સંભળાય છે. તેને કર્ણનાદ કહે છે ૨ જ્યારે કેવળ વાયુ અથવા કફયુકત વાયુ શબ્દવાહી સ્રોતનું આ-વરણ કરી સ્થિત થઈ જાય છે ત્યારે મનુષ્ય સાંભળી શકતો નથી તેને બ્હેરાપણું કહે છે. ૩. માથામાં વાગવાથી, પાણીમાં ડુબવાથી પરૂ વ્હેવા લાગે છે તેને કર્ણસ્રાવ કહે છે. ૪-૫ અને કાનખજુરો આદિ જન્તુ કાનમાં પેસી જતાં વ્યાકુળ અને તીવ્ર વેદના કરે છે. ૫. કાનની અંદર સોંય ભોંકાયા જેવી વેદના થાય છે. તથા ફડફડાટ થાય છે. જ્યારે કીડો કાનમાં ચાલે છે ત્યારે તીવ્ર વેદના થાય છે અને જ્યારે બેસી રહે છે ત્યારે મન્દ વેદના થાય છે.

**કર્ણરોગની ચિકિત્સા**—સર્વ પ્રકારના કર્ણ શૂળમાં રોગીને સ્નિગ્ધ, સ્વિન્ન કરીને વિરેચન આપવું. ભોજન પછી

ગરમ દૂધ અને ઘી આપવું હિતકારક છે. ૭. આદાનો રસ મધ, સીંધાલુણ, અને તેલ મેળવી કાનમાં નાંખવાથી કાનનું દરદ જલદી મટે છે. આદાનો રસ અથવા લસણનો રસ સીંધાલુણ મેળવી કાનમાં નાંખવાથી કાનના રોગ મટે છે. ૮. કેળનો સ્વરસ ગરમ કરી કાનમાં નાંખવો ઉત્તમ છે અને કાંજીને ગરમ કરી કાનમાં નાંખવાથી વેદના મટે છે. ૯. ગોમૂત્રને ગરમ કરી કાનમાં ભરવાથી કર્ણશૂળ મટે છે. બકરીના મૂત્રમાં સીંધાલુણ મેળવી ગરમ કરી કાનમાં નાંખવાથી દરદ બંધ થાય છે. ૧૦. પાકેલાં આકડાનાં પાન ઉપર ઘી ચોપડી જરા દેવતા ઉપર ગરમ કરી પછી તેનો રસ કહાડી કાનમાં ટીપાં નાંખવાથી કર્ણશૂળ મટે છે. ૧૧. રાઈ, પીંપર, હીંગ, સવા, અને સુકા મૂળા તથા એનાથી ચારગણી કાંજી એની સાથે તેલ સિદ્ધ કરી કાનમાં નાંખવાથી બ્હેરાપણું, કર્ણનાદ અને કર્ણશૂળ મટે છે. ગોળ અને સુંઠના પાણીનું નસ્ય દેવાથી બ્હેરાપણું મટે છે. ૧૨-૧૩ બહુ દિવસનો કર્ણસ્રાવ અને પૂતિકર્ણ રોગમાં સ્ત્રીનું દૂધ, ઘી અને મધમાં રસવંતી ઘસી કાનમાં નાંખવી. ૧૪. સરસીયું તેલ કાનમાં ભરવાથી કાનમાં ભરાયેલા જંતુ ( કાન ખજુરો વીગેરે ) મરી જાય છે. રીંગણાં અને ગુગળની ધુણી કાનમાં જવા દેવાથી ઉત્તમ ફાયદો કરે છે. ૧૫. ગોમૂત્રમાં હરતાલને ઘસી તેને કાનમાં નાંખવાથી અથવા ત્રિકટુનું ચુર્ણ કાનમાં નાંખવાથી કીડા મરી જાય છે. ૧૬. લાભજ્જક ઘૃત કર્ણસ્રાવને દૂર કરે છે. અને સિંદુવારનો રસ કાનમાં ભરવાથી કીડા મરી જાય છે. ૧૭.

इति कर्णरोगोपक्रम ।

# નાસા (નાકના) રોગનું વર્ણન

અરૂચિ, માથું ભારે રહેવું, નાકનો સ્રાવ (નાકમાંથી પાતળું પાણી કે લીંટ વ્હેવું), સ્વરની ક્ષીણતા, વારંવાર થુંકવું, એ અપક્વ સળેખમનાં લક્ષણ છે. ૧. સ્વરનુ અશુદ્ધ હોવું એ પીનસનાં લક્ષણ છે. સર્વ પ્રકારના પીનસના રોગમાં મનુષ્યે વા વગરના સ્થાનમાં રહેવું. ૨. સર્વ પ્રકારના સળેખમમાં તે થતાંજ મનુષ્ય દહીં, ગોળ અને મરી મેળવી સેવન કરે તો સુખ પ્રાપ્ત થાય છે ૩.

**ચવ્યાદિ ચુર્ણ**—ચવક, અમલવેતસ, સુંઠ, પીંપર, આંબલી, તાલીસપત્ર, ચિત્રકમૂળ, નાગકેસર, તમાલપત્ર, અને ઈલાયચી એનું ચુર્ણ કરી જીરૂ અને ગોળ મેળવી સેવન કરવાથી ખાંસી અને અપક્વ સળેખમનો નાશ થઇ રુચિ વધે છે અને અગ્નિ પ્રદીપ્ત કરે છે. ૪.

**તેલ આદિનો પ્રયોગ**—ભોંયરીંગણી, વજ, સરગવો, દંતીમૂળ, તુળસી, સુંઠ, મરી, પીંપર, સીંધાલુણ એની સાથે સિદ્ધ કરેલ તેલ પૂતિનાસા રોગનો નાશ કરે છે. ૫ નાસા પાક (સળેખમ)માં પિત્ત નાશક ક્રિયા કરવી, જળો લગાવી લોહી કઢાવવું અને ટાઢું પાણી નાક પર રેડવું કે ઠંડો લેપ કરવો. ૬. સાલવૃક્ષ, ઉમરડો અને કડા છાલના ઉકાળાથી નાક ધોવું અને એ ઔષધોના કલ્ક અને કવાથમાં સિદ્ધ કરેલ ઘી નાક પાક્યા પછી ઘણું ઉપયોગી છે. ઘી, ગુગળ અને મીણની ધુણી દેવાથી ક્ષવથુ (છીંકો આવવી) એ રોગ મટે છે. ૭. નાસા શોષમાં દૂધ અને ઘી મેળવી સિદ્ધ કરેલું તેલ થોડું નાકમાં ટપકાવવું ઘી પીવું, જાંગલ માંસનું ભોજન, સ્નેહન, સ્વેદન અને સ્નેહિક મ એ ઉપચાર ઉત્તમ છે. ૮.

**પ્રતિશ્યાય નિદાન**—મળમૂત્ર આદિ વેગોને રોકવા, અજીર્ણ, શોક, મૈથુન અને રાત્રે જાગવું એ કારણોથી કોપેલ

થયેલ દોષ મસ્તકમાં સ્થિત થઇ સળેખમ ઉત્પન્ન કરે છે. ૯. માથું ભારે થવું, અંગમર્દ, છીંક આવવી અને એવા બીજા ઉપદ્રવો પ્રતિશ્યાય ઉત્પન્ન થતા પહેલાં થાય છે. ૧૦. વાતજ પ્રતિશ્યાયમાં કાનપટીયોમાં વ્યથા થવી અને તાલુ તથા હોઠોમાં શુષ્કતા થાય છે. પિત્તજ પ્રતિશ્યાયમાં મનુષ્ય અત્યન્ત સન્તપ્ત થઈ પાન્ડુવર્ણનો અને કૃશ થઇ જાય છે. ૧૧. કફજ પ્રતિશ્યાયમાં શીતલ, પાન્ડુરંગ અને ઘણો કફ વારંવાર પાકયા વગર નષ્ટ થઈ જાય છે, અને ફેરી ઉત્પન્ન થઇ નષ્ટ થઇ જાય છે તથા કન્ઠ, તાલુ, હોઠ અને માથામાં ખુજલી થાય છે. રકતસ્રાવ થાય છે. ૧૩. દુષ્ટ પ્રતિશ્યાયમાં નાક કદી રોકાઇ જાય છે તો કદી ખુલી જાય છે. કદી નાકમાંથી પાણી ઝરે છે તો કદી નાક સુકાઈ જાય છે. દુર્ગંધ મારતો શ્વાસ નીકળે છે અને એ મનુશ્યને સુગન્ધી જણાતી નથી. એવાં લક્ષણો વાળો દુષ્ટ પ્રતિશ્યાય કૃચ્છ્રસાધ્ય હોય છે એવો વિદ્વાનોનો મત છે. સર્વ પ્રકારના પ્રતિશ્યાય કંઇક કાલ પછી અસાધ્ય થઈ જાયછે, એથી એનો જલદી ઉપાય કરવો.૧૪–૧૫.

**પ્રતિશ્યાયની ચિકિત્સા**—પ્રતિશ્યાય રોગમાં વજનું ચુર્ણ અને સતુની ધુમાડી પીવી. વજનું ચુર્ણ સુંઘાડી પ્રતિશ્યાયનો નાશ કરવો. ૧૬. તજ, તમાલપત્ર, એલચી, નાગકેસરનું ચુર્ણ સુંઘવું અથવા શાહજીરૂ વાટી તેનું ચુર્ણ સુંઘવું. બાલમૂલક ( આંબળાં ) અને કળથીના ચુષનું સેવન કરવું. ૧૭. દશમૂળ કવાથ ગરમ ગરમ પીવા આપવો અથવા જુની મદિરા પાવી. ગોળ અને આદુ ખાવાથી સળેખમ મટે છે. ૧૮. પીંપર, સરગવાનાં બી, વાવડીંગ અને મરી એનું અવપીડન પ્રતિશ્યાયને મટાડે છે. ૧૯. તીખા પદાર્થોથી સિદ્ધ કરેલ ઘી, તીક્ષ્ણ ધુમ અને તીખી ઔષધીયોના સેવનથી સન્નિપાતજ પ્રતિશ્યાય મટે છે. ૨૦. પીપળાની છાલનો ખાર, પીંપર અને ગોળ, મેળવી એક તોલો ખાવાથી જુના કફનો નાશ થાય છે. ૨૧.

**इति प्रतिश्याय निदान चिकित्सा.**

# નેત્રરોગનું નિદાન

આંસુઓને રોકવાથી, બહુ મૈથુન કરવાથી, શોક, તાપ અને કલેશથી, ઉત્પન્ન થયેલ ઉલ્ટી રોકવાથી, વિષ્ટા, મૂત્ર, અધોવાયુ અને કૃમિ એના નિગ્રહથી, ધુંવાડી આંખને લાગવાથી અને અતિ ગરમ પદાર્થોના સેવનથી નેત્રોમાં રોગ ઉત્પન્ન થાય છે. ૧. ઉપરના કારણોથી કોપેલ શિરાનુગત વાતાદિ દોષ ઉપર જઇ નેત્રોમાં પરમ દારૂણ રોગ ઉત્પન્ન કરે છે. ૨. વાત, પિત્ત, કફ અને રકત એ ચાર પ્રકારોથી અભિષ્યન્દ રોગ ઉત્પન્ન થાય છે. જે ઘણે ભાગે સર્વ નેત્ર રોગોનું કારણ હોય છે. ૩. ઘણા કષ્ટથી આંખો ઉઘડવી અને બંધ થવી, આંખોમાં કાંટો ભોકાયા જેવું લાગવું, આંખોમાં સુર્ણી અને સોજો થવો, અને વાયુથી મન્યા અને હાથ પગમાં વેદના થવી, વાતાભિષ્યન્દ રોગનાં લક્ષણો છે. ૪. વાતાભિષ્યન્દ રોગમાં જડતા, સોય ભોકાયા જેવી વેદના થવી અને આંખોમાં ઠંડુ પાણી પડવું એ લક્ષણો થાય છે. પિત્તાભિષ્યન્દમાં દાહ, પ્રપાક અને નેત્રો પીળાં થવાં એ લક્ષણો થાય છે. ૫. કફાભિષ્યન્દ રોગમાં નેત્રોમાં ભારેપણું, સોજો અને શીતલતા થાય છે અને રક્તાભિષ્યન્દમાં નેત્રોનો રંગ તામ્રવર્ણનો, આંસુ વહેવાં, પીડા થવી અને આંખો લાલ થવી એ લક્ષણો થાય છે. ૬. અભિષ્યન્દરોગની ચિકિત્સા ન કરનારા મનુષ્યનો અભિષ્યન્દરોગ વધી અધિમંથ રોગ થાય છે. એ પણ ચાર પ્રકારનો થાય છે. તેમાં તીવ્ર વેદના થાય છે. ૭. નેત્રોમાં મથવા જેવી પીડા થાય છે અને માથાના અડધા ભાગમાં નેત્રો નીકળવા જેવી પીડા થાય છે એને અધિમન્થ કહે છે. ૮. જો નેત્રરોગમાં પીડા વધુ હોય અને સોજો આવે તો તેને અપકવ નેત્રરોગ જાણવો અને જેમાં પીડા ઓછી થાય અને ચેળ આવે તેને પકવ નેત્રરોગ

જાણવો. ૯ અપકવ નેત્રરોગમાં અંજન, પૂરણ, કવાથ અને પાન એ ઉપચાર શ્રેષ્ઠ નથી. ૧૦. જ્વર, વ્રણ, પ્રતિશ્યાય, નેત્રરોગ અને કુક્ષીરોગ (કૂખના રોગ) એ પાંચ રોગો લંઘન કરવાથી પાંચ દિવસમાં શાંત થાય છે. ૧૧.

**નેત્રરોગોની ચિકિત્સા**—વિરેચન, રક્તશ્રાવ, સ્વેદન, આલેપન, લંઘન, અંજન, અને આશ્ચોતન આદિથી અભિષ્યન્દ રોગની ચિકિત્સા કરવી. ૧૨ શેક, આશ્ચોતન, પીન્ડી, લેપ, તર્પણ, અંજન, એ કલ્પોથી વધ નેત્રોની ઉત્તમ પ્રકારે ચિકિત્સા કરવી. ૧૩.

**નેત્રરોગો ઉપર સેક**—સર્વ પ્રકારના નેત્રરોગોમાં ઘણીજ પાતળી ધારથી તરડો દેવો અને રોગીને નેત્ર બંધ કરાવી ચાર આંગળ ઉંચેથી ધાર નાંખવી. ૧૪. વાતજન્ય રોગમાં સ્નેહ પ્રધાન સેક કરવાથી નેત્ર અત્યન્ત તેજસ્વી થાય છે ૧૫ એરન્ડાનું મૂળ, પાન અને છાલ એના કલ્કને બકરીના દુધમાં પકાવી સ્હેજ ગરમ ગરમ તરડો દેવો તો એથી વાતાભિષ્યન્દનો નાશ થાય છે. ૧૬. સાંભર લવણ અને જેઠીમધ એ સરખે ભાગે લઇ ઘીમાં શેકી ચુર્ણ કરવું પછી બકરીના દુધમાં પકાવી લેપ કરવાથી અને રક્તનો અભિષ્યન્દ મટે છે. ૧૭. ત્રિફળા, લોધર, જેઠીમધ, સાકર, અને નાગરમોથ એ ઔષધોને ઠંડા પાણીમાં ઘુંટી ચોપડે તો રક્તાભિષ્યન્દ મટે છે. ૧૮. સફેદ લોધરને ઘીમાં શેકી ઘુંટી કપડે ગાળી પછી ગરમ પાણીમાં મેળવી આંખ ઉપર ચોપડે તો નેત્રોના રોગ મટે છે. ૧૯.

**આશ્ચોતન**-( આંખમાં ટીપાં પાડવાં ) કાર્યની સિદ્ધિ કરનારા વૈદ્યોએ રાત્રે આશ્ચોતન કરવું નહિ. આશ્ચોતનની વિધિ એવી છે કે રોગીને ચતાં સુવાડી તેની આંખો ઉઘાડી બે આંગળ ઉંચેથી આંખમાં ટીપાં પાડવાં ૨૦. લેખન ઔષધોનાં આઠ ટીપાં ટપકાવવાં, સ્નેહન ઔષધોનાં દસ ટીપાં

ટપકાવવાં અને રોપણ ઔષધોનાં બાર ટીપાં ટપકાવવાં, ઠંડો વ્યાધિ હોય તો ગરમ ટીપાં નાંખવાં અને ગરમ વ્યાધિ હોય તો ઠંડાં ટીપાં પાડવાં. આ સર્વ આચાર્યોનો નિશ્ચય છે. ૨૧. વાતમાં કટુ અને સ્નિગ્ધ ઔષધોથી આશ્ચોતન કરવું. ૨૨. અને કફમાં કડવાં, ગરમ અને રૂક્ષ ઔષધીયોથી આશ્ચોતન કરવું. જેટલો સમય નેત્રોને ઉઘાડતાં અને મીંચતાં વાર લાગે છે અથવા જેટલો સમય આંગળીથી ચપટી વગાડવામાં લાગે છે અથવા જેટલો સમય 'ગુરુ' અક્ષરનો ઉચ્ચાર કરવામાં લાગે છે એટલા સમયની અંદર આંખમાં ટીપાં પાડી દેવાં. બીલીમૂળ, અરણીનું મૂળ, આદિ પંચમૂળના ક્વાથનાં ટીપાં પાડવાથી વાતાભિષ્યન્દનો નાશ થાય છે. ત્રિફળાના પાણીનાં ટીપાં પાડવાથી સર્વ પ્રકારના અભિષ્યન્દ રોગ મટે છે. ૨૩–૨૫. સ્ત્રીયોના દુધનાં ટીપાં નેત્રમાં પાડવાથી રકત, પિત્ત અને વાતની નેત્રપીડા મટે છે. ૨૬.

**પિન્ડી**—ઔષધોની ટીકડીયો બનાવી બારીક કપડાની પટીથી આંખપર બાંધવી તેને પિન્ડી અથવા કવલિકા કહે છે. આ પિન્ડી નેત્રાભિષ્યન્દ રોગ અને વ્રણમાં શ્રેષ્ઠ કહી છે.૨૭. વિદ્વાન વૈદે સર્વ પ્રકારના અભિષ્યન્દમાં પિંડી (પાટો) બાંધવો. એરન્ડાનાં પાન, મૂળ અને છાલની પીન્ડી બનાવી આંખે બાંધવાથી વાતજ અભિષ્યન્દ દૂર થાય છે. ૨૮. લીમડાનાં પાનનાં પેલ બાંધવાથી કફ અને પિત્તના અભિષ્યન્દને મટાડે છે. અથવા ત્રિફલાની પિન્ડી પણ એજ ગુણ કરે છે. ૨૯. લોધરને કાંજીમાં પીસી ઘીમાં શેકી પછી તેની પીન્ડી બનાવી આંખે આંધે તો રકતજ અભિષ્યન્દ જલ્દી મટે છે. ૩૦. સુંઠ અને લીમડાનાં પાન તથા થોડું સીંધાલુણ એની પીન્ડી બનાવી આંખે બાંધવાથી નેત્રોના સોજા, ખુજલી અને વેદના દૂર થાય છે. ૩૧.

**લેપ**—સીંધાલુણ, દારૂહળદર, જેઠીમધ, રસવંતી અને ગેરૂ એને પાણીમાં બારીક પીસી નેત્રોની બહાર લેપ કરવાથી

આંખની ખુજલી અને પીડા બંધ થાય છે. ૩૨ રસવંતી, હરડે અને સુંઠ અથવા વજ, હળદર અને સુંઠ અથવા સુંઠ અને ગેરૂ એને વાટી લેપ કરવો. ૩૩. સીંધાલુણ, અને લોધરને દેવતામાં બાળી મધ અને ઘીમાં મેળવી લેપ કરવો અથવા અંજન કરવું તો આંખની પીડા તત્કાલ બંધ થાય છે. ૩૪. લીંબુનો રસ લોઢાના વાસણમાં ભરી લોઢાના દસ્તાથી ઘસી આંખની બહાર થોડો જાડો લેપ કરવો તો આંખોની પીડા મટે છે. ૩૫. કાળાં મરીને વાટી ભાંગરાના રસમાં ઘુંટી લેપ કરવો તો આ શ્રેષ્ઠ પ્રયોગ આંખના રોગો મટાડે છે. ૩૬.

**તર્પણ**—નેત્રરોગોમાં કુશળ વૈદે રૂક્ષ, શુષ્ક, વક્ર અને અંતર્ગત નેત્રમાં તથા તિમિર, અર્જુન, શુક્ર, અભિષ્યન્દ અને અધિમન્થ એ રોગોવાળા નેત્રોમાં તર્પણ ( તૃપ્તિ કરનાર ઔષધીયો) નો પ્રયોગ કરવો. ૩૭-૩૮. અત્યન્ત ગરમીમાં, અત્યન્ત શરદીમાં, વર્ષાદના વખતમાં, ચિન્તામાં, સંભ્રમમાં અને નેત્રોનો ઉપદ્રવ શાન્ત ન થાય તો તર્પણનો પ્રયોગ કરવો. ૩૯ સો વાર ધોયેલા ઘીને સુખોષ્ણ પાણીમાં મેળવી તેમાં આંખોને ડુબાડવી અને જ્યાંસુધી ડુબાયેલી રાખી શકાય ત્યાં સુધી રાખવી. પછી વારંવાર આંખો ઉઘાડવી. ૪૦. જ્યાં સુધી રોગની શાંતિ ન થાય ત્યાં સુધી એમજ કરવું. તર્પણમાં માત્રાનો નિયમ નથી. રોગ અનુસાર ૧૦૦ વાર ચાહ્ય સહસ્ર વાર તર્પણ કરવું. ૪૧.

**અંજન**—આંખના દોષ પાકયા પછી વૈદે અંજનના પ્રયોગ કરવા. હેમન્ત ઋતુ અને શિશિર ઋતુમાં મધ્યાન્હ સમયે અંજન કરવું. ૪૨. ગ્રીષ્મ અને શરદઋતુમાં પૂર્વાન્હે (ત્રીજા પહોરે) માં અંજન કરવું. વર્ષા ઋતુમાં જ્યારે વાદળાં ન હોય અને બહુજ ગરમી ન હોય ત્યારે અંજન કરવું તથા વસન્તમાં સર્વ સમયે અંજન કરવું હિતકારક છે. ૪૩. અંજન ત્રણ પ્રકારનું હોય છે. સ્નિગ્ધ રોપણ, અને લેખન, મધુર પદાર્થોવાળું અને સ્નેહવાળું અંજન સ્નિગ્ધ

હોય છે. તુરૂં અને તિક્ત પદાર્થોવાળું અંજન રોપણ હોય છે. અને ક્ષાર. તીક્ષ્ણ તથા ખાટા પદાર્થોવાળું અંજન લેખન હોય છે. લેખન અંજન પ્રાતઃકાળે અને સાયંકાળે લગાવવું. ૪૪. શંખની નાભી, મરી, મનશીલ, પીંપર, જેઠીમધ, ઉપલેટ, વજ હરડે, મદ, બ્હેડાની ગોટલી એ સર્વ ઔષધોને બકરીના દુધમાં ઘુંટી ગોળીયો બનાવવી. ૪૫ એ ગોળીને પાણીમાં ઘસી આંખે અંજન કરવાથી નેત્રોની માંસવૃદ્ધિ, તિમિર, અર્બુદ, વર્ષ દિવસનું જુનું ફુલ, પડળ, મોતીયો અને રતાંધળાપણાનો નાશ થાય છે. ૪૬. કરંજના બીને બારીક વાટી ખાખરાનાં ફુલ (કેસુડાં) ના રસની ઘણી ભાવનાઓ આપી ગોળી બનાવવી. પછી તેનું અંજન કરવાથી શુક્ર આદિનો નાશ થાય છે. ૪૭. માલતીનાં પાન, લીમડાનાં પાન, હળદર, દારૂહળદર અને રસવંતી એને વાટી ગાયના છાણના રસમાં મેળવી ગોળી બનાવવી. પછી એ ગોળીનું અંજન કરવું તો રતાંધળીપણાનો નાશ થાય છે. ૪૮. મોરથુથુ, સોનાસુખી, સાકર, મનશીલ, શંખ, સીંધાલુણ, સમુદ્રફીણ, ગેરૂ અને કાળાં મરી એ ઔષધો બારીક વાટી મધમાં મેળવી આંખે અંજન કરવાથી તિમિર રોગનો નાશ થાય છે. ૪૯. મધ અને ઘોડાની લાળમાં કાળાં મરી વાટી અંજન કરવાથી અતિનિદ્રાનો નાશ થઇ જાય છે. જેમ સૂર્ય ઉગતાં અંધકાર મટે છે તેમ. ૫૦. સાટોડીનું મૂળ દૂધમાં ઘસી અંજન કરવાથી આંખોની ખુજલી, ઘીમાં ઘસી આંજવાથી સ્રાવ, તેલમાં ઘસી અંજન કરવાથી ફુલાં અને કાંજીમાં ઘસી અંજન કરવાથી તિમિર અને રતાંધળાપણાનો નાશ થાય છે. ૫૧. બાવળના પાનનો કવાથ કરી તેમાં મધ મેળવી જાડું અંજન કરવું તો નેત્રસ્રાવ એવી રીતે દુર થાય છે કે જાણે સૂર્ય અંધકારને દૂર કરે છે. એમાં સંદેહ નથી. ૫૨. આંબળાંના સ્વરસને વસ્ત્રથી ગાળી આંખોમાં ભરવાથી નેત્રોનો નવીન કોપ જરૂર મટે છે. ૫૩. સરગવાના પાનના રસમાં

મધ અને સીંધાલુણ મેળવી ચોપડવાથી આંખોનો નવીન કોપ મટે છે. એવીજ રીતે જુનું ઘી આંખોમાં આંજવાથી નેત્રરોગ દૂર થાય છે. ૫૪ દારૂહળદર અને રસવંતીને સ્ત્રીના દુધમાં વાટી આંખમાં અંજન કરવાથી આંખોની પીડા, દાહ, અભિષ્યન્દ અને કન્ડુનો નાશ થાય છે. ૫૫. ફટકડી, સુખડ, સાટોડી, સોનાગેરૂ, અને વજ એનો નેત્રાની બહાર લેપ કરવાથી નેત્રરોગ મટે છે. ૫૬. ભોંયઆંબલી, સીંધાલુણ, નાગરમોથ, અને આંમળાંના સ્વરસને તાંબાના પાત્રમાં ઘસી લેપ કરવાથી સર્વ પ્રકારના નેત્રરોગ મટે છે. ૫૭. બહેડાની ગોટલીને સ્ત્રીના દુધમાં ઘસી આંખોમાં સાયંકાલે અંજન કરવાથી શુક્રરોગનો નાશ થાય છે અને નેત્રોમાં સ્ત્રીનું દુધ ભરવાથી અભિઘાતજ નેત્રરોગ મટે છે. ૫૮.

**ત્રિફલાદિ યોગ**—ત્રિફલાનું ચુર્ણ, કલ્ક, અથવા કષાય, ઘી અથવા મધ મેળવી સેવન કરવાથી સર્વ પ્રકારના તિમિરરોગ મટે છે. ૫૯. ત્રિફળા, ત્રિકટુ અને સીંધાલુણ, એની સાથે સિદ્ધ કરેલ ઘી પીવાથી નેત્રને હિતકારી, ભેદન કર્ત્તા, હૃદયને હિતકારી, દીપન, અને કફનો નાશ કરનાર છે. ૬૦. સાધ્ય અધિમન્થરોગમાં ભ્રૃકુટી ઉપર અગ્નિથી દાહ કરવો અથવા શિરાવેધન કરવો અને નેત્ર પાકમાં જળો લગાવવી અને વિરેચન આપવું. દિવસે સુવું, પાન ખાવું, અને મથુન એ નેત્રરોગીને માટે વર્જિત છે. ૬૧

**इति नेत्ररोग निदान चिकित्सा.**

---

# માથાના રોગો.

**શિરોરોગ નિદાન**—વાતજ, પિત્તજ, કફજ, સન્નિપાતજ, ક્ષયજ, કૃમિજ, રકતજ સૂર્યાવર્ત્ત, અનન્તવાત, આધાશીશી, અને શંખકઃ ૧. એવા અગીયાર પ્રકારના શિરોરોગ દુષ્ટ ભોજનથી ઉત્પન્ન થાય છે. મન્યાગ્રહ અને શરી-

રનું ભારેપણું એ શિરોરોગના પૂર્વરૂપ છે. ૨. વાયુના યોગથી માથામાં અકસ્માત વેદના થાય છે. અને માથામાં સોયલો કાયા જેવી વેદના રાત્રે વધુ થાય છે. પિત્તનાં યોગથી માથું દેવતાની માફક અત્યંત ગરમ રહે છે અને નાકમાંથી ધુંમાડી માફક નીકળે છે ૩. કફના યોગથી માથું ભારે, સ્તબ્ધ, અને શીતલ રહે છે અને સન્નિપાતમાં ત્રણે દોષોનાં લક્ષણો જણાય છે. રકતજ શિરોરોગમાં પિત્તજ શિરોરોગ સમાન લક્ષણુ થાય છે. અને માથાનો સ્પર્શ કરવો સહેવાતો નથી. ૪. માથામાં રકતાદિ ધાતુઓનો ક્ષય થવાથી તીવ્ર વેદના વાળો ભયંકર શિરોરોગ ઉત્પન્ન થાય છે. અને તે સ્વેદ, વમન, ધુમ્રપાન, રકતમોક્ષણુ અને નસ્યથી વધે છે. ૫. કૃમિજન્ય શિરોરોગમાં અત્યન્ત વ્યથા થાય છે. અને નાકમાંથી પાણી ટપકે છે. ૬. જે શિરોરોગમાં સૂર્યોદય સમયથી નેત્ર, ભ્રૂકુટી અને માથામાં મન્દમન્દ વેદના થાય છે. અને જેમ સૂર્ય ચઢે છે તેમ વેદના વધે છે. અને બપોર પછી જેમ સૂર્ય આથમતો જાય છે. તેમ તેમ વેદના ઓછી થતી જાય છે. એને સૂર્યાવર્ત કહે છે. ૭. સ્વકારણથી કોપેલ કફવાળો વાયુ માથાના અર્ધા ભાગને ગ્રહણ કરી મન્યા, ભ્રકુટી, શંખ, કાન, આંખ, અને લલાટના અર્ધાભાગમાં શસ્ત્રથી છેદન સમાન અથવા અરણીથી મંથન કરવા સમાન તીવ્ર વેદના ઉત્પન્ન થાય છે. તેને અર્ધાવભેદક કહે છે. ૮. શંખની પાસે સોજો થઈ અત્યંત વેદના થાય છે તેને શંખક કહે છે. જેમાં તીવ્ર વેદના થાય એવા શંખક રોગનો વૈદે ત્યાગ કરવો. તેની ત્રણ દિવસ પછી ચિકિત્સા કરવી. ૯.

**વાતજ શિરોરોગની ચિકિત્સા**—વાતજ શિરોરોગમાં દશમૂલાદિ વાતહારક ઔષધોથી સિદ્ધ કરેલા દુધનું સેચન કરવું. રાત્રે મગ, અડદ, અને કલથીને ઘીમાં શેકી તીખી વસ્તુ મેળવી ખાવી અથવા ગરમ દૂધ પીવું. ૧૦. ઉપલેટ અને એરન્ડાનું મૂળ કાંજીમાં ઘસી લેપ કરવાથી માથાનું

દરદ તત્કાલ દૂર થાય છે. કિંવા મુચુકુન્દના ફુલોને કાંજીમાં વાટી લેપ કરવાથી પણ એજ ગુણ થાય છે. ૧૧. રોગીના માથાને નિશ્ચલ રાખી તેને ચામડાથી સારી રીતે બાંધી દેવું. અને તેમાં વાતનાશક ગરમ તેલ ભરી અર્ધા પહોર અથવા એક પહોર સુધી રહેવા દેવું. પછી એ તેલને બહાર કહાડી લેવું એમ કરવાથી અનેક પ્રકારના શિરોરોગ મટે છે ૧૨.

**પિત્તજ શિરોરોગની ચિકિત્સાઃ**-પિત્તજન્ય શિરોરોગમાં રોગીને સ્નિગ્ધ કરી ઉત્તમ પ્રકારથી વિરેચન આપવું અને માથાને વારંવાર ઠંડા પાણીમાં ડુબાડવું ૧૩. સુખડ, કમળ, કમળકેસર, મૃણાલ, કમળકન્દ, અને પદ્મક એને દુધમાં ઘસી લેપ કરવો અથવા પાણીમાં પલાળી તેના પાણીનું પરિષેચન કરવું. ૧૪.

**રક્તજ શિરોરોગની ચિકિત્સાઃ**—રક્તજ શિરોરોગમાં લેપ, ભોજન અને પરિષેક, શિરોરોગ સમાન કરવી. એક વાર ઠંડી ક્રિયા કરવી, એક વાર ગરમ ક્રિયા કરવી અને વિશેષે કરીને લોહી કઢાવવું. ૧૫.

**કફજ શિરોરોગની ચિકિત્સાઃ**—કફજન્ય શિરોરોગમાં લંઘન, રુક્ષ, સ્વેદન, તીક્ષ્ણ, ગરમ અને પાચન એ ઉપચાર કરવા. રેણુક બીજ, તગર, શિલાજીત, નાગરમોથ, ઇલાયચી, અગર, દેવદાર, રાસ્ના, સ્થૌણેય ગ્રંથિપર્ણી, નેત્રવાળો, અને એવાજ રૂક્ષ અને ઉષ્ણ ઔષધોનો માથા ઉપર લેપ કરવો અને જવ, સાઠીચોખા, એને સુંઠ, મરી, પીંપર અને જવખાર મેળવી સેવન કરવું. ૧૬-૧૭.

**સન્નિપાતજ શિરોરોગની ચિકિત્સાઃ**—સન્નિપાતજ શિરોરોગમાં દોષ, અને પ્રકૃતિના બળાબળનો વિચાર કરી ચિકિત્સા કરવી. ૧૮. ત્રિકટુ, પુષ્કરમૂળ, દેવદાર, રાસ્ના, હળદર અને આસંન એનો ઉકાળો નાકદ્વારા પીવો તો ઘણા દોષોથી ઉત્પન્ન થયેલ શિરોરોગ સમુદાય જલ્દી નષ્ટ થઇ

જાય છે. ૧૯. બીલીનો ગર્ભ, અને સુંઠને બારીક વાટી દુધમાં કલ્ક બનાવી તેનું નસ્ય આપવું અથવા સુંઠ અને ગોળનો કલ્ક બનાવી નસ્ય આપવું અથવા સીંધાલુણ અને પીંપર વાટી તેનું નસ્ય આપવું તો મસ્તક પીડા મટે છે ૨૦. એરન્ડાનું મૂળ, રાસ્ના, જેઠીમધ, ભાંગરો, વાવડીંગ તગર, શતાવરી, જીવન્તી, સીંધાલુણ, અને સુંઠ એને બારીક વાટી કલ્ક બનાવી પછી એ કલ્ક, કાળા તલનું તેલ, બકરીનું દુધ, અને તેલથી ચારગણો ભાંગરાનો રસ સર્વ મેળવી પકાવવું. તે પછી એ તેલનાં છ ટીપાં નાકમાં પાડવાં તો માથાના વિકાર જલ્દી મટે છે. ૨૧-૨૨.

**ક્ષયજ શિરોરોગની ચિકિત્સા**:—ક્ષયજન્ય શિરોરોગમાં બ્રહણ ચિકિત્સા કરવી. ૨૩.

**કૃમિજ શિરોરોગની ચિકિત્સા**:—કૃમિજન્ય શિરોરોગમાં સુંઠ, મરી, પીપર, બીજોરૂ અને સરગવાનાં બીને બકરીના દુધમાં વાટી નસ્ય દેવાથી કીડા મરી જાય છે. ૨૪. વાવડીંગ, સાજીખાર, દંતીમૂળ અને હીંગ એનો કલ્ક ગોમૂત્ર અને સરસીયા તેલમાં પકાવી એ તેલનું નસ્ય આપવું તો કીડા મારવા માટે ઉત્તમ છે. ૨૫.

**સૂર્યાવર્ત્તની ચિકિત્સા**—સૂર્યાવર્તમાં માથાની શિરાનું છેદન કરી લોહી કઢાવવું. દૂધ અને ઘીથી નસ્ય આપવું. દૂધ અને ઘીનું સેવન કરવું તથા દૂધ અને ઘીનું વિરેચન આપવું. ૨૬. ભાંગરાનો રસ અને બકરીનું દુધ બંને સમાન ભાગે લઇ ગરમ કરી નસ્ય આપવું. એ શ્રેષ્ઠ પ્રયોગ સૂર્યાવર્તનો તત્કાલ નાશ કરે છે. ૨૭.

**અર્ધાવભેદકની ચિકિત્સા**:—અર્ધાવ ભેદકમાં પ્રથમ સ્નેહન, સ્વેદન ક્રિયા કરવી. વિરેચન આપવું. રાઈ અને ખાંડ એના કલ્કનું નસ્ય આપવું. ૨૮ અથવા તલના તેલમાં કાંઇક મીઠું મેળવી ગરમ કરી નસ્ય આપવું. વાવડીંગ, અને

તલ એને ઘુંટી તેનો લેપ કરવાથી અર્ધાવભેદકનો નાશ થાય છે. ૨૯. હે મનુષ્ય ! જો તારા માથામાં અત્યંત દરદ થાય તો સવારે ઉઠી નાકવડે દૂધ પી. એથી શૂળ શાંત થશે આ ઔષધની શક્તિ અચિન્ત્ય છે. એથી કોઈ વાતનો સંદેહ ન કરી આદરની સાથે આ ઔષધાનું સેવન કર. કેમકે આ ઔષધ મારૂં અનુભવ કરેલું છે. ૩૦. સૂર્યવર્ત અને અર્ધ્ધાવભેદક એ રોગોમાં સાકર દૂધ પીવું. નારીયેળનું પાણી પીવું ઘીમાં પકાવેલા પદાર્થ સેવન કરવા. કેશર ઘીમાં શેકી બકરીના દુધમાં ઉકાળી સાકર મેળવી નાકવડે પીવું તો સૂર્યાવર્ત્ત અને અર્ધાવભેદકનો નાશ થાય છે. ૩૨ દૂધમાં ઘી મેળવી નાક અથવા મુખવડે પીવું તથા શંખક રોગમાં આ પ્રયોગમાં સાકર મેળવી આપવું. ૩૩.

**અનન્તવાતની ચિકિત્સાઃ**—અનન્તવાતમાં સૂર્યાવર્ત નાશક ઉપચારો કરવા, રૂક્ષાદિ પદાર્થોથી કોપિત વાયુ અનન્તવાતમાં શિરઃકમ્પ કરે છે. ૩૪. સ્નેહ, સ્વેદ આદિ વાત નાશક ઉપચારો, નસ્ય અને ભોજન શ્રેષ્ઠ છે. અનન્તવાતની શાંતિ માટે શિરા ભેદન કરી લોહી કઢાવવું. ૩૫.

इति शिरोरोग निदान चिकित्सा.

---

# સ્ત્રીરોગ પ્રકરણ.

---

## પ્રદર નિદાન

અત્યંત મદ્યપાનથી, અતિ મૈથુનથી, ગર્ભપાત થવાથી, અજીર્ણથી, માગ ક્રમણુથી, શોકથી, ગરયોગ ( કૃત્રિમ વિષયોગ ) થી, દિવસે અત્યન્ત સુવું. ઇત્યાદિ કારણોથી સ્ત્રીયોને પ્રદર રોગ ઉત્પન્ન થાય છે. આ રોગ અત્યન્ત વધતાં ભ્રમ, વ્યથા, દાહ, સંતાપ (૧) દુર્બળતા, મોહ, મદ, પાન્ડુરોગ, તન્દ્રા,

તૃષ્ણા, તથા ઘણા વાતરોગ થઇ જાય છે. આ પ્રદરરોગ, વાત, પિત્ત, કફ અને સન્નિપાત એ ભેદોથી ચાર પ્રકારનો થાય છે. ૨.

**વતજાદિ પ્રદરનાં લક્ષણો:**—વાતજ પ્રદરમાં રુક્ષ, ફીણવાળું અને થોડું રકત નીકળે છે, પિત્તજ પ્રદરમાં પીળું, ભુરૂં, કાળું અને લાલ શ્રાવ થાય છે કફજ પ્રદરમાં સફેદ, લાલ અને પીળાશ પડતો સ્રાવ થાય છે અને સન્નિપાતજ પ્રદરમાં દુર્ગન્ધવાળુ, ગરમ અને મધ જેવો સ્રાવ થાય છે. ૩.

**શુદ્ધ આર્ત્તવનાં લક્ષણો**—જે આર્ત્તવ સસલાના લોહી જેવું અથવા લાખના રસ સરખું લાલ હોય છે. તથા જેના ડાઘ વસ્ત્ર ઉપર લાગી જાય અને ધોવાથી તે ડાઘ જતા રહે તો તે શુદ્ધ આર્ત્તવ ગણાય છે. ૪.

**પ્રદરરોગની ચિકિત્સા:**—સર્વ પ્રકારના પ્રદરરોગ સ્ત્રીઓના પ્રાણનો નાશ કરે છે, એથી એનું જલ્દી નિવારણ કરવું. સર્વ પ્રકારના પ્રદર રોગમાં માંસરસ શેરડીનો રસ, મગનું ઓસામણ એનાથી તર્પણ કરી વમન કરાવવું ૫ જંગલી મગના રસમાં તેલ પકાવી એ તેલમાં કપડું પલાળી યોનિમાં રાખવાથી રકત બંધ થઇ જાય છે અને એ તેલથી મર્દન કરવાથી સુખ થાય છે ૬. અથવા લીમડાની લીંબોળીનું તેલ ગાયના દૂધમાં મેળવી પીવું. જેઠીમધ, પદ્મક, કાકડીનાં બી, શતાવરી, (૭) વિદારી કન્દ શેરડીનાં મૂળ, એ સર્વ ઔષધોને બારીક વાટી ધોયેલા ઘામાં મેળવી યોનિ, માથું અને શરીર પર લેપ કરવાથી રકત પ્રદરનો નાશ થાય છે. ૯. આસોપાલવની છાલનો કવાથ કરી એ કવાથની સાથે દૂધ ઉકાળી તે ઠંડુ થતાં શકિત અનુસાર પ્રાતઃકાલે પીવું તો તેથી તીવ્ર પ્રદર રોગનો નાશ થાય છે. ૧૦. શ્વેત પ્રદરમાં રગત રોહીડાના મૂળનો કલ્ક પીવો અથવા દારૂહળદરના કલ્કમાં મધ મેળવી પીવું, ૧૧. નાગકેસર વાટી છાસમાં મેળવી

ત્રણ દિવસ સુધી પાવું. છાસ પીવાથી શ્વેત પ્રદરનો નાશ થાય છે. ૧૨. ચોખાના મૂળને ચોખાના પાણીમાં ઉકાળી તેમાં રસવંતી અને મધ મેળવી પીવે તો સર્વ પ્રકારના પ્રદર મટે છે. ૧૩. દાભનું મૂળ લાવી ચોખાના ધોવણમાં વાટી ત્રણ દિવસ સુધી પાવું તો સ્ત્રી પ્રદર રોગથી મુકત થાય છે. ૧૪. રકત પ્રદરમાં રસવંતી અને લાખને બકરીના દૂધમાં મેળવી ખાવું અથવા ઉંદરની લીંડીયોમાં દહીં મેળવી પાવાથી મટે છે. ૧૫.

**પ્રદરમાં—સુંદરીસાથી** એ દવા બહુજ ઉત્તમ કામ કરે છે. રકત પ્રદર કે શ્વેત પ્રદર–સુંદરીસાથીથી ખાત્રીથી થોડાજ દિવસોમાં મટી જાય છે. માટે સ્ત્રીઓના પ્રદરરોગમાં સુંદરીસાથીનો ખાસ ઉપયોગ કરવો.

**इति प्रदररोग निदान चिकित्सा.**

---

# યોનિરોગ નિદાન.

વિરૂદ્ધ આચરણ કરવાથી, વીર્ય દોષથી, અત્યંત મૈથુન કરવાથી, અને દુષ્ટ આર્તવથી સ્ત્રીયોને યોનિરોગ ઉત્પન્ન થાય છે. ૧૬.

**યોનિભેદ**—પરિપ્લુતા, વિપ્લુતા, વંધ્યા અને ઉદાવર્તકા એમ સ્ત્રીયોની યોનિ ચાર પ્રકારની હોય છે. હવે એનાં લક્ષણો કહીએ છીએ. ૧૭.

**પરિપ્લુતા યોનિ લક્ષણ**—પરિપ્લુત યોનિમાં મૈથુન સમયે અત્યંત વેદના થાય છે. વિપ્લુતા યોનિમાં હંમેશ પીડા થાય છે. જેનો આર્ત્તવ નષ્ટ થઇ જાય છે તે વંધ્યા યોનિ છે. ૧૮. જે યોનિમાંથી ફીણદાર આર્ત્તવ ઘણી કઠોનાઇથી નીકળે છે તેને ઉદાવર્તકા યોનિ કહે છે. જેમાંથી દાહ સહિત રકત ક્ષીણ થાય તેને લોહિતક્ષયા યોનિ કહે છે. ૧૯.

**યોનિરોગ ચિકિત્સા**—સર્વ યોનિરોગોમાં વાત નાશક ચિકિત્સા કરવી અને વાતજ યોનિરોગમાં સ્નેહન, સ્વેદન, અને બસ્તિકર્મ વિશેષ કરીને કરવાં, ૨૦. અરડુસી, આસન, અને રાસ્ના એનાથી સિદ્ધ કરેલ દૂધ પીવાથી યોનિશૂળ મટે છે. દંતીમૂળ, ગળો અને ત્રીફળા એના કવાથથી ધોવું. ૨૧ તગર, ભોંયરીંગણી, દેવદાર, ઉપલેટ, અને સીંધાલુણ એનાથી સિદ્ધ કરેલ તેલમાં કપડાં પલાળી યોનિમાં રાખવાં તો યોનિની દુર્ગન્ધી અને વેદના મટે છે. ૨૨. પિત્ત વિકાર વાળી યોનિમાં શીત પિત્તનાશક ક્રિયા કરવી અને રકતજ યોનિ રોગમાં વધે પ્રદર નાશક ક્રિયા કરવી. ૨૩. કફ યોગથી દૂષિત યોનિમાં સર્વ રૂક્ષ અને ઉષ્ણ ઉપચાર કરવા. તથા તલનું તેલ, જવ, અને પથ્યારિષ્ટનો પ્રયોગ કરવો ૨૪. દુર્ગન્ધવાળી, પિચ્છલ, સ્તબ્ધ યોનિ કન્દરોગમાં ખાખરા, ધાવડીનાં ફુલ, જાંબુ, મજીઠ, મોચરસ અને રાળનું ચૂર્ણ હિતકારક છે ૨૫.

**ફલઘૃત**—ગળો, ત્રિફળા, રાસ્ના, હળદર, દારૂહળદર, શતાવરી બંન્ને પ્રકારના સહચર અરડુસો, મેદા અને સાટોડી (૨૬) એનો કલ્ક કરી તેમાં એક પ્રસ્થ ઘી અને ચાર પ્રસ્થ દૂધ મેળવી ઉકાળવું. પછી એ સિદ્ધ ઘીને યોનિ-શૂળથી પીડાતી સ્રીઓને પાવું. ૨૭. એથી પીડિતા, ચલિતા ( સ્થાનથી ખસી ગયેલી ) નિઃસૃતા ( બહાર નીકળતી ), વિવૃતા ( જેનું મોઢું પહોળું થઈ ગયું હોય ), પિત્તયોનિ, વિભ્રાન્તયોનિ અને ષંઢયોનિ (૨૮) એ સર્વ પ્રકારની યોનિ પોતાના સ્થાનપર પ્રાપ્ત થઈ વારંવાર ગર્ભધારણ કરે છે. આ ફલઘૃત યોનિ દોષોને દૂર કરવામાં ઘણું ઉત્તમ છે. ૨૯.

**પુત્રોત્પાદન વિધિ**—વાજીકરણ ઔષધોથી પુષ્ટ વીર્યવાળા મનુષ્યે ઋતુ સમયથી ચોથે દિવસે સ્રી ગમન કરવું. જો શુક્રની અધિકતા હોય તો પુત્ર થશે અને આર્ત્તવ વધુ હશે તો કન્યા થશે. ૩૦. એ સમયે

પુરુષે અત્યન્ત પ્રસન્ન ચિત્તે સ્ત્રીનું સેવન કરવું અને ॐ आहिरसि आयुरसि सर्वतः प्रतिष्ठासि धाता त्वां दधातु ब्रह्मवर्चसां भवेति ॥३१॥ ब्रह्मा प्रजापतिर्विष्णुः सोमसूर्यौ तथाश्विनौ॥ भगोथ मीत्रा वरुणौ वीरं ददतु मे सुतं॥३२॥ એ મંત્રનો પાઠ કરવો. ૩૧. ૩૨. જયાંસુધી પુરુષનું વીર્ય સ્રવે ત્યાં સુધી સ્ત્રીએ અનન્ય ચિત્તે પતિનું સ્મરણ કરવું. એમ કરવાથી તેને રૂપવાન, આયુષ્યવાન અને બળવાન પુત્ર પ્રાપ્ત થશે. ૩૩. પીંપર, આદુ, કાળાં મરી અને નાગકેસર એને બારીક વાટી ઘીમાં મેળવી ખાય તો એથી વંધ્યા સ્ત્રી ગર્ભવતી થાય છે. ૩૪. નાગકેસર અને સોપારીનું ચુર્ણ ગર્ભધારણ કરાવનાર છે. જો ગર્ભિણી સ્ત્રી ખાખરાના એક પાનને દૂધમાં વાટી પીવે તો જરૂર વીર્યવાન પુત્ર પ્રાપ્ત થાય છે. ૩૫. પુત્રજીવ બાણનું મૂળ દૂધમાં ઘુંટી પીવું અથવા પુત્રજીવકનું મૂળ અને દેવદાર એ બંન્ને દૂધમાં ઘસી પીવે તો સ્ત્રીને દીર્ઘાયુ પુત્ર જન્મે છે. ૩૬.

**ફલઘૃતની બીજી વિધિ**—મોથ, હળદર, દારૂહળદર, કડુ, ઇન્દ્રવરણું, ઉપલેટ, પીંપર, દેવદાર, કમળ, કાકોલી, (બંનેના અભાવમાં આસન વાપરવી) ત્રિફળા, વાવડીંગ, મેદા, મહામેદા, (બંનેના અભાવે જેઠીમધ વાપરવું) સુખડ, રતાંજળી, રાસ્ના, (૩૭) પ્રિયંગુ, દંતીમૂળ, જેઠીમધ અજમોદ, વજ, ચમેલીનાં ફુલ, બંને પ્રકારની ઉપલસરી, કાયફળ, વાંસકપુર, સાકર અને હીંગ એ ઔષધો એક એક તોલા લઇ કલ્ક બનાવી પછી તે કલ્ક, એક શેર ઘી અને ચાર શેર દૂધને સારી રીતે મથી છાણાંની અગ્નિથી પકવી જયારે ઘી સિદ્ધ થઇ જાય ત્યારે તેમાંથી ચાર તોલાના પ્રમાણથી મનુષ્યે પીવું તો સ્ત્રિયોમાં બળદ જેવી બળવાન થાય અને વંધ્યા સ્ત્રી પીએ તો પુત્રવતી થાય છે. ૩૮-૩૯. જે સ્ત્રીયોનો ગર્ભ ઉદરમાં વધતો ન હોય, જેને વારંવાર પુત્રીજ જન્મતી હોય, જે મૃતવત્સા હોય, જે કાક વંધ્યા (જેને એક બાળક

થઇ પછી બાળક ન થાય ) હોય અને જેને બાળક થતાં મરી જાય અથવા જેને મરેલાં બાળક જન્મે (૪૦) તે સ્ત્રી આ ઘીના સેવનથી થોડા જ દિવસમાં રૂપવાન, આયુષ્યવાન, અને ધૈર્યવાન પુત્ર પ્રસવ થાય છે. આ ફલઘૃત ભરદ્વાજ ઋષિએ નિર્માણ કરેલું છે. ૪૧. આ પ્રયોગમાં એવી ગાયનું ઘી લેવું કે જે એક રંગની ગાય હોય અને જેને વાછરડો જીવતો હોય. જો કે આ પ્રયોગમાં લક્ષ્મણાનું મૂળ કહ્યું નથી તોપણ વૈદ્યને ઉચિત છે કે એ તેમાં નાંખવું. આ ઘી છાણાંના અગ્નિથી પકવવું. ૪૨.

**વૃષ્યતમ ઘૃત**—વરધારાના મૂળના કલ્કમાં દુધ અને ઘી મેળવી ઘી સિદ્ધ કરવું. આ ઘી અત્યંત વૃષ્ય છે. પુત્રની ઇચ્છા કરનાર મનુષ્યે આનું સેવન કરવું. ૪૩.

**ગર્ભિણી સ્ત્રીનાં લક્ષણો**—ઉલ્ટી થવી, દુર્ગંધથી ઉદ્વેગ થવો, મ્હોંમાંથી લાળ ટપકવી, અને શરીર શિથિલ થવું એ ગર્ભવંતીનાં લક્ષણો છે. ૪૪.

**ગર્ભિણીના રોગો ઉપર ક્વાથઃ**—ખીવેર, અરડુસો, રતાંજળી, વજ ધાણા, ગળો, નાગરમોથ, વાળો, જવાસો, પિત્તપાપડો, અને અતિવિષની કળી આ ઔષધોનો ક્વાથ ગર્ભિણી સ્ત્રીને પાવો, આ ક્વાથ અનેક પ્રકારના શૂળવાળા અતિસાર, રક્તસ્રાવ, અને જ્વરની શાંતિ માટે પ્રાચીન ઋષિયોએ કહ્યો છે. અને તે સૂતિકા રોગમાં પણ ઉત્તમ છે. ૪૫.

**ગર્ભસ્રાવ હર યોગ**--જવાસો, સારિવા, પદ્મક, રાસ્ના, જેઠીમધ, અને કમળ આ ઔષધોને ગાયના દુધમાં વાટી પીએ તો ગર્ભસ્રાવ બંધ થાય છે. ૪૬. સીંઘોડાં, કમળનો કેસર, દ્રાક્ષ, કસેરૂ જેઠીમધ અને સાકર આ સર્વ ગાયના દુધમાં ઘસી પીવે તો એથી ગર્ભસ્રાવ બંધ થાય છે. ૪૭.

**સુખ પ્રસવકર યોગઃ**—શાલિપર્ણીના મૂળને ચોખા-

ના પાણીમાં ઘસી નાભિ, બસ્તિ, અને યોનિ ઉપર લેપ કરે તો સ્ત્રી સુખ પ્રસવ થાય છે. ૪૮. બીજોરાનું મૂળ અને જેઠીમધ એનું ચુર્ણ મધ અને ઘી મેળવી પીએ તો સ્ત્રી સુખ પૂર્વક પ્રસવ કરે છે. ૪૯. તુમ્બડીનાં પાન અને લોધર એને સરખે ભાગે લઇ યોનિ પર લેપ કરે તો એથી પ્રસૂતા સ્ત્રી રોગ રહિત થાય છે. ૫૦.

**યોનિ ગાઢીકરણ**—નેતરના મૂળનો મંદ અગ્નિપર ક્વાથ કરી એથી યોનિને ધૂવે તો તે પૂર્વવત થઇ જાય છે. ૫૧. ખાખરાના પીત્તપાપડા અને ઉમરડાનાં ફળને વાટી તલના તેલ અને મધમાં મેળવી યોનિ પર લેપ કરવો એ ઉત્તમ ગાઢીકરણ યોગ છે. ૫૨.

**મક્કલ શુલોપક્રમ**—પ્રસૂતા સ્ત્રીનો વાયુ કોપિત થઇ સ્રવતા લોહીને રોકી સ્ત્રીના હૃદય, માથું અને બસ્તિમાં મક્કલ નામનું શૂળ ઉત્પન્ન કરે છે. ૫૩. સ્ત્રીનું ગર્ભ બાલક પૃથ્વી ઉપર પડતાં યોનીપીડન શ્રેષ્ઠ છે. અને પછી ઉપવાસ. અભ્યંજન, અને સ્વેદન ક્રિયા કરવી. ૫૪ તીખા અને કડવાં ઔષધોથી બનાવેલ યવાગુ મધ મેળવી ગરમ ગરમ પાવી. એ પ્રકારે ત્રણ દિવસ સુધી ઉપચાર કરવા અને પછી ચોથે દિવસે શોધન ક્રિયા કરવી. ૫૫. ઘી અથવા ગરમ પાણીમાં જવખાર મેળવી પાવું. સુંઠ, મરી, પીંપર, તજ, તમાલપત્ર, એલચી અને ધાણા એનું બારીક ચુર્ણ કરી તેમાં જુનો ગોળ મેળવી સૂતિકા સ્ત્રીને ભક્ષણ કરાવવું તો એથી મક્કલ સંજ્ઞક શૂળનો નાશ થાય છે. ૫૬. સુંઠ, મરી, પીંપર, પીંપરીમૂળ, દેવદાર, ચવક, ચિત્રકમૂળ, હળદર, દારૂહળદર પલાંશી, જીરૂં, જવખાર, સીંધાલુણ, સંચળ અને બીડલવણ એ સર્વ ગરમ પાણીમાં વાટી કલ્ક બનાવી ગરમ પાણી સાથે પાય તો સુખ પૂર્વક વિરેચન થાય છે. ૫૭.

**સૂતિકા રોગોપક્રમ**—કંપ, પ્રલાપ, શરીરનું ભારેપણું, જ્વર, અતિસાર શરીરની શિથિલતા અને પિપાસા, એ લક્ષણ

જેમાં હોય તેને સૂતિકારોગ ( સુવારોગ ) કહે છે. ૫૮. સૂતિકારોગની શાંતિને માટે વાતનાશિની ક્રિયા કરવી. સ્વેદન, ઉપનાહ, અભ્યંગ અને અવગાહન એ ઉપચાર શ્રેષ્ઠ છે. ૫૯. દશમૂળનો કવાથ કરી તેમાં ઘી મેળવી ગરમ ગરમ પીવો અથવા વારૂણી મંદિરા પાય તો સૂતિકારોગ મટે છે. ૬૦. લોઢું ગરમ કરી વારૂણી મદિરામાં બુઝાવી પછી તે પીવું તો સૂતિકારોગનો નાશ થાય છે. ૬૧. ગળો, સુંઠ, સહચર, આકડાનું મૂળ, બૃહત્પંચમૂળ અને નાગરમોથ એનો ઉકાળો ઠરો થયા પછી મધ મેળવી પીએ તો સૂતિકરોગની શાંતિ થાય છે. ૬૨.

**દુગ્ધ શુદ્ધીકરણ**—પટોળ, લીમડો, આસન, દેવદાર, કાળીપાટ, મોરવેલ, ગળો, કડુ અને સુંઠ એનો કવાથ દુધની શુદ્ધિને માટે ધાયને પાવો, ૬૩,

**સ્તન ગાટીકરણ**—શ્રીપર્ણીની છાલનો કલ્ક અને પાનનો રસ એમાં તલનું તેલ સિદ્ધ કરી તેમાં સુતરાઉ કપડું પલાળી એક મહીના સુધી સ્તનોપર બાંધે તો સ્તન કઠોર અને ઉન્નત થઈ જાય છે. ૬૪.

इति स्त्रीरोग प्रकरण

---

# બાલરોગ નિદાન

માત્ર દૂધથી વધનારાં, માત્ર અન્નથી વધનારાં અને દૂધ તથા અન્ન બંન્નેથી વધનારાં એવાં બાળકો ત્રણ પ્રકારનાં હોય છે. મોટા મનુષ્યોને માટે જ્વર આદિ રોગો ઉપર જે ઔષધો કહ્યા છે, એ ઔષધોની અલ્પ માત્રા બાળકોને આપવી. ૧. વાયુથી દૂષિત દૂધ પીવાથી મળ, મૂત્ર અને વાયુ રોકાઇ જાય છે. પિત્તથી દૂષિત દૂધ પીવાથી મળ પાતળો આવે છે. અને બાળકને કમળો તથા પિત્તરોગ થઈ જાય છે. ૨. કફથી દૂષિત દૂધ પીવાથી મુખથી લાળ ટપકે છે અને કફ સંબંધી રોગ થઈ જાય છે. વૈદ્યે બાળકની તીવ્ર વેદનાને તેના રડવાથી જાણવી. ૩.

**બાળકોના ઔષધોપચાર**-તરતમાં જન્મેલા બાળકને એક મહીના સુધી વાવડીંગના દાણા જેટલું ઔષધ આપવું. પછી મહીનામાં બે વાવડીંગ સમાન આપવું. એવી રીતે દર માસે વાવડીંગના દાણાના જેટલી માત્રા વધારવી. ૪. જ્યારે બાળક એક વર્ષની ઉમ્મર ઉપરાંતનું થાય ત્યારપછી બોરના ઠળીયા જેટલું ઔષધ આપવું. જે બાળક માત્ર ધાવતું જ હોય તેની માતાને ઔષધ આપવું અને જે દૂધ અને અન્ન બંને ખાતું હોય તેવા બાળકને અને તેની માતાને બંન્નેને ઔષધ આપવું. ૫. અને જો બાળક માત્ર અન્નજ ખાતું હોય તો તે બાળકનેજ ઔષધ આપવું. જે રોગ હોય તેની ઔષધી તેની માતાના સ્તનોપર ચોપડી બાળકને દૂધ પાવું ૬. બાળકને બધી વસ્તુ બંધ કરવી. પણ ધાવણ બંધ ન કરવું. અને તેની માતાને ધાવણ ન આવતું હોય તો બકરીનું દૂધ અથવા ગાયનું દૂધ પાવું. ૭.

**નાભિ શોફનો ઉપાય**—જે બાળકની નાભિમાં આવી જાય તેને માટે માટીના ઢેફાને અગ્નિમાં ખુબ ગરમ કરી

તેને દૂધમાં ઉકાળી તેના બાફથી નાભિપર શેક કરવો તો સોજો મટી જાય છે. ૮.

**નાભિ પાકનો** ઉપાય—જો નાભિ (ડુંટી) પાકી જાય તો હળદર, લોધર, ઘઉંલા અને જેઠીમધ એના કલ્કની સાથે સિદ્ધ કરેલું તેલ અભ્યંગ કરવાને માટે શ્રેષ્ઠ છે. અથવા ઔષધોનું ચૂર્ણ સોજા ઉપર લગાવવું.

**સ્તન્ય દ્વેષનો ઉપાય**—જો બાળક ધાવતું ન હોય તો હરડે, આંબળાં અને સીંધાલુણ વાટી તેને મધ અને ઘીમાં મેળવી બાળકની જીભ ઉપર ચોપડવું. ૧૦. નાગરમોથ, હરડે, વજ, બ્રાહ્મી અને સોનું એનો અવલેહ મધ અને ઘી મેળવી બાળકને ચટાડે તો વર્ણ, આયુષ્ય અને કાન્તિ વધે છે. ૧૧. ઘઉંલા, સાજીખાર, અને સીંધાલુણ એને મધમાં મેળવી બાળકને ચટાડે તો દૂધ સંબંધી રોગ જલ્દી મટે છે. અને જો એ ઔષધોમાં વાવડીંગ ઉમેરવામાં આવે તો જંતુનો નાશ થાય છે. ૧૨. જે બાળક દૂધ પી પીને ઉલ્ટી કરી દેછે તેને ભોંયરીંગણીના બે ફળના રસમાં પંચકોલનું ચુર્ણ અને મધ તથા ઘી મેળવી ચટાડવું. ૧૩

**બાળકોના જ્વરની ચિકિત્સા**:—કડુનું ચુર્ણ કરી સાકર અને મધ મેળવી બાળકને ચટાડે તો તેનો જ્વર દૂર થાય છે. તથા કડુનો કલ્ક બનાવી વારંવાર બાળકના શરીરે લેપ કરે તો જ્વર શાંત થાય છે. ૧૪. નાગરમોથ, નાની હરડે, લીમડો, પરવળ અને જેઠીમધ એનો કવાથ કરી કાંઈક ગરમ ગરમ બાળકને પાવાથી જ્વરનો નાશ થાય છે. ૧૫.

**જ્વર ઉપર ધૂપ**—ગુગળ, વજ, ઉપલેટ, હાથીનું ચામડું, ઘેટાનું ચુર્ણ, લીમડાનાં પાન એમાં મધ અને ઘી મેળવી જ્વરવાળા બાળકને ધૂપ આપે તો બાળકના જ્વરનો વેગ નાશ પામે છે. ૧૬.

**બાળકના અતિસારનો ઉપાય**—જો બાળકને અતિ-

સાર ( ઝાડા ) હોય તો તેને બીલાનો ગર્ભ, ધાવડીનાં ફુલ, નેત્રવાળો, લોધર, અને ગજપીંપર એનો ઉકાળો અને અવલેહ મધ મેળવી આપવો. ૧૭. સુંઠ, અતિ વિષની કળી નાગરમોથ વાળો અને ઇન્દ્રજવ એનો ઉકાળો બાળકને પાય તો સર્વ પ્રકારના અતિસાર મટે છે ૧૮ મજીઠ, ધાવડીનાં ફુલ, લોધર, ઉપલસરી એનો ઉકાળો કરી મધ મેળવી દુર્ધર અતિસારમાં બાળકને પાવે. ૧૯.

**જ્વરાતિસાર ઉપર યોગ**—નાગરમોથ, પીંપર અતીવીષની કળી, અને કાકડાશીંગી એનું ચુર્ણ મધમાં મેળવી બાળકને ચટાડવું. એથી જ્વરાતિસાર, ખાંસી, શ્વાસ, અને ઉલ્ટીઓ બંધ થાય છે. ૨૦.

**તૃષા આદિ ઉપર યોગઃ**—ધકુંલા, રસવંતી, અને નાગરમોથ એનું ચુર્ણ મધ મેળવી ચટાડવું એથી બાળકોની વધેલી તૃષા, વમન અને અતિસારનો નાશ થાય છે. ૨૧. દાડમના દાણા, જીરૂ, અને નાગકેસર એનું ચુર્ણ સાકર અને મધ મેળવી બાળકને ચટાડવાથી તૃષા મટે છે. ૨૨.

**ખાંસીના ઉપાયઃ**—કાકડાશીંગી, નાગરમોથ, અને અતીવીષની કળી એનું ચુર્ણ મધમાં મેળવી બાળકને ચટાડવું તો ખાંસી, તાવ અને ઉલ્ટી મટે છે. અથવા માત્ર અતીવીષની કળી મધમાં ઘસી ચટાડવી ૨૩. ભોંયરીંગણીના ફુલોનાં કેસરનું ચુર્ણ કરી તેમાં મધ મેળવી ચટાડે તો બહુજ દિવસની ખાંસી મટે છે. ૨૪. સુંઠ, મરી, પીંપર, સીંધાલુણ, અને ગોળનો કવાથ કરી સ્હેજ ગરમ બાળકને પાય તો ખાંસી મટે છે. ૨૫. હીંગ, કાકડાશીંગી, ગેરૂ, જેઠીમધ, સુંઠ, અને નાગરમોથનું ચુર્ણ કરી મધ સાથે મેળવી ચટાડવાથી બાળકોની હીચકી અને શ્વાસ મટે છે. ૨૬. ખાંસીથી પીડાતા બાળકને સોના ગેરૂનું ચુર્ણ મધમાં મેળવી ચટાડવાથી સુખ થાય છે. ૨૭.

**વિસર્પપર યોગ**—બાળકની બસ્તિ અને માથામાં

ઉત્પન્ન થએલ વિસર્પ પ્રાણીનો વિનાશક થાય છે. સારિવા, લાલ કમળ, નીલ કમળ, ભદ્રક (નાગરમોથ), વાળો, સુખડ (૨૮). ધોળાં કમળ, મજીઠ, જેઠીમધ, અને સરસવ એ ઔષધોને બારીક વાટી વિસર્પ ઉપર લેપ કરવો. એથી વિસર્પ મટે છે. ૨૯.

**મુખપાકનો ઉપાય**—બાળકોના મુખપાક (મ્હોં પાકે) માં આંબાની ગોટલી, લોહભસ્મ, સોનાગેરૂ, અને રસવંતી ઘસીને મધમાં મેળવી લેપ કરવો. ૩૦.

**ગુદપાક પર યોગ**-શંખ, જેઠીમધ, અને રસવંતી એ ઔષધોને પાણીમાં ઘસી લેપ કરે તો તેથી ગુદપાક મટે છે. ૩૧.

**બાલગ્રહ**-બાળકોના સંપૂર્ણ રોગોમાં હિતકર હોય એવી ઇચ્છાથી સંપૂર્ણ ગ્રહોમાં શ્રેષ્ઠ સ્કન્દ અને રેવતી ગ્રહની પુજા કરવી જોઇએ. ૩૨. તે પછી વૈદ્યે

स्वस्ति ते षण्मुखः स्कन्दो महाभागा च रेवती ॥
दिशः सूर्योन्तरिक्षं च स्वस्ति कुर्वन्तु सर्वदा ॥३३॥
तेजसा ब्रह्मणश्चाथ विष्णोरिन्द्रस्य तेजसा ॥
सिद्धानां तेजसा चैव रक्षितोसि सुखी भव ॥३४॥

આ મંત્રોનો પાઠ કરી બાળકની રક્ષા કરવી. એમ કરવાથી બાળકોની ગ્રહ પીડા દૂર થાય છે અને તે સુખી અને રોગરહિત થાય છે.

इति बालरोग वर्णन

---

# વિષોનું વર્ણન.

વિષ (ઝેર) બે પ્રકારનાં છે. ૧ સ્થાવરઅને ૨ જંગમ, કન્દમૂલ આદિનું સ્થાવર વિષ છે. અને સર્પ લૂતાદિનું જંગમ વિષ છે. ૧. સ્થાવર વિષ ખાવાથી તાવ, દમ, ઉલટી, દાહ, મૂર્છા, અરૂચિ, કંઠરોધ, અને હિચકી એ ઉપદ્રવો થાય છે.

અને જંગમ વિષથી દાહ રોમકુપોથી રક્તસ્રાવ થવો, મુખમાંથી લાળ ટપકવી, રોમાંચ થવું, સોજા અને તન્દ્રા એ લક્ષણો થાય છે. ૨.

**વિષ ખાનારનાં લક્ષણ**—વિષ ખાનાર મનુષ્યનું મુખ કાળું અને શુષ્ક થઇ જાય છે તથા તે નિસ્તેજ થઇ ચારે તરફ જોવા લાગે છે ભયથી તેને પરસેવો થાય છે. કંપવા લાગે છે. વારંવાર પાણીની તરસ લાગે છે, જીભ તોતડાય છે અને બગાસાં આવે છે. ૩.

**વિષ ચિકિત્સા**--વિષ ખાનાર મનુષ્યને ઉર્ધ્વ શોધન (વમન) અને અધઃશોધન (વિરેચન) આપવાં તે પછી યોગ્ય કાળે હૃદયની શુદ્ધિ માટે તાંબાની ભસ્મ મધમાં મેળવી આપવી. ૪. હૃદય શુદ્ધ થતાં સોનાના વર્ક ચાર તોલા મધમાં મેળવી આપવા. જેમ કમળપત્ર પર પાણી ટકતું નથી એવીજ રીતે સુવર્ણ પીનારા મનુષ્યના શરીરમાં વિષ રહેતું નથી. અને આયુષ્ય વધે છે. ગર વિષમાં પણ આ ઉપચાર કરવા. ૫. બુદ્ધિમાન વૈદ્યે કીટવિષ સિવાયનાં બીજાં સર્વ વિષોમાં ઉષ્ણતા રહિત સર્વ શીતલ ઉપચારો કરવા. ૬.

**વિષરોગીને વર્જ્યાવર્જ્ય**—દિવસે સુવું નહિ, સ્ત્રીસંભોગ કરવો નહિ, ક્રોધ કરવો નહિ, રસ્તે ચાલવું નહિ, મદિરા પીવી નહિ, તેલ કે તલ ખાવા નહિ, કુલથી ખાવી નહિ. એ બધી વસ્તુનો ત્યાગ કરવો. ૭. શાળના ચોખા, સાઠીચોખા, કોદરી, કાંગ એ અન્ન ખાવાં મીઠામાં સીંધાલુણ ખાવું. ૮. તાંદળજાની ભાજી, ડોડી, રીંગણાં, સુષિણક એ શાક ઉત્તમ છે. અને ખટાઇમાં આંબળાં અને દાડમ આપવાં. ૯.

**સર્પ વિષનો** ઉપાય–સાપ કરડે તો કાળીયા સરસનાં પાનના રસમાં સાત દિવસ સુધી ભાવના દીધેલાં સફેદ મરીનું નસ્ય આપવું; અગર અંજન કરવું હિતકારક છે. ૧૦ ઘરની

ધુમાશા, હળદર, દારૂહળદર, અને મૂળ સાથે તાંદળજાની ભાજી એ સર્વને દહીંમાં વાટી ઘી મેળવી પાવી. ૧૧. વડની કુંપળો, મજીઠ, જીવક, ઋષભક, બલા, કાશ્મરી અને જેઠીમધ એ ઔષધોને બારીક વાટી પાવાથી સર્પ વિષમાં ફાયદો કરે છે. ૧૨.

**વૃષાદિ ઘૃત**-અરડુસી, લીમડો, અને પરવળ એના કવાથમાં હરડેનો કલ્ક મેળવી ઘી સિદ્ધ કરવું એ ઘી ખાવાથી ગરવિષનો નાશ થાય છે. ૧૩

**લૂતા વિષનો ઉપાય**—હળદર, દારૂહળદર, મજીઠ, પતંગ અને નાગકેશર એ ટાઢા પાણીમાં વાટી લેપ કરવાથી લૂતા વિષ તત્કાળ નાશ પામે છે ૧૪. સુખડ પદ્મક, ઉપલેટ, જવાસો, વાળો, પાટલા, નગોડ, ઉપલસરી અને શેલુ એ ઔષધોના ગણ લૂતા વિષના નાશ કરનાર છે. ૧૫.

**ઉંદરના વિષ ઉપર પ્રયોગ**—કાળીયા સરસના મૂળને બકરાના મૂત્રમાં ઘસી લેપ કરવાથી અથવા પીવાથી ઉંદરનું ઝેર મટે છે. ૧૬. ઇન્દ્રાયણનું મૂળ, અંકોલનું મૂળ, તલનું મૂળ, અને સાકર વાટી મધ અને ઘીમાં મેળવી પીવાથી દુસ્તર ઉંદરનું વિષ પણ જલ્દી નાશ પામે છે. ૧૭.

**કુતરાના ઝેરની ચિકિત્સા**--અંકોલના મૂળનો ઉકાળો બે પલ ( આઠ તોલા ) અને ઘી ૪ તોલા બંન્ને મેળવી પીવાથી હડકાયા કુતરાનુ ઝેર મટે છે. જલવેતસનાં પાન અને મૂળ વાટે તેમાં પાણી નાંખી કવાથ કરવો એ કવાથ ઠંડો કરી પીવાથી કુતરાનું ઝેર મટે છે. ૧૯.

**વૃશ્ચિક વિષની ચિકિત્સા**—વીંછી કરડે તો તત્કાળજ ડંખ વાળી જગાએ તલના તેલથી સીંચન કરવું અથવા સીંધાલુણ મેળવી ઘીથી વારંવાર સેચન કરવું. ૨૦. અથવા જવખાર અને મીઠું મેળવી કાંજીમાં ગરમ કરી વારંવાર સેચન કરવું અથવા ઘીમાં સીંધાલુણ મેળવી પીવાથી વીંછીનું ઝેર ઉતરી જાય છે. ૨૧. જીરાને પાણીમાં વાટી કલ્ક બનાવી

તેમાં ઘી અને સીંધાલુણ મેળવી ગરમ કરવું અને પછી મધ મેળવી દંશવાળી જગાએ લેપ કરવો તો વીંછીનું ઝેર ઉતરે છે. ૨૨.

**કીટવિષની ચિકિત્સા**–હળદર. દારૂહળદર અને ગેરૂ એને બારીક વાટી લેપ કરવાથી નખ અને દાંતનું ઝેર મટે છે, તથા દંશ ઉપર તત્કાળ મનુષ્યના મૂત્રથી સેવન કરવું. ૨૩. જળો લગાડી લોહી કઢાવ્યા પછી દંશસ્થાન ઉપર કીટદંશના જેવી ક્રિયા કરવી. કાળીચો સરસ, માલકાંકણી, અર્જુન વૃક્ષની છાલ શેલુની છાલ ક્ષીરીવૃક્ષ (વડ, પીંપરો, ઉમરડો વિગેરે ) ની છાલને પાણીમાં વાટી પીવાથી અને લેપ કરવાથી જંતુઓનું વિષ નાશ પામે છે. વજ, હીંગ, વાવડીંગ, સીંધાલુણ, ગજપીંપર, કાળીપાટ, અતીવીષનીકળી, સુંઠ, મરી અને પીંપર એ દશ ઔષધોનો કલ્ક કરી પીવાથી અને લેપ કરવાથી સર્વ પ્રકારના કીડાઓનું વિષ દુર થાય છે. આ દશાંગ યોગ કાશ્યપ રુષિએ કહ્યો છે. ૨૪–૨૬.

**વિષમાં વર્જીત કર્મ**—વિષવાળા રોગીએ વિરૂદ્ધ આહાર, અધ્યશન ( ભોજન પચ્યા વગર જમવું ), ક્રોધ. ભૂખ, તરસ, આયાસ, મૈથુન અને દિવસે સુવું એનો ત્યાગ કરવો. ૨૭.

**ધંતુરાના ઘેનનો ઉપાય**–ધંતુરાના મદમાં તુષોદકમાં ચોખાનું મુળ ઘસી સાકર મેળવી પાવું અથવા શંખાવલીના મૂળને પાણીમાં ઘસી પાવું તો એથી ધંતુરાનો નશો ઉતરી જાય છે. ૨૮.

**इति श्री वैद्य विनोदे भाषाटीकान्वित कर्णरोग, शिरोरोग स्त्रीरोग, बालरोग विषरोग निदान चिकित्सोल्लासः ॥**

# પરચુરણ ઉપચારો

## જળદોષમાં ઉપચાર

સુંઠ, રાઇ અને હરડે એનું ચુર્ણ ભોજન કરતા પહેલાં ખાય તો તેથી અનેક દેશોના જળદોષથી ઉત્પન્ન થયેલા રોગોનો નાશ થાય છે. ૧. સુંઠ અને જવખાર એનું ચુર્ણ ગરમ પાણી સાથે પીવે તો એથી અનેક દેશોના જળદોષોનો નાશ થાય છે. ૨.

**નિદ્રાનાશનો** ઉપાય—બીજોરાનાં પાનનું ચુર્ણ કરી મદ સાથે મેળવી સુતી વખતે શરીરે લેપ કરે તો જેથી શરીરની અંદર વધેલ વાયુને નીકળવાનો માર્ગ રોકાઇ જાય છે જેથી સુખપૂર્વક ઉંઘ આવે છે. ૩.

### વૃષ્યાદિ યોગ

વૃષ્યાદિ યોગ—વૃષ્યાદિ યોગનો આરંભ કરી યોગ્યાયોગ્ય વિચાર કરી ઘણા પ્રયોગ અન્ય ગ્રન્થોમાંથી લઇ અહીં લખું છું. ૪. ચાહ્ય યુવાન હોય કે ચાહ્ય વૃદ્ધ હોય પણ જે વિષયાસકત હોય તેણે તેમજ જેની કામ શકિત હીન થઇ ગઇ હોય તેણે વાજીકરણ ઔષધોનું સેવન કરવું જોઇએ. ૫

વાજીકરણ **લક્ષણ**—જેમ મદોન્મત્ત અશ્વ સૈંકડો ઘોડીઓ તરફ દોડે છે એવી રીતે જે ઔષધોના સેવનથી મનુષ્ય સ્રિયો ઉપર આસકત થાય તેને વાજીકરણ કહે છે. ૬.

રસાયન **યોગ**—આંબળાનું ચુર્ણ કરી તેમાં આંબળાના રસની સાત ભાવના આપી મદ અને સાકર મેળવી શકિત પ્રમાણે સેવન કરવું અને ઉપરથી દૂધ પીવું. એમ એક માસ સુધી સેવન કરવાથી વૃદ્ધ પણ યુવાન થઈ જાય છે. વિદારીકન્દના ચુર્ણમાં વિદારીકન્દના રસની સાત ભાવના આપી પૂર્વવત સેવન કરવું તો પૂર્વ પ્રમાણે ગુણ કરે છે.

૭-૮. જે પ્રાતઃકાલે આસનના ચુર્ણમાં સાકર, ઘી, અને મધ મેળવી ચાર તોલા ભાર રોજ સેવન કરે તો એક મહીનામાં યુવાન થઇ જાય. ૯. વાવડીંગ, આસન અને આંબળાં એનું ચુર્ણ, લોહભસ્મ અને મધ એનું સેવન કરે અને ઉપર દૂધ પીવે તો એથી વૃદ્ધ મનુષ્યને તરૂણતા પ્રાપ્ત થાય છે. ૧૦ જે મનુષ્ય વરધારાનું ચુર્ણ કરી મધ અને ઘીમાં મેળવી સાત દિવસ સુધી ખાય છે. અને દુધમાં ચોખા રાંધી તેનું ઓસામણ ખાય છે તે કિન્નરોની સાથે ગાવાનું સામર્થ્ય પ્રાપ્ત કરે છે. ૧૧. જે મનુષ્ય સવારે ઉઠી હસ્તીકન્દનું ચુર્ણ ઘીમાં મેળવી ખાય છે, અને યથેચ્છ દૂધ, ભાત અને ઘીનો આહાર કરે છે તેનું આયુષ્ય હજાર વારની થાય છે. તથા તે બુદ્ધિમાન, બળવાન, કામી અને સેંકડો સ્ત્રિયોને ભોગવનાર થાય છે. ૧૨.

**અશ્વગંધાદિ ચુર્ણઃ**—આસન અને વરધારો સરખે ભાગે લઇ ચુર્ણ કરી એ ચુર્ણ ઘીના રીઢા વાસણમાં રાખી મુકવું પછી પ્રાતઃકાલે ઉઠી તેમાંથી ૧ તોલો ચુર્ણ દુધ સાથે સેવન કરવું આ પ્રકારે ચાર મહિના સુધી સેવન કરવાથી મનુષ્ય દોષ રહિત થઈ જાય છે અને વળીયાં પળીયાં દૂર થાય છે. ૧૩-૧૪.

**જુદી જુદી** ઋતુઓમાં હરડેનું સેવન—ગ્રીષ્મ રૂતુમાં સરખે ભાગે ગોળની સાથે, વર્ષા રૂતુમાં સરખા ભાગે સીંધાલુણ સાથે, શરદ ઋતુમાં સાકર સાથે, હેમન્ત ઋતુમાં સુંઠની સાથે શિશિર ઋતુમા પીંપર સાથે અને વસન્ત ઋતુમાં મધ સાથે હરડેનું સેવન કરવાથી જેમ શત્રુઓ નાશ પામે તેમ રોગો મટી જાય છે. ૧૫.

જલપાન—જે મનુષ્ય પ્રાતઃકાલે ઉઠી આઠ ચુલ્લ પાણી રોજ પીવે તે મનુષ્યના વાત, પિત્ત અને કફ સંબંધી વિકારો દૂર થઈ તે સુખપૂર્વક ૧૦૦ વર્ષ સુધી જીવે છે. ૧૬, જે મનુષ્ય સવારે ઉઠી નાકવડે પાણી પીવે છે તે મનુષ્યની શરીરનું સુક-

લક્કડીપણું, વાળ ધોળા થવા, સ્વર ભંગ અને નેત્રરોગોનો નાશ થાય છે. ૧૭.

**વમન વિધિ**—જે દોષ ઉપવાસથી કે પાચનથી દૂર કરવામાં આવે છે. તે દોષો કદી કોપિત થઇ જાય છે. પરંતુ જે સંશોધનથી દૂર કરવામાં આવે છે, તેનો ફરી પ્રકોપ થતો નથી. માત્ર કફના પ્રકોપથી અથવા કફ જેમાં અધિક હોય એવા બે દોષોના સંયોગમાં અથવા ત્રણ દોષોના સંયોગમાં વમન કરાવવું. પિત્તના પ્રકોપમાં વિરેચન આપવું અને માત્ર વાતના પ્રકોપમાં અથવા વાત જેમાં વધુ હોય એવા બે દોષોના સંયોગમાં બસ્તિ ક્રિયા કરવી એવાં સંશોનધ ત્રણ પ્રકારનાં છે. ૨. દિવસના પુર્વ ભાગમાં ઉલ્ટી કરાવવી, મધ્યાન્હ કાલમાં વિરેચન આપવું અને મધ્યાન્હકાળ પછી કોઇપણ સમયે બુદ્ધિમા બસ્તિ ક્રિયા કરાવવી. ૩. અરડુસીનાં પાન, વજ, લીમડાની છાલ, પટોલ અને ઘઉંલાનો ક્વાથ મદ મેળવી પાવો. એથી ઉલ્ટી થાય છે. ૪. પહેલાં કંઠ પર્યન્ત મધ, દૂધ, શેરડીનો રસ કિંવા માંસ રસ પાવો. પછી વજ મીઠું અને મીંઢળ એનું ચુર્ણ ગરમ પાણી સાથે પાવું. ૫ અને જો હૃલ્લાસ અને પ્રસેક થાય તો ગળામાં તર્જની અને મધ્યમાં આંગળી અથવા તો કમળની ડાંડી કે દાતણથી ઘસી ઉલ્ટી કરાવવી ૬. સિદ્ધિની ઇચ્છા કરનારા વૈદ્યે જ્યાં સુધી પિત્ત નીકળી જાય ત્યાંસુધી અથવા જ્યાં સુધી કફના નાશ ન થાય ત્યાં સુધી ઉલ્ટી કરાવવી. ૭. તિમિરરોગી, ગુલ્મરોગી, પાન્ડુરોગી, દુર્બળ અને સ્થુલ એને વમન કરાવવું. વમનને માટે બધાં ઔષધોમાં મીંઢળ અને વિરેચનને માટે નસોતર શ્રેષ્ઠ છે. ૮.

**વિરેચન વિધિ**—મૃદુ કોઠાવાળાને દૂધ, દ્રાક્ષ, અથવા તુંબડીના તેલનું વિરેચન આપવું મધ્યમ કોઠાવાળાને નસોતર, કડુ અને ગરમાળાના ગોળનું વિરેચન આપવું અને

ક્રુર કોઠાવાળાને થોરનું દુધ હેમક્ષીરી અને નેપાળાનો જુલાબ આપવો. ૯

**અભયાદિ ગુટીકા**—હરડે, વાવડીંગ, આંબળાં, તજ, તમાલપત્ર, ઇલાયચી, સુંઠ, મરી, પીપર, પીંપરીમૂળ, નાગરમોથ એ સર્વ સરખે ભાગે લેવું. દંતીમૂળ, ત્રણ ભાગ, નસોતર આઠ ભાગ, અને સાકર છ ભાગ એ સર્વ ખાંડી મધ મેળવી એક એક તોલાની ગોળીયો બનાવવી. પછી એમાંથી એકેક ગોળી સવારે ટાઢા પાણી સાથે આપવી. ૧૦–૧૧ જ્યાં સુધી ગરમ પાણી ન પીવે ત્યાં સુધી આ ગોળીયોથી જુલાબ થાય છે. વિષમજ્વર, મન્દાગ્નિ, પાન્ડુરોગ, કાસ, ભગન્દર (૧૨) હરસ, કોઢ, અને ગુલ્મ એ રોગોને આ અભયાદિ ગોળીયો મટાડે છે. આ ગોળીયો રસાયનોમાં શ્રેષ્ઠ છે. ૧૩.

**બીજાં વિરેચક દ્રવ્યો**—હરડે અને પીંપર એનું બારીક ચુર્ણ કરી ગરમ પાણી સાથે પીવે તો આ વિરેચન હંમેશાં શ્રેષ્ટ છે. સર્વ દોષોને મટાડે છે. ૧૪. હરડે અને નસોતર દરેક એક તોલો લઇ ટાઢા પાણીમાં વાટી કલ્ક બનાવી પછી એ કલ્કને ઘીમાં શેકી એક તોલો સાકર મેળવવી. ૧૫ અને તે પછી એ પાવું તો નેત્રરોગમાં ટાઢુ પાણી છાંટવું. અને કાંઇક સુગંધીત દ્રવ્યો સુંઘી તામ્બુલનું ભક્ષણ કરવું. તે પછી ઉપરથી ગરમ પાણી પીવું તો ઉત્તમ રીતે વિરેચન થાય છે. ૧૬. વરધારાનું ચુર્ણ ૧ તોલો અને સુંઠ ૦॥ તોલો એમાં ગોળ મેળવી ગોળો બનાવવો અને વિરેચનને માટે પ્રયોગ કરવો. ૧૭. મરડાશીંગી ૧ તોલો લઇ તેમાં સીંધાલુણ મેળવી રાત્રે સુતી વખતે ગરમ પાણી સાથે પાયતો સવારે સુખપૂર્વક વિરેચન થાય છે. ૧૮.

**ભાનુરેચની ગુટીકા**—પારા અને ગંધકની કજ્જલી કરી તેમાં વછનાગ, હરતાલ, ટંકણ, નેપાળાનાં બી, સુંઠ, મરી, પીંપર, હરડે, બેઢાં, આંબળાં અને ચિત્રકમૂળ એ સરખે ભાગે મેળવી ભાંગરાના રસની ભાવના આપી કાળાંમરી

જેટલી ગોળીઓ વાળવી એને ભાનુરેચની ગુટિકા કહે છે. ૧૯.

**દન્તિ બીજાદિ રેચન પ્રયોગ**—નેપાળાની મીંજો આઠ ભાગ, સુંઠ ૩ ભાગ, ગંધક ૨ ભાગ, મરી ૧ ભાગ, ટંકણ ૧ ભાગ, અને પારો ૧ ભાગ એ સર્વ બારીક વાટી ટાઢા પાણી સાથે એક રતીભાર આપવું એથી વિરેચન થઇ ગુલ્મ, અષ્ઠીલા, મહોદર અને ઉર્ધ્વવાતનો નાશ થાય છે, તથા અગ્નિ પ્રદિપ્ત થાય છે. ૨૦.

**વિરેચન પર વર્જ્ય**—વિરેચન લેનાર મનુષ્યે વાયુ, શીતલજળ, સ્નેહ, અભ્યંગ, અજીર્ણ, વ્યાયામ, મૈથુન અને નિંદ્રા એનું સેવન ન કરવું. ૨૧.

**વમન અને વિરેચનનું પ્રમાણ**—જો વમન કરાવતાં ચાર ઉલ્ટી થાય તો કનિષ્ટ, છ ઉલટી થાય તો મધ્યમ અને ૮ ઉલ્ટી થાય તો ઉત્તમ વમન સમજવું. અને વિરેચન આપ્યા પછી, દસ, વીસ અને ત્રીસ દસ્ત થાય તો ક્રમથી હીન, મધ્યમ અને ઉત્તમ વિરેચન સમજવાં. અથવા જો ૧ શેર મળ નીકળે તો હીન, ૨ શેર નીકળે તો મધ્યમ અને ૩ શેર નીકળે તો ઉત્તમ વિરેચન સમજવું. ૨૨.

**અનુલોમન આદિનાં લક્ષણો**—જે ઔષધો શરીરની અંદર મળને પકવી અને મળના બંધનું ભેદન કરી મળને ગુદાદ્વારા બહાર લાવે છે. એને અનુલોમન કહે છે, જેમકે હરડે. ૨૩. જે ઔષધ કોઠામાં સ્થિત થયેલા મળને પકવ્યા વગરજ ગુદાદ્વારા બહાર કાઢે છે. તેને સ્રંસન કહે છે. જેમકે ગરમાળાનો ગોળ જે ઔષધ કોઠામાં બદ્ધ કિંવા અબદ્ધ મળનું ભેદન કરી બહાર કાઢે છે તેને ભેદન ઔષધ કહે છે. જેમકે કડુ, ૨૪. જે ઔષધ પકવ અથવા અપકવ મળને પાતળો કરી બહાર કાઢે છે તે વિરેચન છે. જેમકે નસોતર જે ઔષધ સંચિત મળને તેના સ્થાનથી અધોમાર્ગ કિંવા ઉર્ધ્વમાર્ગ દ્વારા બહાર કાઢે છે તે શોધન છે. જેમકે દેવદાલી

( કડવા તુરીયા ) નાં ફળ, જે ઔષધ એક બીજાને મળેલા કફાદિ દોષોને બળ પૂર્વક જુદા કરી દેછે તેને છેદન કહે છે. જેમકે જવખાર, મરી, શિલાજીત, ૨૫-૨૬. જે ઔષધ ધાતુઓ કિંવા મળને સુકવી શરીરની બહાર કાઢે છે તે વિલેખન છે જેમકે મદ, ગરમ પાણી, વજ અને જવ. જે ઔષધ અગ્નિ સંદીપન પાચન, અને પાતળા પદાર્થને શુષ્ક કરે છે. તે ગ્રાહી છે જેમકે સુંઠ, જીરૂ, ગજપીંપર. ૨૭. જે ઔષધ વૃદ્ધાવસ્થા અને વ્યાધિઓનો નાશ કરે છે. તે રસાયન છે. જેમકે ગળો, રૂદન્તી, ગુગળ હરડે, જે ઔષધ શરીરના સૂક્ષ્મ છિદ્રોમાં પ્રવેશ કરે તેને સૂક્ષ્મ કહે છે. જેમકે સીંધાલુણ, મદ અને લીમડો. ૨૮. જે ઔષધ અપક્વ હોય સર્વ શરીરમાં વ્યાપ્ત હોય પછી મધ વિષની માફક પાક પામે એ ઔષધને વ્યવાતી કહે છે. જેમકે ભાંગ, અફીણ; જે ઔષધ સાંધાના બંધનને શિથીલ કરી દેછે તેને વિકાશી કહે છે. જેમકે સોપારી ૨૯. જે દ્રવ્ય વૃદ્ધિનો લેપ કરી દેછે તેને મદકારી કહે છે. જેમકે મધ જે ઔષધ પોતાના વીર્યથી કાન, નાક આદિ સ્રોતોમાંથી દોષોને બહાર કાઢે છે. તેને પ્રમાથી કહે છે જેમકે મરી, વજ ૩૦. જે દ્રવ્ય પિચ્છલતા અને ગૌરવતાથી રસવાહી સ્રોતો રોકી શરીરમાં ભારેપણું લાવે છે. તેને અભિષ્યંદી દ્રવ્ય કહે છે. જેમકે દહીં. ૩૧. જે દ્રવ્યોથી સ્ત્રીસંગમમાં આનન્દ પ્રાપ્ત થાય છે તેને વાજીકરણ કહે છે. જેમકે કૌચાં, દૂધ, સાકર જે ઔષધો સૂક્ષ્મ છિદ્રોમાં પ્રવેશ કરે છે તે સૂક્ષ્મ અને જે વીર્યને વધારે છે તેને શુક્લ કહે છે. જેમકે આસન, મુશળી, સાકર અને શતાવરી. ૩૨.

**સ્વરસ આદિ કલ્પના**—સ્વરસ, કવાથ, કલ્ક, હિમ, અને ફાંટ એ પાંચ કષાયોના ભેદ છે જે ઉત્તરોત્તર લઘુ છે. ૩૩. જે રસ આર્દ્ર ( લીલાં ) દ્રવ્યોમાંથી કહાડવામાં આવે છે તેને સ્વરસ કહે છે. અને જો સ્વરસ ન મળે તો

સુકાં દ્રવ્યોને લઇ તેને ખાંડી આઠગણા પાણીમાં રાત્રે પલાળી સવારે ઉકાળવું અને ચોથો ભાગ રહે ત્યારે ઉતારી ગાળી ગ્રહણ કરવું. ૩૪. સ્વરસ ભારે હોય છે માટે અર્ધો પલ ( બે ભાર ) આપવો અને અગ્નિ ઉપર ચઢાવી સિદ્ધ કરેલા રસને એક પલ ( ચાર ભાર ) આપવો. ૩૫. સ્વરસથી સાકર, મધ, ગોળ, ખાર, જીરૂ, મીઠું, ચુર્ણ અને તેલ એ પદાર્થો નાંખવા હોય તો એક કોલ ( આઠ માસા ) ના પ્રમાણમાં નાંખવા. ૩૬.

**કલ્કની વિધિ**—લીલા દ્રવ્યને અથવા સુકા દ્રવ્યને ( પાણીમાં મેળવી ) પથ્થર ઉપર વાટી લેવાં એ કલ્ક છે. તેની માત્રા એક તોલાની છે. ૩૭. કલ્કમાં મધ, ઘી, તેલ આદિ નાંખવું હોય તો બમણી માત્રામાં નાંખવું સાકર અને ગોળ નાંખવો હોય તો સરખા ભાગે અને દ્રવ પદાર્થ ચાર ગણા નાંખવા. ૩૮.

**ક્વાથની કલ્પના**—માટીના વાસણમાં ચાર તોલા ખાંડેલો કવાથ અને તેનાથી સોળગણું પાણી મેળવી દેવતા ઉપર મંદમંદ અગ્નિથી ઉકાળવું. જ્યારે આઠમો ભાગ બાકી રહે ત્યારે તેને ગાળી સ્હેજ ગરમ ગરમ રોગીને પાવો. એને શૃત, કષાય, કવાથ અને નિર્યુહ કહે છે ૩૯–૪૦ વૃદ્ધ વૈદ્યોના ઉપદેશાનુસાર બે પલ ( આઠ તોલા ) ક્વાથ પીવો. જો કવાથમાં જીરૂ, ગુગળ, ખાર, મીઠું શિલાજીત, હીંગ, સુંઠ, મરી, પીંપર એ પદાર્થો નાંખવા હોય તો ચાર ચાર માસા નાંખવા અને દૂધ, ઘી, ગોળ, તેલ, મૂત્ર તથા અન્ય દ્રવ પદાર્થો કલ્ક અને ચુર્ણ આદિ નાંખવા હોય તો એક તોલાના પ્રમાણથી નાંખવા ૪૨.

કવાથમાં ખાંડ નાંખવી હોય તો વાત રોગમાં કવાથથી ચોથા ભાગે, પીતરોગમાં આઠમા ભાગે અને કફરોગમાં સોળમા ભાગે નાંખવી તથા મધ નાંખવું હોય તો વાતરોગમાં

સોળમા ભાગે, પિત્તરોગમાં આઠમા ભાગે અને કફરોગમાં ચોથા ભાગે નાંખવું.

**હિમની કલ્પના**—એક પલ (ચાર તોલા) દ્રવ્યને ખાંડી તેમાં છપલ પાણી નાંખી રાત્રે પલાળવું. પછી સવારે ઉઠી ગાળી લેવું તેની માત્રા બે પલની છે તેને હીમ અથવા શીત કષાય કહે છે. ૪૩.

**ફાંટની કલ્પના**—માટીના વાસણમાં ખાંડેલ ઔષધ ચાર તોલા ઔષધ અને સોળ તોલા ગરમ પાણી મેળવી થોડીવાર મસળી પછી એ પાણી ગાળી લેવું. ૪૪. એને ચૂર્ણ દ્રવ યા ફાંટ કહે છે. એની માત્રા બે પલની છે. તેમાં સાકર, મદ અને ગોળ આદિ ક્વાથમાં કહ્યા પ્રમાણે નાંખવાં. ૪૫.

**પુટપાકના કલ્પના**—પુટપાક કલ્કની માત્રા બે પલ (આઠ ભાર) ની છે. ચાર પલ લીલા દ્રવ્યને બારીક વાટી તેનો ગોળો બનાવી તેના ઉપર વડ અથવા જાંબુનાં પાન લપેટી પછી એક આંગળ જાડો માટીનો લેપ કરવો. ૪૬–૪૭ તે પછી એ ગોળાને તડકામાં સુકવી છાણાંના દેવતામાં પકવવો અને જ્યારે એ ગોળો દેવતા જેવો લાલ થઇ જાય ત્યારે તેને કહાડવો ૪૮, પછી વિદ્વાન વૈદ્યે એ ગોળામાંથી દ્રવ્ય કહાડી કપડામાં નીચોવી રસ કહાડવો. એ રસમાં કલ્ક, ચૂર્ણ અને દ્રવ્ય પદાર્થ નાંખવા હોય તો સ્વરસમાં કહ્યા અનુસાર નાંખવો. ૪૯. જ્યારે બહારથી માટી લાલ થઈ જાય ત્યારે સમજવું કે પુટપાકનો પાક થઇ જાય છે. ૫૦.

**યવાગુ વિલેપી અને મન્ડની વિધિઃ**—ચોખાની સાથે મગ કે અડદ કે તલ મેળવી છ ગણું પાણી મેળવી પકવવું ને જે જાડી વસ્તુ તૈયાર થાય તે ખીચડી કે યવાગૂ છે. તે રોગો ઉપર હિતકારક છે. ૫૧. જે ચારગણું પાણીમાં પકાવી સિદ્ધ કરવામાં આવે છે તે વિલેપી છે. તે યવાગુ કરતાં ઢીલી હોય છે ચૌદ ગણા પાણીમાં પકાવેલી પેયા

છે તે બહુ પાતળી હોય છે. પર પેયા કરતાં પાતળુ અને મંડ કરતાં જાડુ તે યુષ કહેવાય છે. તેમાં ધાણા, સુંઠ, મરી, પીંપર અને સીંધાલુણ નાંખ છે. અને મગ ચોખાને હીંગ અને તેલમાં વધારે છે. આઠગણા પાણીમાં પકાવેલા ચોખાનું પાણી માંઢ છે. પ૩. સોળ તોલા ચોખાને ચૌદ ગણા પાણીમાં પકાવી ગાળી લે અને માંઢ ( ઓસામણ ) ને કહાડી લેવું. પ૩. ૧૬ તોલા ચોખાને ૧૪ ગણા પાણીમાં ઉકાળી ગાળી લેવું અને ઓસામણ કહાડી લેવું. એ ભાત મીઠો અને હલકો થાય છે. ૫૪.

**ચુર્ણ અવલેહ અને ઘીની વિધ**—સુકાં દ્રવ્યોને ખાંડી કપડે ચાળી લેવાં તેને ચુર્ણ કહે છે. ચુર્ણમાં ગોળ સરખા ભાગે અને સાકર બમણી મેળવવી. ૫૫. જે ચુર્ણ દ્રવ પદાર્થોમાં મેળવી પીવું હોય તો ચારગણા પાતળા પદાર્થમાં ચુર્ણ મેળવી પીવું. જેમ પાણીમાં પડેલું તેલ ક્ષણ માત્રમાં ચારે તરફ ફેલાઇ જાય છે. એવી રીતે ઔષધ અનુપાનના બળથી આખા શરીરમાં ફેલાઇ જાય છે. ૫૬. ક્વાથ આદિને ફરી ઉકાળી જાડો કરવાથી જે જે રસકર્મ થાય તેને અવલેહ અને લેહ કહે છે. તેની માત્રા એક પલની છે. ૫૭ અવલેહમાં ખાંડ નાંખવી હોય તો જેટલું ચુર્ણ હોય એથી ચાર ગણી નાંખવી. ગોળ નાંખવો હોય તો બમણો નાંખવો અને જે કોઇ દ્રવ પદાર્થ નાંખવા હોય તો ચારગણા નાંખવા એ અવલેહ પ્રકરણમાં નિશ્ચિત છે. ૫૮. અવલેહની પરીક્ષા એ છે કે ચાસણીમાંથી તાર છુટે અને પાણીમાં નાંખવાથી ડુબી જાય છે. અને ફેલાતું નથી. સ્નેહ પાકની પરીક્ષા એ છે કે જ્યારે ઘીનો સર્વ ઉભરો શાંત થઈ જાય ત્યારે ઘી સિદ્ધ થયેલું સમજવું, અને તેલ ઉપર જ્યારે ફીણ આવવા લાગે ત્યારે તેલ સિદ્ધ સમજવું. ૫૯. સ્નેહના કલ્કને અગ્નિ ઉપર નાંખવાથી શબ્દ ન થાય તથા આંગળીપા પેઢવાં ઉપર લગા કરી મસળવાથી બત્તી જેવું બની જાય ત્યારે વધે સમજવું

કે ઘી અને તેલનો ઉત્તમ પાક થઇ ગયો છે. ૬૦. સ્નેહ પાક મૃદુ, મધ્ય અને ખર એ બેમાંથી ત્રણ પ્રકારનો થાય છે. નસ્યને માટે મૃદુ પાક ઉત્તમ છે. સર્વ કર્મોમાં મધ્યમ પાક ઉત્તમ છે. અને અભ્યંગકને માટે ખર પાક શ્રેષ્ટ છે. આ પ્રકારે વૈદે યથાયોગ્ય યોજના કરવી. ઘી, તેલ, અને ગોળ આદિ એકજ દિવસમાં સિદ્ધ ન કરવાં. ૬૧-૬૨ જો સ્નેહનો પાક વધુ થઇ દગ્ધ થઇ જાય તો દાહ કરે છે. અને જો કાંચું રહી જાય તો અગ્નિને મંદ કરે છે. સ્નેહમાં નાંખવાના પદાર્થનું પ્રમાણ કલ્કથી ચારગણું સ્નેહ અને સ્નેહથી ચારગણો ક્વાથ નાંખવો. ૬૩. દૂધ, દહીં, સ્વરસ અથવા છાસ નાંખી સ્નેહ સિદ્ધ કરવો હોય તો સ્નેહથી આઠમા ભાગ કલ્ક નાંખવો અને જે સ્નેહમાં કલ્ક ન નાંખ્યો હોયતો તો તેને માત્ર દ્રવ પદાર્થમાં સિદ્ધ કરવો. ૬૪.

**બસ્તિ વિધાન**—બસ્તિ બે પ્રકારની થાય છે. નિરૂહ બસ્તિ અને અનુવાસન બસ્તિ જે બસ્તિ તેલ, ક્ષાર અને કષાયથી આપવામાં આવે તેને નિરુહ બસ્તિ કહે છે. ૧. અને જે બસ્તિ માત્ર સ્નેહન દ્રવ્યો દ્વારા આપવામાં આવે છે. તેનું નામ અનુવાસન બસ્તિ છે. બસ્તિમાં ઔષધ આપવામાં આવે છે. તેને પણ બસ્તિ કહે છે. ૨ પ્રથમ નિરુહ બસ્તિ આપવી જોઇએ અને પછી ઉતર બસ્તિ આપવી અનુવાસન બસ્તિનો ભેદ માત્રા બસ્તિની છે. ૩ આ માત્રા બસ્તિ ઔષધની માત્રા બે પલની છે. અને શકિત અનુસાર એક પલની પણ છે. અજીર્ણ રોગી, ઉન્માદ રોગી અને તૃષાવાળાને અનુવાસન અને નિરુહ બસ્તિ ન આપવી. ૪. ગુદાને ઘીથી ચીકણી કરી તેમાં અંગુઠ, જેવડી મોટી અને ચીકણી મળને પ્રવૃત્ત કરનારી બત્તી રેચક દ્રવ્યોની બનાવી રાખવી. એને ફલવર્ત્તિ કહે છે. ૫.

**નસ્ય વિધિ**—જે ઔષધ નાંખવામાં આવે છે તેને વિધાનો નસ્ય કહે છે. નસ્ય બે પ્રકારનું છે. (૧) સ્નેહન,

(૨) રેચન (૬) સ્નેહન નસ્ય બૃહણુ હોય છે. અને રેચન નસ્ય કર્ષણુ અર્થાત કૃશ કરનારૂં છે. કફ વિકારમાં પ્રાતઃકાલ, પિત્ત વિકારમાં મધ્યાન્હ કાલ અને વાત વિકારમાં સાયંકાલે નસ્ય આપવું. ૭. જો રોગ પ્રબળ હોય તો રાત્રે પણ નસ્ય આપવું. રેચન નસ્ય તીક્ષ્ણ ઔષધોથી સિદ્ધ કરેલ સ્નેહો અથવા તીક્ષ્ણ રસો સાથે આપવું. ૮. રેચનમાં નાકના પ્રત્યેક છિદ્રમાં આઠ ટીપાં નાંખવાં ઉત્તમ માત્રા, છ ટીપાં નાંખવાં એ મધ્યમ માત્રા અને ચાર ટીપાં નાકવાં એ કનિષ્ટ માત્રા કહેવાય છે ૯. અવપીડ અને પ્રધમન એ રેચન નસ્યના બે ભેદ છે. તીક્ષ્ણ દ્રવ્યોને ખાંડી તેનો રસ નીચોવી નાકમાં ટપકાવવાં એ અવપીડક છે. ૧૦. તીક્ષ્ણ ઔષધોનું ચુર્ણ કરી એક છ આંગળ લાંબી, બે મોંવાળી નળીમાં ભરી મોંથી ફુંક મારી નાકમાં ફુંકવું એને પ્રધમન કહે છે. એ અત્યંત ઉત્કટ દોષમાં અથવા મૂર્છિત મનુષ્યને આપવું જોઇએ. ૧૧. ઉર્ધ્વજત્રુગત રોગોમાં અને સ્વરભંગમાં રેચન નસ્ય આપવું. ગોળ, સુંઠ, પીપર અને સીંધાલુણ ૧૨. એનું નસ્ય આપવાથી કાન, નાક અને માથાના રોગ તત્કાળ મટે છે. મર્શ અને પ્રતિ મર્શ એ સ્નેહન નસ્યના બે ભેદ છે ૧૩. મર્શની તર્પણી માત્રા ( ઉત્તમ તર્પણુ કરનારી માત્રા ) આઠ શાણુનીની છે. મધ્યમ માત્રા ચાર શાણુની, કનિષ્ટ માત્રા બે શાણુની છે. ૧૪. આ પ્રકારે વિદ્વાન વૈદે એક એક નાસાપુટમાં એટલી માત્રા નાંખવી પ્રતિમર્શ નસ્યની માત્રા બે ટીપાંની છે. ૧૫. સ્નેહમાં તર્જની આંગળીનાં બે પર્વ ( બે ટેરવાં ) ડુંબાડી બહાર કાઢી પછી એ ટેરવાંથી જે ટીપાં ટપકાવવાં તેને બિન્દુમાત્રા કહે છે. ૧૬ એવા આઠ બિંદુઓનો એક શાણુ હોય છે. એવો પંડિતોનો મત છે. મર્મ સંજ્ઞક નસ્ય આપવી હોય તો એક શાણુ આપવી. અને પ્રતિમર્શ નસ્યમાં બે ટીપાં માત્રા આપવી. ૧૭. સવારે દાતણુ કરતી વખતે ઘેરથી બહાર નીકળતી વખતે અને સાયંકાળે પ્રતિમર્શનો પ્રયોગ કરવો. ૧૮. રોગીને ચતો સુવાડી

તેનું મોં કપડાંથી ઢાંકી તેને હાલવા દેવો. પછી તેના નાકના અગ્ર ભાગને કાંઈક ઉંચો કરી વૈદ્યે નસ્ય આપવું. ૧૯ પાંચ સાત, અથવા દસ માત્રા નસ્યની ધરણુ કરવી. પછી રોગીએ ઉઠી ડાબી બાજુ તથા દક્ષિણ બાજુએ થૂકવું, સામે મોંઢે ન થૂકવું. એ પ્રકારે નસ્ય આપતી વખતે જેટલો સમય સો ગણવામાં લાગે એટલો સમય છતા પડી રહેવું. પણ સુવું નહીં. ૨૦.

**ધુમ પાનની વિધિ**—જત્રુથી ઉપર થનારા કફવાત જન્ય વિકારોની ઉત્પત્તિ ન થવા માટે અને ઉત્પન્ન થયેલા વિકારોની શાંતિને માટે જીતેંદ્રિય પુરૂષે સદા ધુમ્રપાન કરવું ( બીડી, પીવી. ) કેવળ વાયુના વિકારમાં સ્નિગ્ધ પદાર્થોનું ધુમપાન કરવું, વાતકફ જન્ય વિકારોમાં મધ્યમ પદાર્થોનું ધુમપાન કરાવવું, અને કફજ વિકારોમાં તીક્ષ્ણ પદાર્થોનું ધુમપાન કરાવવુ. મેહ, તીમીર, રકતપિત્ત, અને ઉદર રોગોમાં ધુમપાન ન કરાવવું. ૨૨ અકાલે ધુમપાન કરવાથી કિંવા અતિ ધુમપાન કરવાથી ઉત્પન્ન વિકારોમાં શીતલ વિધિ હિતકારક છે. ધુમપાન કરવા પર ધુમાડી મુખદ્વારા બહાર કહાડવી. નાકદ્વારા કહાડવાથી નેત્રોમાં વિકાર થાય છે. ૨૩. સ્નિગ્ધ ધુમમાં પ્રયોગ કરવા યોગ્ય દ્રવ્ય આ છે. અગર, ગુગળ, નાગરમોથ, સ્થૌણેય ( ગઠીવન ) શિલાજીત જટામાંસી, વાળો, સુખડ ( ૨૪ ) તજ, રેણુકબીજ, જેઠીમધ, બીલીનો ગર્ભ, ધુપ, રાળ, રોહીસાનું ઘાસ, નવું મીણ ૨૫ શાલનું વૃક્ષ, કેસર, અડદ, જવ, કુન્દરૂ, તલ, ફળોનો સ્નેહ, મેદ, મજજા, વસા અને ઘી. ૨૬. શમન ધુમનાં દ્રવ્ય આ છે. શાલવૃક્ષ, લાખ, પૃથ્વીકા, સફેદકમળ, જાલકમળ વડ; ઉમરડો. પીંપર, પીપળ, અને લોધર એની છાલ અને સાકર, ૨૭. તીક્ષ્ણ ધુમનાં દ્રવ્ય આ છે. માલકાંગણી, ઉપલેટ, ગંધક, તગર, હળદર, તીક્ષ્ણ ગન્ધ દ્રવ્ય, શિરો વિરેચન દ્રવ્ય ૨૮. શરાવસમ્પુટ ( ધુમપાન કરવાનું

યંત્ર ( ચલમ કે હુકો ) ના છિદ્રમાં દશ આંગળ અથવા આઠ આંગળની નળી ઘાલી કાસરોગીએ ધુમપાન કરવું. ૨૯. ખાંસી, શ્વાસ, સળેખમ સ્વરભંગ, દુર્ગન્ધી, પાન્ડુરોગ કેશ વિકાર, કર્ણસ્ત્રાવ. નેત્રસ્રાવ, જીભના રોગ, ખસ, ઉંઘ અને તન્દ્રા એ રોગો ધુમ્રપાન કરનારાને સ્પર્શ કરતા નથી. ૩૦.

ગન્ડુષ ( કોગળા કરવા ) ની **વીધી**—સ્નિગ્ધ, શમન, શોધન અને રોપણ આ ભેદોથી ગન્ડુષ ચાર પ્રકારના હોય છે. આ વાતાદિ ત્રણે દોષોમાં ક્રમથી સ્નિગ્ધ આદિ ત્રણ પ્રકારના ગન્ડુષોનો પ્રયોગ કરવો. ૩૧. અને ચતુથ રોપણ ગન્ડુષ વ્રણનો નાશ કરનાર છે. મધુર અમ્લ, અને ખારાં દ્રવ્યોથી સિદ્ધ કરેલ સ્નેહથી કોગળા કરવા સ્નિગ્ધ ગન્ડુષ છે. કડવા, તુરા અને મધુર ઔષધોના ગન્ડુષ શમન સંજ્ઞક છે. ૩૨. કડવા, તીખા, ખાટા, ખારા અને ગરમ પદાર્થોના કોગળા કરવા એ શોધન સંજ્ઞક છે. અને તુરા તથા કડવા પદાર્થોના ગન્ડુષ રોપણ છે. ગન્ડુષના દ્રવ્ય આ છે. ( ઘી, તેલ, વસા અને મજજા ) દૂધ, મદ, પાણી. ૩૩. સૂકત, મધ, માંસરસ, મૂત્ર, અને કાંજી, દંતહર્ષ, દંતચાલન ( દાંતો હાલવા ) અને વાતજન્ય મુખ રોગોમાં ( ૩૪ ) તલોના કલ્કનું પાણી ઠંડુ અથવા ગરમ લઈ તેનાથી કોગળા કરવા અથવા તેલીયા માંસ રસથી કોગળા કરવા. ૩૫. ક્ષાર અથવા અગ્નિથી મુખ દગ્ધ થઇ જાય તો ઘી અથવા દૂધથી કોગળા કરવા અને કાંજીના પાણીથી કોગળા કરવા એ મુખની વિરસતા, મળ અને દુર્ગન્ધીનો નાશ કરે છે. ૩૬. તથા કાંજીના પાણીમાં મીઠું મેળવ્યા વગર કોગળા કરવા એ મુખ શોષને દૂર કરે છે. કાંઇક મોંને ઉંચું રાખી કોગળો મોંમાં ધારણ કરી જ્યાં સુધી મોંમાં કફ ભર્યો રહે અથવા જ્યાં સુધી નાક અને આંખમાંથી સ્રાવ થાય ત્યાં સુધી મોંમાં કોગળો ભરી રાખવો. ૩૭. મન્યા, મસ્તક, કાન, મોં અને નેત્રોના રોગ, પ્રસેક. કન્ઠરોગ, મુખરોગ,

હુલ્લાસ, તન્દ્રા, અરૂચિ, અને સળેખમ એ રોગો કવલ ગ્રહથી વિશેષ કરીને સાધ્ય છે ૩૯.

**इति गन्डूष विधि समाप्त.**

**કલિંગ પરિભાષા**—બાર ધોળા સરસવનો ૧ જવ, બે જવની એક રતી, અને ૩ રતીનો ૧ વાલ થાય છે. (૧) આઠ રતીનો ૧ માસો અને કંઇક ૭ રતીનો માસો થાય છે. ૪ માસાનો ૧ શાણ થાય છે જેને નિષ્ક અને ટંક પણ કહે છે. ૨. ૭ માસનો એક ગદીયાણો અને દશ માસાનો એક કર્ષ થાય છે. અક્ષ, પિચુ, પાણિતલ, બીડાલ પદક, સુવર્ણ અને હંસ પદક એ કર્ષના પર્યાય છે. બે કર્ષની એક શુકિત, અને બે શુકિતનો એક પલ થાય છે. ૪. બે પલની એક પ્રસૃતિની અંજલી, બે અંજલીનો ૧ શરાવ અને અર્ધા શરાવનો ૧ કુડવ થાય છે. ૫-૨ શરાવનો એક પ્રસ્થ અને ૪ પ્રસ્થનો એક આઢક થાય છે. જેને ભાજક અને કંસપાત્ર પણ કહે છે. એ ૬૪ પલનો થાય છે. ૬-૪ આઢકનો ૧ દ્રોણ થાય છે. કલશ, નલ્વણ, અર્મણ ઘટ અને રાશીએ દ્રોણના પર્યાય છે. ૭. બે દ્રોણનો એક શૂર્પ અથવા કુંભ થાય છે. બે શૂર્પની એક દ્રોણી થાય છે. અને ચાર દ્રોણીની એક ખારી થાય છે ૮ બે હજાર પલનો એક ભાર થાય છે. અને તુલા સો પલની થાય છે આ સર્વત્ર નિશ્ચય છે. ૯, માષ. ટંક, અક્ષ, બિલ્વ, કુડવ, પ્રસ્થ, આઢક, રાશિ, દ્રોણી અને ખાટીએ ઉત્તરોત્તર એક બીજાથી ચારગણાં છે. ૧૦

**इति कलिंग परिमाषा समाप्त.**

---

# સંજ્ઞા પ્રકરણ.

આંબળાં હરડે, અને બહેડાં એ ત્રણેનાં નામ ત્રિફળા છે. આ સર્વ રોગોના નાશ કરનાર સર્વ રસાયનોમાં ઉત્તમ છે. આ પ્રમેહ, અને વિષમ જવરનો નાશ કરે છે. મદ અને

ઘીમાં મેળવી રાત્રિ સમયે ચાટવું તો નેત્રવિકાર મટે છે. ૧. સુંઠ, મરી અને પીંપર એ ત્રણેને ત્રિકટુ અથવા વ્યોષ કહે છે. પીંપર પીંપરીમૂળ, ચવક, ચિત્રક અને સુંઠ (૨) એનું નામ પંચકોલ છે. એ પાંચેમાં મરી મેળવવાથી તેનું નામ ષડુષણ થઈ જાય છે. પંચકોલ, દીપન, પાચન અને રૂચિકર્તા છે. ૩. સાજીખાર અને જવખાર એ બંનેનું નામ ક્ષાર દ્વય છે અથવા જ્યાં બે ક્ષારો કહ્યા હોય ત્યાં એ બે લેવા. પહેલાં બંને ખાર, ખાખરાનો ખાર, ભાંગરાનો ખાર, અને તલોનો ખાર એ ક્ષાર પંચક છે, પહેલાં પાંચ ક્ષાર, સરગવાનો ખાર અને મોથનો ખાર, એ ક્ષાર સપ્તક છે. અને એ સાતે ક્ષારમાં ટંકણ મેળવી દેવાથી ક્ષારાષ્ટક નામ થાય છે. ૫. સીંધાલુણ, સંચળ, બીડલવણ. મીઠું, અને બંગડી ખાર એ પાંચેમાંથી ક્રમથી એક લવણ કહ્યું હોય તો સીંધાલુણ, બે લવણ કહ્યાં હોય તો સીંધવ અને સંચળ, ત્રણ લવણ કહ્યાં હોય તો સીંધવ, સંચળ અને બીડલવણ, ચાર લવણ કહ્યાં હોય તો સીંધવ, સંચળ, બીડલવણ અને મીઠું. અને પાંચ લવણ કહ્યાં હોય તો એ બધાં પાંચે મીઠાં ગ્રહણ કરવાં. ૬. ઈલાયચી. તજ અને તમાલપત્ર એ યોગને ત્રિસુગન્ધ યા ત્રિજાતક કહે છે. અને એ ત્રણે દ્રવ્યોમાં નાગકેસર મેળવવાથી તેની સંજ્ઞા ચાતુર્જાત થઇ જાય છે. ૭. વૃક્ષનાં પુષ્પ, ફળ, છાલ, મૂળ અને પાન એ પાંચેનાં નામ પંચાંગ છે. અને એ પંચાંગ તથા સાર નિર્યાસ, શાખા, દીંટીઓ એ દશ મેળવી વૃક્ષના દશાંગ કહે છે. ૮. આંબો, જાંબુ, બીજોરાં કાથો, અને બીલીગભ એ પાંચ વૃક્ષોનાં પાનનાં નામ પંચ પલ્લવ છે. ૯ લીમડાનાં પાન, ફળ, ત્વચા, મૂળ અને ફુલ એનું નામ પંચ નિંબ છે. અતિવિષનીકળી, સુંઠ, અને નાગરમોથ એ ત્રણેનું નામ ત્રિકાર્ષિક છે ૧૦. અને એ ત્રણ દ્રવ્યોમાં ગળો મેળવી દેવાથી એનું નામ ચાતુર્ભદ્ર કહેવાય છે. મદ, ઘી અને ગોળ એ ત્રણેનું નામ ત્રિમધુક છે. ૧૧. ગાયનાં

મૂત્ર, દહીં. દૂધ, ગાયનું છાણુ, અને ઘી એ પંચગવ્ય કહે છે. ચાંદી, તાંબુ, લોહ, બંગ અને શીસુ એ પાંચેનું નામ પંચલોહ છે. ૧૨. પંચલોહ, સોનું પીતળ, અને કાંસુ એ આઠેનું નામ એ લોહાષ્ટક છે. મનસીલ સફેદ મરૂઓ, જટામાસી, કચુરો, સુખટ, ઉપલેટ, વરાંગ (મજીઠ) નખલા અને શિલાજીત એ સર્વેનું નામ સર્વોષધિક છે. ૧૩ કાકોલી ક્ષીર કાકોલી, મેદા, મહામેદા, જીવક ઋષભક, ઋદ્ધિ, અને વૃદ્ધિ, એ આઠેનું નામ અષ્ટવર્ગ છે. ૧૪. અષ્ટવર્ગમાં જીવન્તી મેળવી દેવાથી જીવનીય ગણુ થાય છે. આંમલી. દાડમ, વૃક્ષામ્લ (કોકમ) અને કાથો એ ચતુરમ્લ છે. ૧૫ ચતુરમ્લ અને બીજોરાં એ પાંચેનું નામ પંચામ્લ છે. પીંપર, ઉમરડો, પારસ પીંપળો, વડ અને નેતર ૧૬. એ પાંચ ક્ષીરીવૃથી છે. અને એ પાંચેની છાલનું નામ પંચવલ્કલ છે. સત્તુને ઘીમાં શેકી ટાઢા પાણીમાં ઘોળી લેવું પરંતુ તે બહુ પાતળું ન હોય કે બહુ જાડુ ન હોય તેનું નામ મંથ છે. બીલીમૂળ, કાંસકીનું મૂળ, પાટલા, અરણીનું મૂળ, અરડુસાનું મૂળ એનું નામ બૃહત્પંચમૂળ છે. ૧૭–૧૮. બેઠી ભોંયરીંગણી, ઉભી ભોંયરીંગણી, સાલવણ, પીઠવણ અને ગોખરૂ એ પાંચે મૂળનું નામ લઘુ પંચમૂળ છે. અને બંને પંચમૂળનું નામ દશમૂળ છે. આ દશમૂળ ખાંસી, શ્વાસ, તંદ્રા અને સંનિપાતમાં શ્રેષ્ટ છે. ૧૯.

**સાધારણ પરિભાષા**—મૃદુ દ્રવ્યમાં ચારગણું પાણી, કઠીન દ્રવ્યમાં આઠગણું પાણી અને અત્યંત કઠીન દ્રવ્યમાં કષાય કષાય કરવાને માટે સોળગણું પાણી નાંખવું. ૧. ખેર આદિનો સાર, લીમડાની છાલ, દાડમ આદિનાં ફળ, અને પટોળનાં પાન ગ્રહણ કરવાં. ૨. ચુર્ણમાં બમણી સાકર અને સરખા ભાગે ગોળ મેળવવો લાડુમાં ચુર્ણથી બમણો ગોળ અને સાકર ચારગણી મેળવવી. ૩. ગળ્યો, ખાટો, ખારો, કડવો તીખો અને તુરો એ છ પ્રકારનો રસ છે. આ છ

રસ દ્રવ્યોમાં આશ્રિત છે. અને યથાપૂર્વ એક બીજાથી બળવાન છે. જેમકે તુરા રસ કરતાં તીખો રસ બળવાન છે, તીખા કરતાં કડવો બળવાન છે. ૪. એમાંથી પહેલા ત્રણ અર્થાત્ ગળ્યો ખાટો અને ખારો રસ વાયુને મટાડે છે. અને કડવો આદિ ત્રણે કફને દૂર કરે છે. તુરો, કડવો અને ગળ્યો એ પિત્તનો નાશ કરે છે. અને બાકીના વાતાદિ દોષોને ઉત્પન્ન કરે છે. ( જેમકે કડવો તીખો અને તુરો રસ વાયુને ઉત્પન્ન કરે છે. ગળ્યો, ખાટો, અને ખારો એ રસ કફને ઉત્પન્ન કરે છે અને ખાટો, ખારો અને તીખો રસ પિત્તકારક છે ૫. રસોના મધુર, ખાટો અને કડવો એવા ત્રણ પ્રકારના પાક થાય છે. ગળ્યો અને ખારો એનો વિપાક મધુર હોય છે. ખાટાનો વિપાક ખાટો જ થાય છે. અને કડવા, તીખા અને તુરા પદાર્થોનો વિપાક ઘણે ભાગે તીખો રસ થાય છે. ૬, દ્રવ્યોમાં શીત અને ઉષ્ણ ગુણોના ઉત્કર્ષથી વીર્ય બે પ્રકારનાં હોય છે. શીતવીર્ય અને ઉષ્ણવીર્ય ગુરુ, મન્દ, શીતલ, સ્નિગ્ધ, શ્લક્ષ્ણ, સાન્દ્ર, મૃદુ, સ્થિર, સૂક્ષ્મ અને સ્વચ્છએ એ દસ અને એનાથી વિરૂદ્ધ દસ મળી વીસ ગુણ કહેવાય છે. ૭.

**ઉત્ક્લેશ આદિનાં લક્ષણો**—જેમાં અન્ન બહાર ન નીકળે, મોંમાંથી પાણી અને થુક ગરે તથા હૃદયમાં અત્યન્ત વેદના થાય તેને ઉત્ક્લેશ ( ઉબકો આવવો ) કહે છે ૧. કોઇ રોગ ઉત્પન્ન થતાં જે રોગમાં રોગ ઉત્પન્ન થઇ જાય છે. અને પહેલાં રોગની ચિકિત્સાનો પ્રતિબંધ કરે છે તેને ઉપદ્રવ કહે છે. ૨. ભોજન કરવાથી, ભોજન ન કરવાથી, સ્વપ્નાવસ્થામાં જેને ઉદગાર હોય તે ઉદાન વાયુના કોપથી ઉત્પન્ન થએલ ઉર્ધ્વવાત રોગ છે. ૩. પ્રાણ વાયુ અને ઉદાન વાયુ એ બંનેમાં સમાનાવસ્થામાં મસ્તકના સ્રોત માર્ગમાં સ્થિત હોવાથી નાકમાં જે શબ્દ થાય છે. તેને ક્ષવથુ (છીંક) કહે છે. ૪. ઇન્દ્રિયોને પોતપોતાના વિષયનું ગ્રહણ ન કરવું,

ભારે પણ, બગાસાં આવવાં અને ગ્લાનિ તથા નિદ્રા આવવા જેવાં લક્ષણો જે અવસ્થામાં થાય તેને તંદ્રા કહે છે, ૫. જે અવસ્થામાં માણસ શ્વાસ અંદર ખેંચી કાંઇક વાર સુધી મોંમાં રાખી પછી તેને મોં ફાડી બહાર કાઢે તથા એ સમયે આંખોનાં આંસુ આવી જાય તે અવસ્થાને બગાસુ કહે છે. ૬ જે અવસ્થામાં અનાયાસ શરીરમાં શ્રમ વધી જાય, શ્વાસ રોકાઇ જાય, ઇન્દ્રયોની કોઈ કર્મમાં પ્રવૃત્તિ થાય નહિં તેને કલમ કહે છે, ૭, સુખકારક પદાર્થોના સ્પર્શની ઈચ્છા દુઃખકારક પદાર્થોના સ્પર્શથી દ્વેષ અને શકિત હોવા છતાં પણ કામ કરવામાં ઉત્સાહ ન થવો એ આળસનાં લક્ષણો છે. ૮. મોંમાં મધુરતા, તન્દ્રા, હૃદયમાં વેદના, ભ્રમ, અન્નની ઇચ્છા ન થવી એ ગ્લાનિનાં લક્ષણો છે. ૯. મૂર્ચ્છા, પિત્ત અને તમોગુણથી થાય છે. ભ્રમ રજોગુણ, પિત્ત અને વાતથી થાય છે, તન્દ્રા તમોગુણ, વાયુ અને કફથી થાય છે. અને નિદ્રા, કફ તથા તમોગુણથી થાય છે. ૧૦. જે અવસ્થામાં મનુષ્યને પોતાનું શરીર ભીના ચામડાથી બાંધ્યું હોય એવું જણાય તથા માથું અત્યંત ભારે થાય તેને ગૌરવ કહે છે. ૧૧.

इति संज्ञा प्रकरण समाप्त.



**યુકતાયુકત વિચાર**—સંપૂર્ણ કર્મોમાં નવાં દ્રવ્યોની યોજના કરવી, પરંતુ વાવડીંગ, પીંપર, ગોળ, ધાણા, ઘી અને મદ એ જુનાં લેવાં ૧ ગળો કડુ, અરડુસી, ભુરૂકોળુ, શતાવરી, આસન, સહચર, સવા, અને પ્રસારિણી એ ઔષધોને હંમેશાં લીલાં લેવાં પણ બમણાં ન લેવાં ૨ જે દ્રવ્ય સુકુ હોય અને નવીન હોય તેને સર્વ કાર્યોમાં કામમાં લેવાં અને લીલાં દ્રવ્યો બમણાં લેવાં એ સર્વનો નિશ્ચય છે. ૩. જયાં ઔષધ સેવનનો સમય ન કહ્યો હોય ત્યાં પ્રાતઃકાલે ઔષધ સેવન કરવું. જયાં ઔષધનું અંગ ન કહ્યું હોય ત્યાં

મૂળ લેવું, જ્યાં ઔષધનું પ્રમાણ ન કહ્યું હોય ત્યાં સરખે ભાગે લેવું અને જ્યાં પાત્ર ન કહ્યું હોય ત્યાં માટીનું પાત્ર લેવું. ૪ જ્યાં દ્રવ પદાર્થનું નામ ન લખ્યું હોય ત્યાં પાણી લેવું. અને જેમાં તેલનું ભેદ ન કહ્યું હોય ત્યાં તલનું તેલ લેવું જે દ્રવ્ય કોઇ યોગમાં બે વાર લખ્યું હોય ત્યાં બમણું લેવું. ૫ તદ્રુપ ઔષધ એક વર્ષ પછી ગુણહીન થઇ જાય છે. અને ચુર્ણ બે માસ પછી હીન વીર્ય થઇ જાય છે. ૫. ગોળી અને અવલેહ એક વર્ષ પછી ગુણહીન થઇ છે. અને આસવ, ધાતુ તથા રસ જેટલાં જુના હોય એટલો તેમાં વધુ ગુણ હોય છે. ૭. જે દ્રવ્ય ગણમાં કહ્યા છે. પરંતુ વ્યાધિને યોગ્ય હોય તેને ગ્રહણ કરવું ૮.

इति युक्तायुक्त विचार समाप्त.

---

અનન્તભટના પુત્ર શંકરની જે ચિકિત્સાની સિદ્ધિ આપનારી આકૃતિ છે. તે સજ્જનોને ચિત્તને આનંદ આપે છે ૧. શ્રીમાન રામસિંહ રાજાની અનુમતિથી મેં આ ગ્રન્થ નિર્માણ કર્યો છે. એમાં રોગનો નિશ્ચય અને ક્રમથી તેની ચિકિત્સા કહી છે. વૃષ્યયોગ, રસાયન વિધિ સંશોધનાદિ વિધિ, બસ્તિ, નસ્ય, ધુમપાન, ગન્ડુષ, કેવલ, પરિભાષા અને વ્યોષાદિ સંજ્ઞા એ સર્વ એમાં કહ્યાં છે. ૨.

**વૈદ્ય વિનોદ ગ્રંથ સમાપ્ત.**